**ભાષા-પત્ર**

Bhasha Patra

2007

**મર્યાદીત સંખ્યામાં વિતરણ માટે**

**પ્રકાશક**

**ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર**

૬૨, શ્રીનાથધામ ડુપ્લેક્ષ, શ્રીનગર સોસાયટી સામે

દિનેશ મીલ પાછળ, વડોદરા ૩૯૦ ૦૦૭

ફોન નં. : ૦૨૬૫ - ૨૩૩૧૯૬૮, ૨૩૫૯૦૫૯

ઈ-મેલ : brpc_baroda@sify.com

વેબસાઈટ : bhasharesearch.org.in

## ભાષા-પત્ર
**નવેમ્બર ૨૦૦૮**

### भाषा संस्था

कुछ दिनों पहले देवी सर के साथ नीताबेन, विपुलभाई और मैं तेजगढ़ जा रहे थे । हमारे साथ प्रॉ. ब्राअन कोट्स, उनकी पत्नी आइलीन कोट्स और हैन्नाह आल-तहेर थे। हैन्नाह जर्मनी में बी.ए. पढ़ रही है। हैन्नाह की माता जर्मनी में १ से ५ वर्ष के बच्चों के वैकल्पिक शिक्षण के एक प्रयोग से जुड़ी हैं जिसके तहत बच्चों को औपचारिक स्कूल में भेजने से पहले उन्हें छोटे जंगलों में ले जाकर एक अनोखे प्रकार का शिक्षण दिया जाता है। बच्चे वहाँ प्रकृति के साथ अपना समय व्यतीत करते हैं। हैन्नाह को तब बड़ौदा आए हुए एक ही सप्ताह हुआ था जिसके दरम्यान वह दो बार तेजगढ़ गयी थीं। बड़ौदा लौटते समय जब देवी सर ने उनसे तेजगढ़ के बारे में उनका अनुभव जानना चाहा तो हन्नाह ने कहा कि जब वह चौदह वर्ष की थीं तब उन्होंने अपने स्वप्न के स्कूल केबारे में एक निबन्ध लिखा था। और वर्षो बाद उन्हें अपनी कल्पना का स्कूल तेजगढ़ में देखने को मिला था।

उस दिन हमारे साथ मोहम्मदभाई ड्राईवर थे। वे तीन साल के बाद दूसरी बार तेजगढ़ गए थे। उनसे देवी सर ने जब तेजगढ़ के बारे में पूछा तो उन्होंने बताया कि तेजगढ़ ने उन्हें गांधी आश्रम की याद दिलायी थी।

तेजगढ़ । तेजगढ़ 'भाषा' का हृदय रहा है। तेजगढ़ अकादमी के एक तरफ है कोराज डुंगर - इतिहास का प्रतीक; प्रवेश में है महुड़े का वृक्ष जो आदिवासियों के लिए कल्पवृक्ष है और पास से गुजरती हुई रेल्वे पटरी आधुनिक विकास का चिह्न है। एक प्रकार से 'भाषा' का कार्य इन तीनों में सेतू जोड़ने का रहा है।

भाषा केन्द्र में जुड़ने से पहले मैंने बड़ौदा युनिवर्सिटी से पढ़ाई की थी। कॉलेज में मेरा विषय साहित्य था। सामान्य तौर पर माना जाता है कि साहित्य जीवन से जुड़ा होता है। पढ़ाई के दौरान भी मुझे यह प्रतीत हुआ था कि शिक्षण प्रथा सामाजिक वास्तविकता से बहुत परे है। 'भाषा' में जुड़ने के बाद कुछ समय के बाद इसकी वजह भी समझने को मिली। साथ ही शिक्षण की जीवन में सामाजिक और आर्थिक अंतर बढ़ाने की भूमिका भी समझ में आया। और इससे भी महत्त्वपूर्ण, यह व्यवस्था किस प्रकार से बदली जा सकती है यह अनुभव भी मिला। यह करना बहुत कठिन है। आम तौर पर हम किसी न किसी व्यवस्था के सांचे में ढल जाते हैं और परिस्थिती समझने पर भी बदलाव का प्रयत्न नहीं करते। समाजिक बदलाव के लिए इतिहास की समझ, सामाजिक असमानता के विविध पासे और बदलाव का बहुत स्पष्ट दृष्टिकोण और स्वरूप होना बहुत आवश्यक है। दूरदृष्टी, ध्येय, संवेदना और दृढता होने से ही समाज को सही नेतृत्व देना संभव बनता है। 'भाषा' की पिछले बारह वर्षों में एक विशिष्ट पहचान बनी है जो एक सामान्य NGO से अलग है। 'भाषा' ने एक ट्रस्ट के स्वरूप में सामाजिक दायित्त्व की भावना लोगों में जागृत की है और अपनी सोच और कार्य से एक वैकल्पिक समाज/जीवन की राह बतायी है। यह सोच एल्विन की NEFA, रविन्द्रनाथ के शान्तिनिकेतन और गांधीजी की स्वनिर्भरता और स्वराज के दर्शन पर आधारित तो है पर साथ ही आज के परिपेक्ष और आदिवासी की वास्तविकता से जुड़ी है।

'भाषा' से जो जुड़ पाये हैं वे किसी विश्वास से जुड़े हैं। ऐसा भी नहीं है कि सभी लोग जो भाषा से परिचित हुए हैं या जुड़े है, वे सभी 'भाषा' के विचार और कार्यशैली से पूर्ण रूप से हमेशा सेहमत रहे हों। कई बार विचारशैली और कार्यपद्धति दोनों से लोगों का मतभेद रहा है। परंतु अधिकांश समय लोगो ने 'भाषा' की संभावनाओं से इन्कार नहीं किया है। 'भाषा' ने जो काम हाथ में लिया है उसमें एक प्रकार की पवित्रता रही है। शायद इसलिए कि संस्था का पाया नैतिक सिद्धान्तों पर स्थापित किया गया है। यह नैतिकता केवल आर्थिक ही नहीं परंतु वैचारिक तौर पर भी कायम है। संस्था के अस्तित्व के लिए शायद कई बार उसूलों पर समझौता करना भी पड़ा हो फिर भी कभी कोई अनैतिक या कानून विरोधी निर्णय नहीं लिया है। कभी ऐसा कोई कार्य या निर्णय नहीं किया है जिससे समाज को किसी प्रकार का नुकसान हो। 'भाषा' के काम में एक निस्वार्थ भावना रही है और शायद इसलिए जो लोग इस काम में जुड़ते हैं वे उसे बहुत आसानी से छोड़ नहीं पाते हैं। 'भाषा' के काम में एक प्रकार का अध्यात्मिक बल है।

व्यक्तिगत रूप से मुझे इन सालों में बहुत कुछ जानने-समझने, सीखने को मिला है। प्रत्यक्ष जीवन और लोगों का अनुभव मुझे जो 'भाषा'से मिला है वह किसी किताब या किसी अन्य जगह नहीं मिल पाता। कई आदिवासीओं की मित्रता मिली है और आदिवासी समाज से बहुत कुछ सीखने को मिला है। कितनी भी मुश्किल या पीड़ा हो, आदिवासी अपनी परिस्थिती के सामने प्रतिष्ठा और आत्म सन्मान से जूझ रहे हैं।

'भाषा' ने इतने वर्षों में आदिवासी समाज को नई राह दिखाई है और उनके बीच नया नेतृत्व खड़ा किया है। सबसे विशेष यह है कि 'भाषा' ने आदिवासीओं पर बहुत विश्वास से उनके हाथ में उनके विकास के नेतृत्व की जवाबदारी दी है। सामान्य रूप से संस्थाओं में यह नहीं पाया जाता है। आदिवासी अकादमी एक विशिष्ट संस्थान है जो पूर्ण रूप से आदिवासीओं का है। आज के परिवेश में वैश्विक मंदी के माहौल के साथ हिंसा और देश के अन्य आंतरिक परिबलों के सामने अकादमी की जवाबदारी दुगुनी बन जाती है। 'भाषा' को पूर्ण विश्वास है कि आदिवासी की समझ से कार्यरत यह अकादमी न केवल यह कार्य कायम करेगी पर समाज को एक नया जीवनदर्शन और जीवन मूल्य प्रदान करेगी।

**सोनल बक्षी**

## ભાષા : વિકાસ કાર્યની શરૂઆત

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્રની શરૂઆત ૧૯૯૬માં આદિવાસીની કલા, સંસ્કૃતિ, બોલીના જતન માટે કરવામાં આવી હતી. આ મુદ્દાઓ ઉપર સંશોધન અને પ્રકાશન કાર્ય કરવું એ સંસ્થાનો મુખ્ય હેતુ હતો. આ દિશામાં વિવિધ કાર્યશિબિરો અને કાર્યશાળાઓ યોજવામાં આવ્યા અને આ કાર્યને ખૂબજ વેગ મળ્યો.

આ પ્રકારના કાર્યોને સાચી દિશા મળે તે હેતુથી ૧૯૯૮માં આદિવાસીના વિસ્તારમાં જઇ કામ શરૂ કરવાનું નક્કી કર્યા બાદ વડોદરા જીલ્લાના છોટાઉદેપુર તાલુકાના તેજગઢ ગામ ખાતે આદિવાસી અકાદમી નામે એક ઇન્સ્ટીટ્યુટ બનાવવાનું નક્કી થયું. આ દિશામાં પ્રયત્નો અને કાર્ય શરૂ થયાં અને ૧૯૯૯માં આદિવાસી અકાદમીની નિર્મીતિ

કરવામાં આવી. પહેલાં તો એક નાનકડા રૂમમાં વાંચનાલય થી કાર્ય આરંભાયુ. ત્યારબાદ સરકાર દ્વારા ૧૦ એકર જમીન ફાળવવામાં આવી. જેના ઉપર આદિવાસી અકાદમીના મકાનોની નિર્મિતિ કરવામાં આવી જેમાં સંગ્રહાલય, વાંચનાલય, કાર્યશાળા, બાળકોના ભણતર માટેની શાળા, આરોગ્ય કેન્દ્ર વગેરે વિભાગોની નિર્મિતિ કરવામાં આવી.

પણ મુખ્ય કાર્ય આદિવાસી અકાદમીમાં વિવિધ કોર્સ ચલાવવાનું હતું. અને આ દિશામાં આદિવાસી અકાદમી ખાતે ૨૦૦૦ના વર્ષમાં એક ડિપ્લોમાં કોર્સ શરૂ કરવામાં આવ્યો. આ કોર્સનો મુખ્ય વિષય આદિવાસી વિસ્તારના લોકોની આર્થિક અને સામાજીક પરિસ્થિતિના અભ્યાસ અંગેનો હતો. આ કોર્સ દરમ્યાન આદિવાસી વિસ્તારના અને પોતે જ આદિવાસી એવા ૧૫ વિદ્યાર્થીઓ જોડાયા જેઓ પંચમહાલ, વડોદરા, નર્મદા જેવા ગુજરાતના વિવિધ આદિવાસી જીલ્લાઓના સ્નાતક થયેલ વિદ્યાર્થીઓ હતાં. આ વિદ્યાર્થી આદિવાસી અકાદમીમાં બે વર્ષ એક નાનકડી ઓરડીમાં ભણતર મેળવતાં હતાં. તેઓને ભણાવવા અથવા તેઓ સાથે આદિવાસી વિસ્તારના લોકોની સામાજીક અને આર્થિક પરિસ્થિતિ ઉપર ચર્ચા કરવા માટે દેશ-દુનિયાના ખૂબજ જાણિતા તજજ્ઞો આવવા લાગ્યો જેમાં શ્રીમતિ મહાશ્વેતા દેવી, શ્રી ગણેશ દેવી, શ્રીમતી શીરીન રત્નાગર, શ્રી અજય દાંડેકર, શ્રી રામચંદ્ર ગુહા, શ્રી રામકિશ્ણ રેડ્ડી, શ્રી કાનજી પટેલ, શ્રી ભગવાનદાસ પટેલ વગેરેનો સમાવેશ થાય છે. બે વર્ષ ખૂબજ ઉંડાણ પૂર્વક આ વિદ્યાર્થીઓએ અભ્યાસ કર્યો અને અભ્યાસ કાળ દરમ્યાન તેઓ પોતે ગુજરાતના પંચમહાલ, દાહોદ, સાબરકાંઠા, વડોદરા, નર્મદા, સુરત, તાપી અને ડાંગ જીલ્લાઓના વિવિધ આદિવાસી ગામડાઓમાં ફર્યા. તેઓ સામે એક સ્વપ્ન હતું અને તે હતું કે એક આદર્શ ગામ કોને કહી શકાય અને આ ગામ સંપૂર્ણ રીતે આત્મનિર્ભર કઇ રીતે બની શકે.

તેઓ અભ્યાસ કાળ દરમ્યાન ગામડાઓમાં ફર્યા, પુસ્તકોનો અભ્યાસ કર્યો, તજજ્ઞો સાથે ચર્ચા-વિચારણા કરી, આદિવાસી કલાકારો-ખેડૂતોને મળ્યાં, દેશના અન્ય આદિવાસી વિસ્તારની મુલાકાત લીધી, સરકારી વિભાગોની મુલાકાત લીધી, આદિવાસીઓને મળવા પાત્ર એવા હક્ક વિશેની સભાનતા મેળવી, આદિવાસી વિસ્તારમાં ચાલતી વિવિધ સંસ્થાઓની મુલાકાત લીધી, આદિવાસીઓના હક્ક ઉપર કામ કરતાં વિવિધ કાર્યકર્તા-સંશોધકોની સાથે ચર્ચા-વિચારણા કરી અને આખરે તેઓએ આ ડિપ્લોમાં કોર્સના કાર્યકાળ દરમ્યાન એક આર્દશ ગામ કેવું હોવું જોઇએ તેની કલ્પના સામે મુકી. આ સૌ વિદ્યાર્થીઓ પોતે આદિવાસી હોઇ અને આદિવાસી ગામમાંજ રહેતાં હોઇ આર્દશ ગામ વિશેની કલ્પના ખૂબજ ગંભીરતાથી અને દરેક પાસાઓનો વિચાર કરી તેઓએ બનાવી. એક આદિવાસી ગામ સંર્પૂણ રીતે આત્મનિર્ભર અથવા પૂર્ણતઃ વિકસિત બને તેના માટે કેવા પ્રકારના મુદ્દાઓ ઉપર કાર્યો કરવાં જોઇએ તે અંગે આ કલ્પના એક દિશા સૂચક બની રહી. આ આદર્શ ગામની કલ્પના આ મુજબ હતી :

કર્જ વિનાનું ગામ, ભૂખ વિનાનું ગામ, અજ્ઞાનતા વિનાનું ગામ, રોગ વિનાનું ગામ, સ્થળાંતર વિનાનું ગામ

આ કલ્પના સાથે લઇ સૌ વિદ્યાર્થીપોતાના આદિવાસી અકાદમીના અભ્યાસ પૂર્ણ કર્યા બાદ આદિવાસી ગામડાંઓમાં કાર્ય કરવા માટે નીકળી પડયાં.

## વિકાસ કાર્યનો હેતુ :

આપણે સૌ સાંળળીએ છીએ કે ભારત દેશ એટલે કે ખેતી પ્રધાન દેશ છે અને આપણાં દેશની ૮૦ ટકા જેટલી વસ્તી ગામડાઓમાં વસે છે. એટલે કે આપણો દેશ ગામડાઓ દ્વારા નિર્માણ થયેલ છે તેવું કહેવું યોગ્ય છે. પણ જ્યારે વિકાસના કાર્યોને ધ્યાનમાં લઇએ ત્યારે હંમેશા ગામડાઓની બાદબાકી કરવામાં આવે છે. પહેલાં તો એ વિષય ઉપર વિચારીએ કે આપણે વિકાસ કોને કહીએ છીએ. જો આપણો દેશ ખેતી પ્રધાન દેશ હોય તો જમીન, ખેતી, પાણી, આરોગ્ય, ભણતર તેમાં થતાં ફેરફારને આપણે વિકાસ કહેવો જોઇએ કે ગામડાંઓનું શહેરોમાં રૂપાંતર, મોટા મકાનોની નિર્મિતિ, બહારના દેશોનું દેવું, વગેરે ને વિકાસ કહેવો જોઇએ. આપણો સૌ આ મુદ્દા ઉપર હંમેશા ખૂબજ મુંઝવણ અનુભવી રહ્યાં છીએ. ઘણાં લોકો આ મુદ્દા ઉપર ચર્ચાઓ કરે છે પણ તેનાથી કોઇ આદિવાસીઓની સ્થિતિમાં બદલ આવતો નથી. આ બદલવા માટે જુદા પ્રકારની કલ્પનાનું નિર્માણ અને તેને સફળ બનાવવા માટે કાર્યો કરવા પડશે. આપણે જાણીએ છીએ તેમ જ્યારે સરકાર દ્વારા કોઇપણ વિસ્તારના વિકાસ ના કાર્યો વિશે યોજનાઓ અને તેના માટે જરૂરી નાણાંકીય સહાયો નક્કી કરવામાં આવે છે ત્યારે સૌ પ્રથમ દેશમાં વસતા શહેરોને જ પ્રાધાન્ય આપવામાં આવે છે. આ કારણે જ શહેરો ખૂબજ ઝડપથી વિકસિત બને છે અને ત્યારબાદ એવા પ્રયત્નો હોય છે કે ગામડાઓનું પણ શહેરોમાં રૂપાંતર થાય. આ વિકાસને ધ્યાનમાં લઇ અથવા યોગ્ય ગણ ગામના લોકો આર્થિક કમાણી માટે પોતાના ગામડાં, ઘર છોડી શહેરમાં સ્થળાંતર કરે છે. અને ત્યારબાદ તેઓની જમીન ઉપર સેઝ પ્રક્રિયાના નામે બહારના આકર્ષણો પહોંચી જાય છે અને ત્યાર બાદ આદિવાસી વિસ્તારના લોકોને પોતાનું અસ્તિત્વ ગુમાવી દેવાનો વારો આવે છે. સાથે સાથે વિકાસના નામે તેઓનું શોષણ પણ થાય છે. બહારના આકર્ષણોને કારણે તેઓ પોતાની સંસ્કૃતિ, બોલી, પહેરવેશ વગેરે પણ છોડી રહ્યાં છે.

જોડે જોડે જ્યારે કોઇ પણ સરકાર દ્વારા ગામડાંના વિકાસ વિશે વિચારવામાં આવે છે અથવા તેના વિશે આયોજન કરવામાં આવે છે ત્યારે એવાજ ગામડાંઓને સમાવેશ કરવામાં આવે છે જેઓની વસ્તી ૧૦૦૦ કરતાં વધારે છે. એનો અર્થ એવો છે કે ગુજરાતના નક્શામાં એવા જ ગામડાં દર્શાવવામાં આવેલ છે કે જેની વસ્તી ૧૦૦૦ અથવા તેનાથી વધુ છે. આવા સંજોગોમાં આદિવાસીઓના એવા કેટલાંય અંતરિયાળ ગામડાંઓ છે કે જેની વસ્તી ૧૦૦૦ કરતાં ઘણી ઓછી છે. આવા ગામડાંઓ સુધી કોઇ પણ પ્રકારની સરકારની સહાય અથવા કોઇ પણ પ્રકારની વિકાસની વ્યવસ્થા કરવામાં આવતી નથી. પરિણામે આવા ગામડાં આજની તારીખે પણ બહારની દુનિયાથી બિલકુલ વિખૂટા રહેલાં છે. તેઓને બહારની દુનિયા વિશે કાંઇ જ ખબર હોતી નથી. તેઓના બાળકો માટે શિક્ષણની કોઇ જ વ્યવસ્થા હોતી નથી. આરોગ્ય માટે કોઇ સગવડ નથી. તેઓને પોતાના જીવન જરૂરીયાત ની વસ્તુની ખરીદી માટે આશરે ૨૦ થી ૨૫ કિલોમીટરનું અંતર ચાલી આવવું પડે છે.

આ બધી પરિસ્થિતિની સામે આદિવાસી લોકોને જાગૃત કરવા, તેઓને આત્મનિર્ભર બનાવવા, તેઓની આર્થિક અને સામાજીક પરિસ્થિતિ સુધરે તેવા કાર્યો કરવા, તેઓની જમીનનો બચાવ કરવો, તેઓનું સ્થળાંતર અટકે, બાળકોને શિક્ષણ મળી રહે, તેઓના આરોગ્યામાં સુધારો થાય, વગેરે પ્રકારની કલ્પના હાથમાં લઇ ભાષા કેન્દ્ર દ્વારા ગ્રામ વિકાસ કેન્દ્રની શરૂઆત કરવામાં આવી.

**વિપુલ કાપડિયા**

હવે એક વર્ષ થયું જ્યારથી હું ગુજરાત આવી શક્યો નથી. આ વર્ષમાં મને તેજગઢ અને ભાષા સંસ્થાની બહુ જ યાદ આવતી રહી છે. આમ જોઈએ તો મારા સંશોધનના કામના સંદર્ભમાં હું તેજગઢને યાદ કરું છું, કારણ કે ત્યાં મારે આદિવાસી ભાષા અને સાંસ્કૃતિક દુનિયાનો પહેલો પરિચય થયો. પણ તે ઉપરાંત બીજુ ઘણું બધું યાદ આવે છે. રાતે હું જ્યારે મારા ઘરે બેઠો હોઉ અને ચાંદ-તારા સ્પષ્ટ દેખાતા હોય, ત્યારે મારું મન તેજગઢ તરફ વળી જાય છે. તેજગઢમાં મારે કદી એકલાએ રાત પસાર કરવી ન પડી હતીં, ત્યાં હંમેશા તાપણી સળગાવવામાં આવતી હતી, અને તાપણી આગળ કોઈને કોઈક બેઠું જ રહેતું. ત્યાં તેજગઢના ટિમલી ફળિયાના કરસન કાકા બેઠા હોય, અથવા લેખક આત્મારામ રાઠોડ હોય કે મધ્યપ્રદેશ અથવા મહારાષ્ટ્રથી આવેલા છાત્રો. કોઈક તો ત્યાં બેઠું જ હોય. હું ઘણું ફર્યો, ઘણું જોયું અને વાચ્યું પણ ઘણું, પણ આ ઘડીએ મને લાગે છે કે એ તેજગઢની તાપણી આગળ મને સૌથી વધારે જાણવા મળ્યું હતું. ત્યાં જ મારો પાયો બનવા લાગ્યો અને મારા મનમાં એ તાપણીનું એક અનોખુ સ્થાન બન્યું છે.

મારી દષ્ટિથી તેજગઢ ફક્ત એક 'આદિવાસી અકાદમી' કાં તો 'સંસ્થા', એમ નથી. તે એક વિશેષ જગ્યા છે જ્યાં એક અજ્ઞાનાધાન, મારા જેવો વિદેશી છોકરો થોડા સમય રહીને આખા ભારત અને આખા વિશ્વના વ્યક્તિઓને મળી શક્યો. અહીં ઝૂપડપટ્ટીમાં રહેનાર ડી.એન.ટી. થી માંડીને દિલ્હીથી આવેલા મોટા વિદ્વાનો - બધા એક જગ્યાએ ચર્ચાઓ અને કાર્યમાં ભાગીદાર બની શક્યા.

તેજગઢ જ હતું જ્યાં મેં પહેલી વાર સંતાળ આદિવાસીની ભાષા આંદોલન વિશે જાણ્યું અને ત્યાં મારો રસ જાગ્યો. બંગાળ/ઝારખંડના સંતાળીઓના 'અક્ષર આંદોલન' ૧૮મી સદીથી ચાલે છે અને હજી પણ પોતાની ભાષાને જીવંત રાખવા માટે તેઓ લખે છે. મને પશ્નો ઉઠ્યા કે ત્યાં પરિસ્થિતી શું છે ? ફળે, મેં નવો પ્રોજેક્ટ લીધો અને બંગાળમાં આવ્યો. હું કોલકત્તા શહેરમાં સંતાળી અને બંગાળી ભાષાઓ શીખી. અહીંના આદિવાસીઓની આર્થિક પરિસ્થિતી એટલી સારી નથી પણ ભાષા જાળવવા માટે તેઓ ખૂબ જ ઉત્સાહી છે. બંગાળમાં સંતાળી ભાષામાં લગભગ એકસોથી ઉપર પત્રિકાઓ નીકળે છે. તેઓ પોતાની લીપી પણ (ઓલ-ચિકિ કરીને) તૈયાર કરેલી છે. પણ આ બધી પ્રવૃત્તી હોવા છતા તેમની કોઈ ભાષા કેન્દ્ર અથવા તેજગઢ અકાદમી જેવી સંસ્થા નથી, જ્યાંથી લેખકો, સંશોધકો અને વિદ્યાર્થીઓને સમર્થન મળી શકે. અનેક વિવિધ સંગઠનો છે જેવા કે લેખક સંગઠન, સાંસ્કૃતિક સંગઠન અને સામાજીક સંગઠનો. પણ એક પણ એવી સંસ્થા નથી જ્યાં તમામ જાતના આદિવાસીઓ, ડીએનટી તેમજ બિન આદિવાસીઓ બધા સાથે પ્રવૃત્તિઓ કરી શકે. આ વિસ્તારમાં ભાષાના ક્ષેત્રમાં ખૂબ જ વિકાસ થયો છે. પણ અહીં આવીને મને સમજ પડી કે તેજગઢ સંસ્થા કઈ રીતે મૂલ્યવાન છે, અને જો બીજી જગ્યાએ તેજગઢ જેવી સંસ્થા ઉભી થઈ શકે તો આદિવાસી સમાજ ખૂબ પ્રગતિ કરી શકશે.

**નિશાન્ત ચોકસી**

# ભાષા-પત્ર
## ઓક્ટોબર ૨૦૦૮

કાનજી પટેલ

પ્રિય ભાષા-મિત્ર,

૧૯૯૬નો ઓક્ટોબર. ૧૪-૧૫મી તારીખો હતી. ડાંગ વનની ટોચે સાપુતારામાં એક શિબિર થઈ રહી હતી. ડૉ. ગણેશ દેવીએ આદિવાસી ભાષા, સંસ્કૃતિમાં રસ રાખનાર, એના ભાવિની ચિંતા સેવતા મિત્રોને તેડ્યા હતા. કોઈ નૃવંશશાસ્ત્રી, કોઈ ઈતિહાસવિદ્, કોઈ પત્રકાર, વળી કોઈ ચિત્રકાર, તો કોઈ લેખક, કોઈ આદિવાસી મૌખિક વારસાના વાહક એવું એકદમ સ્પષ્ટ નહિ.

ડૉ. રામકૃષ્ણ રેડ્ડી, પ્રો. જ્યોતિ ભટ્ટ, ડૉ. સુરેખા દેવી, ડૉ. અજય દાંડેકર, ભુજંગ મેશ્રામ, જયદેવ હટ્ટંગડી, વસંત ડહાકે, અલકનંદા પટેલ, ડૉ. ભગવાનદાસ પટેલ, ડાહ્યાભાઈ વાઢુ, શંકરભાઈ તડવી, અશોક જૈન, ડૉ. સી. કે. શેષાદ્રિ, ચંદુભાઈ બારિયા, વિપુલ કાપડીયા, સુભાષ પાવરા, સુભાષ ઈશાઈ, કવિતા મહાજન, ડૉ. રવિકાંત જોશી, અરૂણા જોશી, રૂક્મિણી શેખર, ડૉ. ભરત નાયક, ગીતા નાયક વિ. મળ્યાં હતાં. કાર્યશાળામાં વિદ્વાન, જ્ઞાતા કે શિબિરાર્થીએવા કોઈ ભેદ ન હોતા. સૌ આદિવાસી ભાષાઓ, સાહિત્ય અને સંસ્કૃતિ વિશે માહિતીની આપ-લે કરી પરસ્પર માટે માર્ગ કરવા એકત્ર થયાં હતાં. સમાનમના વ્યક્તિઓ સંસ્કૃતિની, મૌખિકતાની સમૃધ્ધિની ખેવનાથી મળી હતી.

સતત ઘટતી જતી આદિવાસીઓની બોલાતી ભાષાઓની સંખ્યા, સમસ્ત સંસ્કૃતિના ભાવિ વિશે સમાજમાં ચાલતાં ચિંતા, ચિંતન કરનાર આ સમૂહ હતો. આ વારસો વિસરાતો જાય છે ને સાથો સાથઘણી સમૃદ્ધિ જીવંત છે. વિસરાતાને આંકવું અને જીવંતને સમૃદ્ધ કરવું આ બે મુખ્ય બાબતો ચર્ચામાં રહી. શું અંકિત કરવું, કેવી રીતે, ક્યાંથી મેળવવું, પ્રકાશિત કરવું, ચિત્રકળા, ગાયન, નૃત્ય, કથાઓ, આખ્યાનો, ગાથાઓ કંઈ કેટલાય પ્રકારે આદિવાસીની સર્જકતા જોવા મળી છે. એ બધાં પાસાંમાં ખ્યાલમાં રાખવાનો દષ્ટિકોણ, પદ્ધતિ, હેતુ વિ. ની વિશદ ચર્ચાઓ થઈ.

સ્વતંત્ર ભારતની ભાષા અંગેની સરકારી નીતિમાં આદિવાસી ભાષાઓને લગભગ નહિવત મહત્ત્વ મળ્યું છે. એ સંસ્કૃતિ, ભાષા, કલા વિશે ઘણા ઊંચા શબ્દોમાં વાતો થઈ છે પણ નક્કર કશું થયું નથી. લોકો, જાગૃત સમૂહો જ લોકોના આવા જીવાતુભૂત સવાલો માટે સક્રિય થવાની અનિવાર્યતા ઉત્પન્ન થઈ છે. ભારતના બંધારણની આઠમી સૂચિમાં ગણીગાંઠી બાવીસ કે પચ્ચીસ ભાષાઓ જ માન્યભાષાઓ ગણાઈ છે. બાકી કેટલાય કરોડ આદિવાસી, કોરેમોરે રહેલી લઘુમતિઓની ભાષાઓને લીપિઓ ન હોવાથી ભાષા તરીકે મહત્વ નથી મળ્યું.

રાજ્યે જેને માન્ય કર્યાં નથી તેવાં ભાષાઓ, સંસ્કૃતિઓ, સાહિત્યોમાં આદિવાસી સમુહોની ભાષાઓ, સંસ્કૃતિઓ, સાહિત્યો જ છે. તે સૌનો મૌખિક વારસો કેટલો સમૃદ્ધ છે તેની માનવ સમાજને પ્રતીતિ છે પણ એ

પ્રતીતિ શાસકીય સમર્થનમાં ફેરવાઈ નથી. ભારતની વસતિમાં ૧૪ થી ૧૫% જેટલી આદિવાસીની જનગણના થાય છે. એ તરફ ધ્યાન જાય તે માટે દાખલા, દલીલો કરવામાં આવ્યાં.

આઝાદ ભારતના અવકાશમાં શિક્ષણ, આર્થિક વિકાસ, માનવગૌરવથી વંચિત એવા સમુહોની કલ્પકતા અને જ્ઞાન પ્રણાલીઓના સંચય, સંરક્ષણ, સમર્થન અને વિકસન માટે તરત - આગ લાગી હોય અને અગ્નિશમન કરવા કરવું પડે તેવું - કશુંક કરવાની જરૂર વિશે એકમત હતો.

ડાંગની થાળીકથા, ભજનો, ખેડબ્રહ્માનું ભીલોનું ભારથ, તુલસીરામની પાવરીનું ગાયન - આટલાં વાનાં મૌખિકતાની અદ્ભૂત ઉર્જા વ્યક્ત કરી ગયાં. આ બધી અચાનક, આસમાની, અંદરથી ઢંઢોળનારી રજૂઆતો રહી. એ રજૂઆતોના છેડે શ્રોતાઓમાં આકંઠ મૌન છવાઈ જતું. તુલસીરામની પાવરીએ કલાકથી વધુ સમય સુધી પ્રાણ પૂર્યા. સૌને બરાબર યાદ છે એ પ્રાણપુરણી. ડુંગરે ડુંગરે, છાપરે છાપરે, આદિવાસીના ખોળિયે ખોળિયે એ પ્રાણપૂરણી.

સવારે ૮ થી સાંજના ૭ સુધી અને ભોજનવિરામો ઉપરાંત વાર્તાલાપ ચાલ્યા. મોડી રાતે સાપૂતારાના ઢોળાવનાં ફળિયે પ્રત્યક્ષ વિનિમય થયા. બોલી, ગાયન, લહેકા, રંગ, માહોલ, ખાણીપીણાના પરિચય સૌએ લીધા. બે દિવસ સુફલ ભર્યા હતા.

ત્યાં એમ ઠેરવાયું કે -

- આદિવાસી ભાષાના મૌખિક, સાહિત્યીક અને કલા વારસાનાં અંકન, પ્રકાશન પધ્ધતિસર રીતે કરવાં
- અભ્યાસુઓને આ સામગ્રીનું દશ્ય, શ્રાવ્ય, અંકિત રૂપ સંપડાવવાં
- આ માટે પ્રાદેશિક, રાષ્ટ્રિય સ્તરની કાર્યશાળાઓ યોજવી જેમાં આ વિવિધ વારસાની ચર્ચા, સમજ કેળવાય
- મૌખિકથી મુદ્રિત સ્વરૂપ સુધી પહોંચવા માટે કોઈ વ્યવસ્થિત તંત્ર ઊભું કરવું.
- કથિત મુખ્યધારા અને આદિવાસી સાહિત્ય વચ્ચે સંવાદ રચાય તે માટે સાહિત્ય પરંપરાના તુલનાત્મક અભ્યાસ કરવા.
- આદિવાસી ભાષા માટે ઝૂંબેશ શરૂ કરવી.

આખા સંવાદનો મતલબ એક હતો કે આપણા સાહિત્યીક ઇતિહાસ, સાહિત્ય વિવેચનોને આદિવાસી સાહિત્યની મુલ્યવાન પરંપરાઓ બતાડવી. આ અભ્યાસની પ્રક્રિયાઓ ચોક્કસ પણે જૂદા જ પ્રકારની હશે એ નક્કી હતું.

આ બે દિવસો ભારતની આદિવાસી ભાષા, સંસ્કૃતિ અને આદિવાસી સમાજની અસ્મિતા માટે નિર્ણાયક હતા એવું આજે જોતાં સમજાય છે. વિનીત સૂરમાં થયેલા એ દિવસોના વિચારો, ઠેરવેલા ઉપાયોથી આદિવાસી ભાષાઓમાંથી દેશ અને દુનિયાને ઘણું માતબર સાહિત્ય મળ્યું. એમાંનો જ્ઞાનરાશિ સમાજ હવે માપી રહ્યો છે.

પછી એ દર વરસે આદિવાસીઓએ ભાષા કેન્દ્ર અને તેના કાર્યકર્તાઓ સાપુતારામાં અચૂક મળે છે. વિવિધ

વિષયો પર ચર્ચાઓ કરે છે. અગાઉ થયેલ કાર્યોની ચર્ચા કરે છે. ભાવિમાં શું કરવું એનાં સૂચનો કરે છે.

ભાષા આંદોલનને દસ વર્ષ થયાં એનો કયાસ ગયા વરસે લેવાયો. ડાંગની મૌખિક પરંપરાનાં કથારત્નોના સંપાદક ડાહ્યાભાઈ વાઢુના સંપાદન કાર્યને પીછાણવા ગયા વરસે ૨૦૦૭ના ઓક્ટોબરમાં બે દિવસ ચર્ચાઓ થઈ. આસપાસના પંથકનો આદિવાસી સમાજ પણ તેમાં હાજર રહ્યો.

દર વરસે અહીં સાપુતારામાં આદિવાસી કળાઓની નૃત્ય, ગીતોની રજૂઆત પણ થતી રહે છે. આદિવાસીઓના પ્રશ્નોની વિશદ ચર્ચા અને ઉપાયોઅંગે સઘન ચિંતન થાય છે. દરવર્ષનાં આયોજનોમાં સ્થાનિક મિત્રો, સાથે ડાહ્યાભાઈ વાઢુ, પ્રા. વિક્રમ ચૌધરી, પ્રા. ધીરૂભાઈ પટેલ જેવા મિત્રોની સૂઝભરી સામેલગીરી રહે છે.

આદિવાસીના જંગલજમીનના પ્રશ્નો, તે માટે સરકારમાં કરવાની રજૂઆતો પણ અહીં જ આકાર લે છે. સાપુતારાની આ ટોચે આદિવાસી સમાજ, સંસ્કૃતિ માટે અનેકશઃ પ્રકાશ પાથર્યો છે. ભાષા-વિચાર અને અમલના માર્ગમાં આપણે દાંડી મુકામે ૧મે ના રોજ છેલ્લાં પાંચ વર્ષથી મળી રહ્યા છીએ. દાંડી સંમેલનોમાં રાષ્ટ્રીય સ્તરનું બે આદિવાસી સાહિત્ય-સંસ્કૃતિ સંમેલન પણ છેલ્લાં બે વર્ષોમાં આપણે ઉત્સાહપ્રેરક રીતે થતાં જોયા. સેંકડો લેખકો, વિચારકો, કાર્યકર્તાઓ ભાષા આંદોલનને સમગ્રલક્ષી રીતે આગળ વધારી રહ્યા છે. આખો દક્ષિણ ગુજરાતનો પંથક, એમા શિક્ષણજગતનાં અનેક યુવાનો, સામાજિક કાર્ય ક્ષેત્રના અનેક પીઢ લોકો આમાં પોતાના વિચારો રજૂ કરતા જઈને આંદોલનને મક્કમ રીતે બળ આપી રહ્યા છે. આ કાંઈ નાની સૂની સામાજિક પ્રાપ્તિ નથી.

આ વરસે ૧૪-૧૫ ઓક્ટોબરે આદિવાસી મૌખિક અને મૌલિક સાહિત્ય વિશે ગુજરાત સાહિત્ય પરિષદના સહયોગમાં પરિચર્ચા યોજાય છે. એના અનેક ફલિતાર્થો છે. સાપુતારામાં આ બે દિવસોની ચર્ચા અને એમાંથી પ્રગટતા પ્રકલ્પો, વિચારણાઓના પરિણામે એક નક્કર વિચાર-કાર્યપીંડ બંધાયો છે. અનુભવથી લાધેલું સત્ય રસ્તો બતાવે છે.

૧૯૯૬થી થયેલા આરંભથી આજ સુધી ભાષા કેન્દ્રે અનેક મહત્વનાં પ્રકાશનો કર્યાં છે. પુસ્તકો ઉપરાંત 'ઢોલ' સામયિક દ્વારા આદિવાસી ભાષા સાહિત્ય સંસ્કૃતિનું કાર્ય પણ થયું છે. છેલ્લાં અગિયાર વર્ષો દરમ્યાન અનેક નવા ભાષામિત્રો આપણને સાંપડ્યા છે. મૌખિક અને મૌલિક સર્જનના સંપાદનનું નોંધપાત્ર કામ થયું છે. આદિવાસી ચૈતન્ય ટ્રસ્ટ અને સંવેગ ફાઉન્ડેશન આદિવાસી અને સર્વ સમાજને અનેકશઃ સ્પર્શીવૈકલ્પીક ચિંતનનો પ્રત્યક્ષ કરી રહ્યાં છે. પૂર્વ પ્રકાશના આરંભથી આપણને પૂર્વના, પૂર્વજોના, પૂર્વદેશોના વિચાર મંથનો, આદર્શો, જીવનકૃતિઓ મૌખિક અને અનેકવિધ સાહિત્યકૃતિઓ એ બધાનો મુદ્રીત પ્રસાર શરૂ થયો છે. સંઘર્ષ શતક ગ્રંથશ્રેણી ન્યાય પૂર્ણ સુખ અને શાંતિભરી સમાજ વ્યવસ્થા માટે માનવ્યના સ્થાપન માટે ઉદ્યત છે.

નવા સાથીઓ સાંપડ્યા છે. ભાષા કેન્દ્ર આરંભાયું, આદિવાસી એકેડમીએ નવચૈતન્ય આણ્યું, ગ્રામવિકાસ કેન્દ્રો બહુવિધ પ્રકલ્પો થયા. આઠસોથી ય વધુ ગામો સુધી કાર્ય લઈ સાથીઓ પહોંચ્યા. આજે અડધો કરોડ લોકો સુધી આદિવાસી સંસ્કૃતિ, ભાષા, સાહિત્ય, કલા બાળે નવજાગરણનો સંદેશ પહોંચ્યાનો અંદાજ કરી

શકાય તેમ છે.

મૌખિક સંસ્કૃતિ, મૌલિક સર્જન અને આદિવાસીઓની સર્વતોમુખી નવી સક્રિયતાનાં બીજ સાપુતારાના ડુંગરે ઓગણીસસો છન્નુની ચૌદ-પંદરમી ઓક્ટોબરે મંડાયાં હતાં. આજે બાર વરસે જોનારા એને જૂએ છે. કાલે સૌને એમાંથી મોટો દાખલો મળશે.

કારણ?

આગળ વાત કરીએ.

માનવ સમાજમાં ભેદબુદ્ધિ ભારે વિપત્તિ લાવે છે. એનાથી સંઘર્ષો થાય છે. ઉંચ, નીચના ભેદો સમાજને કોરતા રહ્યા છે. ભેદ કરીને એકાંગી રીતે જોવાનું, વર્તવાનું નથી. સંપૂર્ણ રીતે જોઇએ તો કહેવું પડે કે માનવી એની ક્રિયાથી દેખાય. એ ક્રિયા જેટલી જીવન પોષક એટલો વધુ આહ્લાદ સમાજમાં આવે.

આ આહ્લાદની મૂડીથી સમાજ ઉન્નત થાય.

આહ્લાદ એકલા વર્તમાનનો નહિ, એકલી કલ્પનાથી નહિ પણ ભૂતકાળના, ગાથાના રટણથી વધે છે.

આહ્લાદના મૂળમાં રહી છે ભાષા, ધ્વનિ અને લયની લીલા.

ભૂત અને ભાવિ, ભાષાની સર્જના, શબ્દ અને વ્યંજના, મંચ અને અવકાશ-આદિકાળથી મીઠી મુંઝવણ થઇને માનવહૈયાને ખીલવે છે.

સ્મૃતિના દ્રાવણમાં કલ્પનાના રંગથી જીવનનું પાત્ર છલકે છે. કેટલાં ઐશ્વર્ય, અર્થ આ ધરતીના પટ પર વાણીથી, ભાષાથી મળે છે!

એ ભાષા માટે, વાણી કાજે, માણસાઇને સારુ આપણે માણસો વળીવળીને એકઠાં થયાં છીએ. ઇતિહાસના અનેક થાનકે, પરિબળોના ધક્કાથી, સંવેગના મારથી ખુદને ઓળખવા, આળખવા, ઉચ્ચારવા આપણી હકારવાચી ઊર્જાથી લાખો વરસોની વાટમાં મથ્યાં છીએ.

આજનો આ એક મુકામ છે. એમાં મથવા આપણે મળ્યાં છીએ.

કુદરતમાં રહેતાં, વેગળાં થતાં, હોંસાતૂંસી કરતાં, ખાતાં-ખવાતાં-ખૂટતાં ગયાનું આપણી સ્મૃતિમાં ઝળકે છે. કોણ કહી શકશે આ છેલ્લું મોજું છે?

હજુ ઘણા કહેર, સંતાપ માણસના ભાયગમાં લખાયા છે.

લાગે છે, આ કામ ખચિત જ ઇતિહાસનાં બળોએ આપણા માટે ઠેરવ્યું છે.

આ કાર્યથી હોલવાતી ભાષાઓને, ખવાતા માનવ્યને પ્રાણ મળશે. એક દુ:ખી, અન્યાયી, વિરૂપ વર્તમાનનો વિકલ્પ રચાશે.

ખૂટતાં સંસાધનો, વિલાતી વનસ્પતિ, હુલતાં પંખી-જનાવર, ફેલાતો ક્ષય-આ બધાંની પડછે જીવતરનું સાક્ષ્ય પૂરવાનું છે.

એક રીતે તો લીલોતરીનાં વાસી અને કુદરતનાં ચાહનારાં સૌ આદિવાસી જ કહેવાય. વનરાઇ, ડુંગરા, જળ,

જમીન, ખનીજને પી જવાનું ક્યાં સુધી ચાલશે? સંયમ તો લાવશું કે? નવા રસ્તા નહિ લઇએ? પુનઃ સાધ્ય શક્તિસ્ત્રોતો ગોતીશું કે? સેન્દ્રિય કૃષિથી પર્યાવરણને, સૌ જીવ ખોળિયાંને બળ દઇશું.

ગામને નરવું, શહેરને સોઝ્ઝું રાખ્યાં વિના ચાલશે?

ગામને હામ આપવા યોજનાઓની દિશા, દષ્ટિ બદલવી પડશે. કોઇ કહેશે આ તો સરકારનું કામ છે. ખરેખર તો આ દેશનું કામ છે. અરે, સરકાર પણ દેશમાં આવે છે.

ધાર્મિક, આર્થિક અને રાજકીય સત્તાની મર્યાદાઓ ઇતિહાસે બતાવી દીધી છે.

આ માળામાં સુખ, શાંતિ આવી જ શકે. સહકારી મન અને તન આજેય ગામડાંમાં, જંગલમાં, ડેરાઓમાં જનપદોમાં મોજૂદ છે. વિચાર અને કાર્યના સૂત્રથી એ સહુને જોડવા સમજુ જણ આગળ આવી પોતાના ઘરમાં, કબીલામાં જોતરાઇને કામ કરે એવાંની સંગત મોટી કરે તો કાલ ઉજળી થાય.

આખરે આખી આર્થિક, સામાજિક, સાંસ્કૃતિક પ્રવૃત્તિ છે તો માણસ માટે જ કે? માણસની આ સંયમહીન, અમર્યાદ લાલસાને સમજવા, વારવાના ઇલાજો કર્યા વિના નહિ ચાલે. જ્યાં હઇએ ત્યાં મનને સમિતિમાં રાખીએ.

આપણી સઘળી સ્મૃતિ, સૂઝ, અનુકંપા અને દષ્ટિને સોંસરાં કરવા બોલતા, જીવાતા શબ્દને ખોળે જવું રહ્યું. એવો શબ્દ જ માણસાઇની સાખ પૂરશે.

સરકારી આંક કહે છે-ભીલી ભાષા બોલનારો સમુહ ૫૦% થી ય વધુ ઉમેરાયો છે. પણ કહેવાતી સભ્ય, મોટી સંસ્કૃતિઓ આદિવાસી ભાષા, સંસ્કૃતિને ગણકારતી નથી.

આગળ દેખાતી સંસ્કૃતિમાં લીખિત શબ્દ મૌખિક શબ્દ કરતાં મોટો ભાસે છે. સાક્ષરતા નિરક્ષરતા સામે તીરછું જૂએ છે. આ અલ્પ, સંકિર્ણ સમજ મૂકવી રહી. એને મટાડવાની કિલ્લીઓ મૌખિક શબ્દમાં છે, આદિવાસી કલ્પનાશીલતામાં છે. આદિવાસીની કળામાં, કથામાં, રંગમાં, આકારમાં, લયમાં છે. એવી કલ્પકતા જે વ્યાસમાં હતી જે સ્વૈર, આઝાદ શબ્દમાં વિહરતા હર જમાનાના કવિમાં હોય, એવું આદિવાસીપણું પ્રત્યેક માનવીની નિર્દોષ, નિષ્પ્રપંચ પ્રેમની, કૃતિની પળોમાં હોય છે. સૃજનની નિરમળ પળ ધરતી પટે કાયમ રહો.

એવી સહુની ભાવના હો, પ્રાર્થના હો, ભાષા હો, કૃતિ હો.

સૌ એ કૃતિમાં ભેગાં રહીએ.

આજને ઠીક રાખીએ

કાલે સારાં વાનાં થશે.

આ વાંચીને હોંકારો કરજો.

ગણેશ દેવી

દોસ્તો તમે ઘોડા તો જોયા હશે જ. સામાન્યતઃ બોલતો ઘોડો ન હોય પણ એક વાર્તામાં એવો ઘોડો છે કે જે માનવી જેવું જ બોલે છે, એટલું જ નહીં પણ એમના વિચારવાની પદ્ધતિ પણ માનવી જેવી જ છે. એ ચાલે તો પણ લગભગ માનવી જેવું જ ચાલે છે અને એના સુખદુખ પણ આપણાં જેવાં જ. તે એક ગામથી અન્ય ગામો સુધી ફરતો રહે છે. દરેક ગામના લોકો એને મહારાજ નામથી ઓળખે છે. એ ગામમાં આવે તો લોક પુછે છે, ''આજે કેવું રહ્યું મહારાજ ?'' અને મહારાજ માથું હલાવી કહે છે કે, ''આજે પણ કશું બન્યું નથી.'' એ એવા બનાવના પ્રતીક્ષામાં છે કે એક તો એ પુરેપુરા ઘોડા જેવો બની જાય અથવા પુરેપુરો માનવી જેવો બની જાય.

ગામમાં એક રૂપાળી છોકરી છે. ચંપાબેન નામની. ચંપાબેનના પ્રેમમાં બે છોકરા, તેનસિંગ અને માનસિંગ છે. ચંપાબેનને બન્ને ગમે છે. તનસિંગ ગમે છે કારણ કે એ દિમાગથી ખૂબ હોંશિયાર, બુદ્ધિશાળી છે; માનસિંગ ગમે છે કારણ કે એ શરીરથી મક્કમ અને તાકાતવર છે. પણ અહીં થોડો લોચો થાય છે. તનસિંગભાઈને ભગવાને શરીર નબળું આપ્યું છે અને માનસિંગભાઈને ઉપરવાળાએ બુદ્ધિ જેવું ખાસ કંઈ આપ્યું નથી. એટલે એક રહ્યા બુદ્ધિવાળા પણ નબળા શરીરવાળા અને બીજા રહ્યા તાકતવર પણ મંદ બુદ્ધિવાળા. હવે ચંપાબેન સામે પ્રશ્નાર્થ છે; એ પરણે તો કોની સાથે, માનસિંગ કે તનસિંગ ?

ત્રણે જણા તેલાવને મેળે જાય છે. ત્યાં જંગલમાં દેવસ્થાન છે. બરાબર એ જ સ્થળે તનસિંગ અને માનસિંગ વચ્ચે ઝઘડો શરૂ થાય છે. બન્ને પાળિયું લઈને એક બીજાને કાપવા સુધી મસલો આવી જાય છે. અને ખરેખર જ બન્ને એકબીજાનું માથું શરીરથી અલગ કરી દે છે.

ચંપાબેન ગભરાય છે અને રડવા માંડે છે. દેવસ્થાન સામે ઊભા રહીને ચંપાબેન રડે છે, તો સામેથી ઈશ્વરી અવાજ આવે છે, ''બેટા, તું રડીશ નહીં, હું બન્નેને ફરીથી જીવતા કરી શકીશ. માત્ર તારે જે તેના શરીર સાથે જે તેનું માથું ચોટાડવું.'' ચંપાને થોડી રાહત મળે છે. એ એકેક માથું લઈને જે તે શરીરને ચોટાડવાની શરૂઆત કરે છે, પણ પછી એને યાદ આવે છે કે નબળા શરીરનું માથું બુદ્ધિશાળી હતું અને સારા શરીરવાળાનું માથું થોડું કાચું હતું. એટલે થોડા ચતુરાઈથી એ સારા શરીર સાથે સારું માથું અને નબળા શરીર સાથે નબળું માથું ચોટાડી, દેવસ્થળને પગે લાગે છે. એ આંખ ખોલે તે પહેલાં બન્ને યુવાનો જાણે કે કશું થયું જ નથી એવી રીતે ઊભા થાય છે, અને ઝગડો થયો જ ન હોય એ રીતે હળીમળીને ફરી એક વાર તેલાવને મેળેથી પાછા ફરે છે.

મનમાં ને મનમાં ચંપા વિચારે છે, ''આ બેમાંથી કયો તનસિંગ અને કયો માનસિંગ ? નબળા શરીરવાળાને તનસિંગ કહેવાય તો એના વિચારો તો માનસિંગ જેવા છે, અને એ જ વાત મક્કમ શરીરવાળા માનસિંગની.''

દિવસો વીતી જાય છે, વર્ષો વીતી જાય છે. ધીમે ધીમે જે તે માથું તે તે શરીર પર રાજ કરવાનું શરૂ કરે છે. ધીમે

ધીમે જે પહેલાનું માનસિંગનું શરીર હતું તે તનસિંગ જેવું બનતું જાય છે, અને જે પહેલાનું તનસિંગનું શરીર હતું તે માનસિંગ જેવું બની જાય છે. ગામના લોકો બન્નેને પૂછતા રહે છે, ''અલ્યા માનસિંગ, તને શાની બિમારી થઈ છે ? અને તનસિંગ તું આટલો જાડો કઈ રીતે થઈ ગયો ?'' ચંપા જાણે છે કે તનસિંગ અને માનસિંગ વચ્ચે થોડું 'મિક્ષપ' તો થઈ ગયું છે.

આપણા મહારાજ ગામે ગામે ફરે છે અને કોઈ પૂછે, ''મહારાજ આજે કશું બન્યું ?'' તો જવાબ આપે છે, ''આજે પણ કશું નથી બન્યું આપણું.''

આ પ્રકારની વાર્તા વેતાળ બત્તીશી નામના ગ્રંથમાં લખાયેલી હતી. આજથી આશરે ૧૬૦૦ વરસ પહેલાંની આ એક લોકકથા છે. એ જે લોકભાષામાં હતી ત્યાંથી જર્મન સર્જક ટૉમસ માનના જોવામાં આવી અને માને તેનું કથાસૂત્ર લઈ એની સરસ નવલિકા બનાવી. માનના નવલિકાના આધારે ત્યારપછી આપણા ભારતના જ કન્નડ ભાષાના સર્જક ગિરિશ કર્નાડે તેની આધારે હય વદન નામથી ખુબ સારું નાટક લખ્યું. એમના નાટકમાં (જો કે તેમના પાત્રોના નામ અલગ છે) ચંપા,મ ાનસિંગ અને તનસિંગ ફરી એક વાર તલાવને મેળે ફરવા જાય છે, ફરી એક વાર ઝગડો કરે છે, ફરી એક વાર દેવતા ચંપાને બન્નેને જીવતા કરવાનું વચન આપે છે, ફરી એક વાર ચંપા બન્નેના માથા અને શરીરમાં ફેર કરે છે, કોઈએ જોયું ન હોય એવું સમજી ચંપા બીજી વાર તનસિંગનું માથું નબળા શરીર જોડે અને માનસિંગનું માથું ભક્કમ શરીર સાથે જોડે છે. ચંપાને થાય છે કે હવે પછી તો રસ્તો નીકળશે.

પણ એવું થાય તો ક્યારેક થાય કે આપણે કઈ કરીયે અને કોઈ ન જુએ. આપણે માનીએ છીએ કે આપણે કશું કરીશું અને આપણને કોઈ પણ જોશે નહીં, પણ કોઈ પણ કોઈ જોઈ લે છે. એટલે કે ચંપાએ ફરીએક વાર માથાં ચોટાડયાં ત્યારે બીજા કોઈએ નહીં પણ આપણા ઘોડા મહારાજે એ જોઈ લીધા. અને ચંપા, તનસિંગ, માનસિંગ ત્યાંથી ગયા પછી દેવસ્થળ સામે ઊભા રહી ઘોડા મહારાજે પ્રાર્થના કરી, ''અમને પણ પૂર્ણત્વ આપજો.''

તે દિવસે સાંજે આપણા મહારાજ ગામમાં ફરી એક વાર આવે છે. ''મહારાજ આજે કશું બન્યું?'' તેમનો જવાબ એવો ને એવો જ, આજે પણ કશું બન્યું નથી. કર્નાડ સાહેબનું નાટક તો ચાલતું રહે છે અને છેવટે માનસિંગ અને તનસિંગનું તો બાજુમાં રાખજો પણ આપણા મહારાજ સંપૂર્ણ માનવી બનવાની જગ્યાએ સંપૂર્ણ ઘોડા બની જાય છે. અને એમની માનવીની બોલતી જ બંધ થાય છે.

આવા પ્રકારની વાર્તા વાંચતા સમયે આપણને મજા આવે છે; પણ મૂળનો પ્રશ્ન તો રહયો જ કે ખરેખર બદલાવ ની પ્રક્રિયામાં આપણે જે પણ પ્રયત્ન કરી રહ્યા છે તેથી આપણો પૂર્ણ ઘોડો કે પૂર્ણ માનવી થવાનો છે કે નહીં એની કોઈ નિશ્ચિતી નથી. મારી વાત સમજી ગયા હશો એવું માનું છું.

વરસો પહેલાં આપણે બધાએ મળીને આદિવાસી સમાજને એક વચન આપ્યું છે. આપણે બધાએ એવો નિશ્ચય કર્યો છે કે અત્યારના વિશ્વના આર્થિક પરીબળોમાં કચડાઈ રહેલો આદિવાસી સમાજ સમાનતા અને સભાનતાના રસ્તે આવે અને આત્મનિર્ભર બને, તે માટે આપણે બધા પ્રયત્નશીલ રહીશું. બાર વરસના પ્રયત્નો પછી હું જોઊં છું તો અડધા મિત્રો મોટરસાયકલ ઉપર અને મોબાઈલ પર વાતો કરતા જોવા મળે છે અને બાકીના અડધા ભાગના મિત્રો પગપાળે અથવા સાયકલ પર હજી પણ રખડી રહ્યા છે એ જોવા મળે છે. એક જ બેચમાં

ભણેલા છોકરાઓ અને છોકરીઓ એક જ વિભાગના કામ કરતા હોય તો ત્યાં છોકરીના હાથમાં ઝાડુ આપવામાં આવે છે અને છોકરાઓ ખુરસી પર બેસી રાજ કરે છે. આપણે ઘોડા બનીશું કે માનવી ? આ લગભગ હજાર-દોઢહજાર વરસનો પ્રશ્ન છે, જેનો ઉત્તર આપણે પણ આપવાનો રહ્યો. આટલી વાર્તા અને ત્યાર પછીનો પ્રશ્ન લખ્યા પછી મેં આપણા મિત્રો વિરેશભાઈ, નગીનભાઈ, વિપુલભાઈ અને સોનલબેન સામે આ પ્રશ્ન મૂક્યો. તેઓના જવાબ નીચે મુજબ આવ્યા.

**વિરેશ રાઠવા :**

વરસો પહેલા આપણે બધા ભેગા મળીને નક્કી કર્યા પ્રમાણે આદિવાસી તેમજ નબળા વર્ગના સમાજને આત્મનિર્ભર અને સામાજિક, સાંસ્કૃતિક, આર્થિક સમાનતા તરફ લઈ જવાના વચનને ભૂલીને પોતાના હિતની ચિંતા કરવા તરફ વળી રહ્યા છીએ. જેથી પૂરા માનવી થવાની જગ્યાએ પૂર્ણ ઘોડો કે પૂર્ણ માનવી બન્નેય બની ન શક્યા.

**નગીન રાઠવા :**

ઉપરની વાર્તા વાંચ્યા પછી મને એવું લાગે છે કે આપણે જો સમાનતાવાળા સમાજનું નિર્માણ કરવું હોય તો આપણે પૂર્ણ માનવી બનીને નિસ્વાર્થ ભાવે કોઈપણ ભેદભાવ વગર કામ કરવાનું રહ્યું.

**વિપુલ કાપડિયા :**

આપણે સૌ ભલે અલગ અલગ કામમાં જોડાયા છીએ પણ આપણે સૌ જાણીએ છીએ કે આપણા સૌની કામની દિશા એક જ છે. ઉપર આવેલ પ્રશ્નથી એવું જણાઈ રહ્યું છે કે આપણા કામની દિશા એક છે એવું જાણીએ છીએ પણ આપણું કામ અલગ અલગ છે, આનાથી મોટા ભેદભાવો આપણામાં ઊભા થયા છે. આના કારણે જ કોઈ ખુરસી પર બેઠું છે, તો કોઈ સાયકલ પર ગામમાં ફરે છે. આપણે સૌએ એવો પ્રયત્ન કરવો જોઈએ કે આ ભેદભાવ દૂર થાય. આપણું કામ ભલે અલગ રહ્યું, પણ આપણે જે વચનો આપ્યાં છે તે આપણે સૌએ ભેગા મળી પૂરા કરવાં જોઈએ. આ થવાથી જ આપણે સૌ સંપૂર્ણતઃ માનવી બની શકીશું.

**સોનલ બક્ષી :**

ઉપરની વાર્તાને સમઝતા મને એવું લાગે છે કે સૃષ્ટિએ જે સ્વરૂપ કે સક્ષમતા આપી હોય, તેમાં કોઈ વિશિષ્ટ રૂપે ફેરફાર કરવું શક્ય નથી. માનવ જીવનને પૂર્ણતઃ પ્રાપ્ત કરવાનું એક પ્રવાસ અથવા પ્રયાસના રૂપમાં જોવામાં આવે છે. દરેક વ્યક્તિ માટે પ્રવાસના ધ્યેય પામવના માર્ગ જુદા જુદા હોય છે, આપણે બધા જે ભાષા કેન્દ્રના કાર્યમાં જોડાયા છે તેને પણ એક પ્રકારનો પ્રયાસ અથવા પ્રયોગના રૂપમાં જોઈ શકાય છે. આપડો મૂલ હેતુ આદિવાસી સમાજને ટકાવી રાખવો, તેણે સધ્ધર કરવો,તેમજ આદિવાસી જીવનની આવશ્યકતામુજબ જીવન જીવવાની

શૈલીને બીજા સમાજ સામે આદર્શ તરિકે મુકવાનો રહ્યો છે.

સમાજમાં આર્થિક અસમાનતાના લીધે ઘણા ભેદભાવ વ્યક્તિ વ્યક્તિની વચ્ચે જોવા મળે છે. પોતાની જરૂરિયાત વ્યક્તિ પોતે નક્કી કરે છે. જ્યારે જરૂરિયાતની કોઈ સીમા રહેતી નથી અથવા તો તે જ્યારે લોભમાં પરિવર્તે છે અને જ્યારે નબળા સમાજ માટે સહાનુભૂતી ગુમાવે છે ત્યારે ભેદભાવ ઉત્પન્ન થાય છે. બીજું કે આપણા વિકાસના કાર્યમાં દરેક વ્યક્તિની જવાબદારી જુદી હોય છે, એક બીજાની કામની સમજ તેમજ તેનો માન રાખવો જરૂરી છે. ગામમાં લોકો સાથે સતત સંપર્કમાં રહેતો કાર્યકર્તા હોય અથવા શિક્ષક હોય - બધાને કામના ધ્યેય અને તેને પ્રાપ્ત કરવાના સાધનની સમજ હોવી ખૂબ જ જરૂરી છે. ત્યારે જ ભેદભાવ ઓછા થશે.

આપડે સમાજમાં જે સમાનતા અથવા પરિવર્તન લાવવાનો પ્રયત્ન કરી રહ્યા છીએ તેમાં આપડે જે કહીએ છીએ તેણે પોતાના જીવનસરરણીમાં અનુસરવું જરૂરી છે. જો આપડી બોલીને કૃતીમાં સમાવેશ ન કરી શકીએ તો આપડા કહેવા અને કરવામાં અંતર રહેશે અને તેમાંથી ભેદભાવ વધશે.

## સંસાધનો વિનાની જાગૃતિ વાંઝણી છે

આદરણીય વડીલશ્રી ગણેશ દેવી,

ઉત્તમ કક્ષાના લેખક, પત્રકાર, વક્તા બનવા માટે ઓછામાં ઓછા પાંચ હજાર શબ્દોનું ભંડોળ હોવું જોઈએ એવું મેં ક્યાંક વાંચ્યું છે. હું જ્યારે આ પત્ર લખી રહ્યો છું ત્યારે મારી પાસે તો પાંચસોનું પણ શબ્દ ભંડોળ નથી. જેથી ગાંડી, ઘેલી ભાષામાં, શબ્દોમાં, વાક્યોમાં લખી રહ્યો છું. મારા લખાણમાં નાની-મોટી ભૂલ હશે તે બદલ હું પ્રથમથી જ માફી માગું છું.

સંસાધનો વિનાની જાગૃતિ વાંઝણી છે એ મેં મથાળા પર લખ્યું છે. તે કોઈની સામે પડકાર ફેંક્યો નથી. ફરિયાદ નથી, સલાહ કે સૂચન પણ નથી. મારા હૃદયમાં જે વિચારો મને મૂંઝવી રહ્યા છે, અનેક સંગઠનો જે આદિવાસી સમાજની ઉન્નતિ માટે, વિકાસ માટે બનાવ્યાં હતાં તે મે ભાંગી પડતાં, તૂટતાં જોયાં છે. એ સંગઠનોનો અભ્યાસ કર્યા પછી મને લાગ્યું કે હું પણ એક સંગઠનનો જ માણસ છું, સંગઠનમાં રહીને જ કાર્ય કરૂં છું. આદિવાસી સમાજની પ્રગતિ માટે ઘણાં સંગઠનો ભૂતકાળમાં બન્યાં, વર્તમાનમાં કાર્યરત છે. તેમાંથી મોટા ભાગના વાંઝણાં સાબિત થયાં છે. એટલે જ આદિવાસી સમાજ આજે વિનાશની આરે છે.

લગ્ન કર્યા પછી બે પાંચ વર્ષમાં બાળકો પેદા ન થાય તો સ્ત્રીની હાલત કેવી ખરાબ બને છે? તેને વાંઝણનું લેબલ લાગી જાય છે; પતિ, સાસરીયા, સગાં વહાલાં એના તરફ કેવો અભિગમ અપનાવે છે ? કઇ દૃષ્ટિથી જુએ છે ? સ્ત્રી ખરીપણ ફળ વિનાની, પતિ, સાસરીયા માટે નકામી બની જાય છે, કારણ એક જ કે એ વાંઝણી છે. એનું રૂપ, સૌંદર્ય, ડિગ્રી પતિ માટે ગૌણ બની જાય છે. કારણ કે સંતાનો પેદા થવાનાં જે કુદરતી સંસાધનો એનામાં હોવાં જોઇએ તે નથી. જાગૃતિ, વિકાસનાં કામ કરતાં સંગઠનોનું પણ કંઈક આવું જ છે. (સમાજની ઉન્નતિ સંદર્ભમાં)

વિચારો ગમે તેટલા ઊંચા, સારા, સમાજને સાચી દિશા આપનારા હોય પણ એને અમલ કરવાનાં સંસાધનો (માનવીય, આર્થિક) ટાંચાં હોય, નહિવત્ હોય તો વિચાર ચલિત થઈ શકતો નથી. ચલિત થાય તો થોડો આગળ વધી અટકી જશે, સ્થગિત થઈ જશે, કારણ કે વિચારને નેતૃત્વ આપનાર માણસો સંસાધનોના અભાવે અટકી જશે, બીજા ક્ષેત્રમાં જોડાઈ જશે. એની પણ લાચારી છે.

આજે ગાંધીજીની વિચારધારા દુનિયા જે સંકટમાં આવીને ઊભી છે, તે સંકટમાંથી મુક્તિ અપાવવા સક્ષમ છે. છતાં એમની વિચારધારાને વહન કરનારા નિષ્ઠાવાન લોકો ઓછા કેમ છે ? ગાંધીજીની સ્વાલંબન અને સ્વશાસિત ગામડાંની નીતિ ભારતમાં કેટલે અંશે પ્રસ્થાપિત છે ? મને ખબર નથી. ભારતમાં ગ્રામસ્વરાજ અને સ્વશાસન વાળું ગામ ક્યાં છે ? ગાંધીજી પર લોકોને વિશ્વાસ હતો, ગાંધી વિચારમાં નહીં તો જ આવું થાય. મને લાગે છે કે આપણે ગાંધીજીનું કાર્ય કરી રહ્યાં છે પણ ગાંધીજીનું નામ લેતા નથી, ગાંધીની ખાદી પહેરતા નથી.

સ્વાલંબન અને સ્વશાસન ગામડામાં સ્થપાય એમ ગાંધીજીની નેમ હતી. ગાંધીજીના શબ્દોને આપણે આત્મનિર્ભર ગામ નામ આપ્યું. ખાદી પહેરીને જ ગાંધીજીનું કાર્ય થાય એમ હું માનતો નથી. માનવીય સંવેદના હોય તો મહેલમાં રહીને, સૂટ-બૂટ પહેરીને પણ ગાંધીજીનું કાર્ય થાય, સવાલ નિષ્ઠા અને માનવીય સંવેદનાનો છે. આજે ખાદી પહેરીને (ગાંધીવાદનું મહોરું પહેરી) લોકો ગાદી સુધી પહોંચ્યા છે. ગાંધીજી પાછળ અને ગાદીવાદીઓ, ખાદીવાદીઓ આગળ નીકળી ગયા છે (ટીકા કરવાની હેતુથી નહીં વાસ્તવિકતા છે તે લખી રહ્યો છું.)

આપણે ભાષાનું આંદોલન ચલાવી રહ્યા છીએ, વૈચારિક, જાગૃતિનું આંદોલન ચલાવી રહ્યા છીએ, આત્મનિર્ભરતાનું આંદોલન ચલાવી રહ્યા છીએ, આ આંદોલન ચલાવવા માટે મોટા પાયે માનવીય અને આર્થિક સંસાધનોની જરૂરિયાત ઊભી થવાની છે, વિશાળ સામાજિક અને ભૌગોલિક નેટવર્ક ઊભું થવાનું છે, લાખો લોકોને આ કાર્યમાં જોતરવાના છે. આ બધાને ચલિત કરવા આર્થિક સંસાધન મહત્વનું છે. આજે દુનિયામાં કોઈ પણ પ્રવૃત્તિને આગળ ધપાવવા, પ્રેરણા આપવા મારી દષ્ટિએ નાણું મુખ્ય પ્રેરક બળ છે. (સાધુ-સંત, ફકીરોના) થોડા અપવાદોને બાદ કરતાં આંતરિક પ્રેરણા અને બાહ્ય પ્રેરણા આ બે પ્રેરણા મનુષ્ય પાસે કાર્ય કરવા માટે છે. દુનિયામાં થતી પ્રવૃત્તિઓનું વિશ્લેષણ કરીશું તો જણાશે કે મોટા ભાગના લોકો આજે બાહ્ય પ્રેરણાથી કામ કરી રહ્યા છે. જે જરૂરી પણ છે. આપણે દરેક આ કામ કઈ પ્રેરણાથી કરી રહ્યા છીએ તેનો ભવિષ્યમાં જવાબ મળી જશે. ગાંધીજી, ઇસુ, કબીર, મીરાંબાઈએ પોતાની આંતરિક પ્રેરણાથી કામ કર્યું એટલે લક્ષ્ય સુધી પહોંચી શક્યા. એમને કોઈ બાહ્ય મહત્ત્વકાંક્ષા ન હતી, અંગત મહત્વકાંક્ષા પણ ન હતી કે હું રાજા થાઉં, રાષ્ટ્ર પ્રમુખ થાઉં, અબજોપતિ થાઉં. એમની મહત્ત્વકાંક્ષા સામાજિક હતી. એટલે એમને કોઈ સત્તા, કોઈ સુંદરી કે પ્રલોભન લલચાવી શક્યા નહીં. બંદુકની ગોળી પણ એમને ડરાવી શકી નથી.

આપણે બધા કામ કરનારા સાધુ-સંત, ફકીર કે બાવા નથી, સંસારી છીએ. મોટા ભાગના કાર્યકર્તાઓની અંગત લાગણીઓ હોય છે, કારણ કે તે બધા સંસારી છે, ઘરની જવાબદારીઓથી પણ બંધાયેલા હોય છે. હું આપણા કાર્યકર્તાઓનું નિરીક્ષણ કરું છું ત્યારે એક ચિત્ર મોટા ભાગના કાર્યકર્તાઓના ચહેરાપર દેખાય છે તે દુ:ખનું ચિહ્ન. કાર્યકર્તાઓના ચહેરાપર નૂર હોવું જોઈએ, જે સમાજમાં ઉત્સાહ પ્રેરવા, જોશ ભરવા, પ્રેરણા આપવા નીકળ્યો છે તે પોતેજ દુ:ખી જણાય, નિરાશ દેખાય, તો સમાજને કોઈ રીતે પ્રોત્સાહિત કરી શકે? કાર્યકર્તાની લાચારી હું જાણુ છું. મુખ્ય સમસ્યા આર્થિક છે. એને કેટલીક પાયાની સગવડો હોવી જોઈએ, જેથી તે સ્વસ્થચિત્તે કામ કરી શકે. આર્થિક સંસાધનોના અભાવમાં એ કામને ન્યાય આપી શકતો નથી. ગામમાં કે સમાજમાં એ હિંમતથી ઊંચા અવાજે બોલી શકતો નથી. વિરોધ પણ કરી શકતો નથી. આર્થિક સમસ્યા એને કનડી રહી છે (વિચારવા માટે).

ગાંધીજીએ દુનિયાને નવી થિયરી આપી. સમાજના કાર્યમાટે એણે સાધુ-સંતો નહીં બનાવ્યા; એમણે કાર્યકર્તા બનાવ્યા, જે સવાર-સાંજ થોડો સમય ભેગા મળે બાકીનો સમય ફિલ્ડમાં ખર્ચે, લોકો સાથે વધારે સમય ગાળે, સાંજે પાછા ભેગા મળી કરેલાં કાર્યોનું ચિંતન કરે. પોતાની જાત સાથે સંવાદ કરે અને આનંદ કે દુ:ખ અનુભવે, થિયરી પ્રમાણે.

થિયરી (વિચાર) ➪ પ્રયત્ન ➪ પરિણામ ➪ ૧.લાભ (સંતોષ આનંદ) ૨.નુકસાન (અસંતોષ, દુઃખ)

આપણને આપણા કાર્યમાંથી આનંદ, સંતોષ મળવો જોઈએ. મને સમાજના કામમાંથી આનંદ ન મળતો હોય તો મારે સમજવું કે મારી આ કામ માટે લાચારી છે, સારા વિકલ્પના અભાવે હું કામ લાચારી કરી રહ્યો છું.

આત્મનિર્ભર ગામની કલ્પના કરું છું ત્યારે મનમાં હંમેશા એક વિચાર આવે છે, ગામનાં ગોવાળિયા, કોટવાળિયા, હળપતિઓ કે આવાં બીજાં સમૂહોને જેમણે જેમણે બધું જ ગુમાવી દીધું છે કે છીનવી લીધું છે એવાં સમૂહોને માત્ર આત્મનિર્ભર બનવાનો વિચાર આપવાથી તે આત્મનિર્ભર બની શકશે ? કે આવા સમૂહોને થોડી નક્કર મદદ કરીને પગભર બનાવવાની કોશિશ કરીશું ? આપણે કોઈને દાન, ભેટ કે સીધો લાભ આપીને આત્મનિર્ભર બનાવવાનું નથી, પણ આવાં સમૂહ માટે અલગથી વિચારવું પડશે જેમણે બધું જ ગુમાવી દીધું છે, કમરતોડીને મહેનત કરવા છતાં કશું ભવિષ્ય દેખાતું નથી. તે વર્તમાન ક્ષણને નજરમાં રાખીને જીવે છે, સારા ભવિષ્ય માટે વર્તમાનનો ભોગ આપવા તૈયાર થતો નથી. એને ચારે બાજુ અંધારું દેખાય છે, આવાં સમૂહોને કોઈ રીતે માત્ર આત્મનિર્ભરતાનો વિચાર આપીને બેઠા કરી શકાય ? કે પછી ગીતાના સૂત્ર મુજબ ફળની આશા રાખ્યા વિના કર્મ કર્યે જા એવું કહેવું ? મારી પાસે કોઈ ભૂખ્યો માણસ આવે અને હું તેને કંઈ પણ વસ્તુ આપ્યા વગર કહું, જા ખાઈ-પીને આનંદ કર, તો શુ એ આનંદ કરશે ? આત્મનિર્ભરતાના ખ્યાલમાં પણ જો માત્ર વિચાર જ આપ્યા કરીશું તો મને નથી લાગતું કે આત્મનિર્ભરતાના વિચારને ઝાઝી સફળતા મળે.

મને લાગે છે કે લક્ષ્ય સુધી પહોંચવા આત્મનિર્ભર અને સ્વાભિમાની આંદોલન ઊભું કરવું જોઈએ અને આ માટે પોતાનાં સંસાધનો ઊભાં કરવાં જોઈએ. આપણે મહીથી તાપી સુધી ૨૨૦૦ ગામડાઓમાં કામ કરવાનું છે, લાખો લોકો સાથે કામ કરવાનું છે. આપણે લોકોને સાચી અને સારી દિશા આપીશું તો લોકોનો વિશ્વાસ સંપાદન કરીશું. લોકોને સારી સેવા આપીશું, સાતત્ય જાળવીશું તો મને લાગે છે કે આંદોલનને આગળ ચલાવવા સંસાધનો પણ અંદરથી મળી રહેશે અને લક્ષ્ય સુધી પહોંચવામાં મુશ્કેલી ઓછી આવશે.

વસાવા ગુરજીભાઈ કે.

ગણેશ દેવી

હાલમાં એક પત્ર મળ્યો. લાંબા સમય પછી મને વિચાર કરવા પ્રવૃત્ત કર્યો એવો આ પત્ર છે. પત્રલેખકને ધન્યવાદ મોકલું છું. આ પત્રમાં આપણા કામ વિશેના અમુક મૂળભૂત પ્રશ્નો ઉપસ્થિત કરવામાં આવ્યા છે. એ પ્રશ્નોનો સરવાળો નીચે મુજબ છે :

કામ મહત્ત્વનું કે કામ કરવાવાળી વ્યક્તિ મહત્ત્વની ?

આપણા કાયકર્તાઓ વચ્ચે 'સાહેબ' વૃત્તી વધી રહી છે કે ?

આપણે આદિવાસી પ્રજાના સુખદુઃખ થી અપરિચિત થઈ રહ્યા છે કે ?

આપણા એક બીજા વચ્ચેનો સંવાદ ઓછો તો થતો નથી ને ?

આ બધા પ્રશ્નો હું ઘણા સમયથી જાતને પૂછી રહ્યો છું. જે દોસ્તે પત્ર લખ્યો એમનો આભાર માનું છું કે આ પશ્નો વિશે વાત કરવાનો મોકો તેઓએ મને આપ્યો.

## કાર્ય કે વ્યક્તિ ?

દરેક દેશના સરહદપર લઢતા સૈનિકો, ઠંડક કે તડકો જોયા વગર કાર્યતત્પર રહે છે, અને યુદ્ધ નો પ્રસંગ આવે તો લઢતા લઢતા પ્રાણાહુતિ પણ આપે છે. મુંબઈમાં શેરબજારમાં બેઠેલા શેઠિયા પાચ મિનીટમાં જેટલાં નાણાં ફુંકી કાઢે છે તેથી ઘણાં ઓછાં આવા સૈનિકોના તમામ જીંદગીભરની કમાણી હોય છે.

મોટા મોટા તંત્રજ્ઞો અને શાસ્ત્રજ્ઞોને નોબેલ પ્રાઈઝથી બિરદાવવામાં આવે છે. તેઓને માન્યતા, સંપત્તિ, સુખ બધું જ મળતું રહે છે, જ્યારે એક નાનકડા ગામમાં નિશાળમાં ભણાવતા શિક્ષકને સાઈકલ ખરીદવા માટે નાણાં પણ મળતાં નથી.

મંત્રીશ્રીઓ અને તંત્રીશ્રીઓ એરકંડિશન ઓફિસમાં બેસે અને હવાઈ જહાજમાં જ ફરે છે, જ્યારે આપણને રોજે ટપાલ પહોંચાડવાવાળા ટપાલીએ પગપાળે શહેરોમાં અને ગામડાઓમાં ફરતા હોય છે.

આ દાખલા આપવા પાછળનો હેતુ એવો છે કે સમાજમાં વિષમતા ભરાયેલી છે. મંત્રીશ્રીઓ અને તંત્રીશ્રીઓને પુછીએ તો એ કહેશે તે તેઓ ઉપર તમામ દુનિયાની જવાબદારી હોય છે. વાસ્તવિકમાં તો ટપાલી હોય કે વડાપ્રધાન, સૈનિક હોય કે વેપારી દરેકને સમાનતાથી જીવવાની તક હોવી જોઈએ.

આ પ્રકારનો વિચાર કરવાવાળા આપણે જ પહેલા નથી. આ પૂર્વે પણ આ પ્રકારના વિચાર ખૂબ ગંભીરતાથી સમાજ સામે મુકવામાં આવ્યા હતા. જે ચિંતકોએ આ પ્રકારના વિચાર દુનિયા સામે રજુ કર્યા તેમાંથી સૌથી મહત્ત્વના ચિંતક હતા કાર્લ માર્ક્સ.

માર્ક્સ હતા જર્મનીના, પણ તેઓના દેશમાંથી તેમના વિચારોને એટલો જબદરદસ્ત વિરોધ ઊભો કરવામાં આવ્યો કે પછી તે ઇંગ્લંડમાં જઈ લગભગ છુપાછવાયા રહેવા લાગ્યા. ત્યાંથી તે પુસ્તકો દ્વારા અને નિવેદનો દ્વારા પોતાના વિચારો દુનિયા સામે મૂકતા રહ્યા. તેમના વિચારોનું પ્રમુખ સૂત્ર એ હતું કે સમાજમાં દરેક આર્થિક રીતે સમાન હોવા જોઈએ અને તે પ્રકારની સમાનતા લાવવા માટે સંપૂર્ણ સમાજરચના બદલવાની હાકલ માર્ક્સે કરેલી. તેઓનું માનવું હતું કે સમાનતા લાવવા માટે જરૂર પડે તો સશસ્ત્ર ક્રાંતિનો રસ્તો પણ ઉચિત ગણાશે.

માર્ક્સના વિચારના આધારે રશિયામાં રાજ્યક્રાંતિ થઈ તેમજ ચીનમાં પણ નવી સરકાર અને નવા સમાજની રચના કરવામાં આવી. રશિયામાં ક્રાંતિ થઈ ૧૯૧૮માં, અને ૧૯૮૮માં - એટલે કે લગભગ ૭૦ વરસ સમયગાળા પછી - રશિયાનિ રાજ્યવ્યવસ્થાએ પોતાનું લગભગ દેવાળું જાહેર કર્યું, અને છેક અમેરિકાના ભંડોળવાદી પ્રસ્થાપક થઈ જવાનું પસંદ કર્યું. હવે આ ભંડોળવાદી રસ્તો એટલે 'કોઈપણ જાતની રોકટોક વગર નફો કમાવો' એવું સ્વીકારતી અર્થવ્યવસ્થા. ચીનમાં ૧૯૪૮માં રાજ્યક્રાંતિ થઈ. આજે ચીનની પણ સ્થિતિ લગભગ એવી જ બનેલી છે.

વ્યક્તિથી કામ વધારે મહત્ત્વનું છે એવું માનવાવાળા આ બે દેશો એકતરફ. એમની સામે લગભગ એ જ પ્રકારના વિચારો પણ જેમાં હિંસાનો હિસ્સો જરાય નથી એવી ગાંધી વિચારધારા.

ગાંધી વિચારધારામાં એવું માનવામાં આવ્યું કે સામાજિક કાર્યમાં જે પણ નાણાંનો વપરાશ થાય એ પોતાની માલમત્તા નહિ પણ સમાજનું ધન છે એ ભૂલ્યા વગર કામ કરવું. હથોડીથી ઠોકી બેસાડેલી સમાનતાના બદલે – અને રશિયા અને ચીનના દાખલા પરથી એવી રચના લાંબા સમય સુધી ટકતી નથી એ સ્પષ્ટ થયેલું છે – ગાંધીજીએ વ્યક્તિના કોઠાસુઝમાંથી ઉદ્‌ભવેલી સમાનતાને વધારે મહત્ત્વ આપ્યું હતું. એટલે દરેક કાર્યકર્તાએ અન્ય કાર્યકર્તા વિશે સ્નેહભાવ જાળવવો, એકબીજાની કાળજી લેવી, બધાએ મળીને સદ્‌ભાવના અને શાંતિથી કામ કરવું અને પોતાને સામાજિક કાર્યમાં ટ્રસ્ટી માનવા એવો આગ્રહ હતો.

ટ્રસ્ટી શબ્દ ખૂબ ગંભીરતાથી સમજવો જોઈએ. ટ્રસ્ટી એટલે માલિક ન હોય. ટ્રસ્ટીએ ક્યારે ય સામાજિક કાર્ય માટે સંસ્થા પાસેથી આર્થિક લાભ ન લેવો જોઈએ, પરંતુ સામાજિક કાર્ય માટે પોતાને ખર્ચે સંસ્થાને ઉપર લાવી જોઈએ. આ બધા ગાંધીજીના વિચાર રહેલા છે.

આપની સંસ્થા માર્ક્સવાદી નથી. આપણી સંસ્થા હિંસા પર વિશ્વાસ રાખતી નથી. આપણી સંસ્થામાં રંગભેદ, વર્ણભેદ, જ્ઞાતિભેદ વગેરેને જરાય સ્થાન નથી, અને રહેશે નહીં. આપણી સંસ્થા ગાંધીવાદી છે, એટલે સંસ્થામાં રહેલા દરેક કાર્ય અને કાર્યકરો પ્રત્યે ટ્રસ્ટીશીપની લાગણીથી સંસ્થા જુએ-વિચારે છે.

ભાષા સંશોધન પ્રકાશન કેંદ્રે જે કામ શરૂ કર્યું તે આગળ લઈ જવા માટે આપણે ચૈતન્ય ટ્રસ્ટ અથવા સંવેદ ટ્રસ્ટ જેવી સંસ્થાઓનું નિર્માણ કરેલું છે. આ નિર્માણ પાછળ હેતુ એવો રહેલો છે કે સંસ્થામાં રહેલા દરેક કાર્યકર્તાને ટ્રસ્ટી બનવાની તક મળતી રહે. આપણે રચેલા બધા જ ટ્રસ્ટોના નિયમોનું માળખું પણ એ હેતુથી જ રચાયેલું છે.

ધારો કે અમુક કાર્યકર્તાએ પોતે જ અલગપણું રાખ્યું, પોતાને માત્ર 'સેવક' અથવા કર્મચારી હોવાના નજરથી જ જોયું, અને સંસ્થા એક અને આપણે અન્ય એવો અભિગમ રાખ્યો, તો પ્રત્યક્ષ ગાંધી પણ આ ધરતી પર ફરીથી અવતરે તો આપણી સંસ્થાને બચાવી શકશે નહીં. આ આપણા બધા માટે ઊંડા વિચાર અને ચિંતન કરવા જેવો વિષય છે.

ઘણા બધા કાર્યકર્તાઓને સંસ્થા તેઓ પર અન્યાય કરી રહી છે એવી લાગણી રહેલી છે અને એ પ્રકારની લાગણીનું કારણ માત્ર આર્થિક રહ્યું છે. એવા કાર્યકર્તાઓએ ખાસ વિચાર કરવાનો છે કે આપણે માત્ર કર્મચારી છીએ કે આ સંસ્થાના ભવિષ્યના ટ્રસ્ટી પણ છીએ ? સાથે સાથે જ તેઓથી અનુભવમાં અને ઉંમરમાં વડીલ હોય એવા કાર્યકર્તાઓએ પણ વિચાર કરવો રહ્યો કે માત્ર 'સ્વાન્ત સુખાય' એટલે પોતાના ઉન્નતિ માટે જ મથતા રહેવું કે નાના ગામડાઓમાં દિલથી અને જાનથી પરિશ્રમ કરી રહેલા અન્ય કાર્યકર્તાઓનો પણ વિચાર કરવો.

મારા ઉપરનાં વિધાનો તો માત્ર મર્યાદિત મહત્ત્વના છે. સૌથી મહત્ત્વનો મુદ્દો તો એવો છે કે આપણામાંથી દરેકની બોલણી અને કરણી વચ્ચે પરસ્પર સંબંધ છે કે નહીં, હોવો જોઈએ કે નહીં ? એટલે ધારો કે તમે સૌથી

પ્રમુખ કાર્યકર્તા છો, અને ગામડે ગામડે ફરી દરેક સભામાં વ્યાસપીઠ પરથી તમે એકતા અને પ્રગતિની વાત કરતા હશો, પણ આપણી ઓફિસમાં જ એકતા અથવા સમાનતા ન હોય, તો આપણું બોલવું કોણ સાંભળશે અને કોણ માનશે ? ખરેખર તો સમસ્યા આર્થિક નથી, કારણ કે આપણામાંથી દરેકની આર્થિક પરિસ્થિતિ, દરેકની આવકના આકડા વધતા ઘટતા રહેવાના છે; પ્રશ્ન એવો છે કે આપણામાંથી દરેક જણ વધારે સારા વ્યક્તિ બનવા માંગીએ છીએ કે નહીં. અને સારું બનવું એટલે ધનવાન બનવું એવો અર્થ તો નથી થતો. સારું બનવું એટલે આપણી કરણી અને બોલણી બન્ને એક જ હોવા જોઈએ.

આપણું કામ સારું છે, સારું રહેલ છે. કદાચ એ વધારે સારું થવા પ્રયત્નો પણ કરવાના રહ્યા. પણ આપણું કામ માત્ર કેટલા ગામ સુધી પહોંચ્યા અને કેટલી મંડળી બનાવી અથવા કેટલાં વ્યાખ્યાનો ભર્યાં અને કેટલાં પુસ્તકો વાંચ્યાં એવા આંકડાકીય વર્ણનથી માપવું યોગ્ય નથી. આંકડા તો ખરા અને લક્ષ્યાંક પણ જરૂરી જ હોય છે, પણ સૌથી મોટા કામનું લક્ષણ એ છે કે એ કામ કરતે કરતે કામ કરવાવાળા વ્યક્તિમાં મોટું અદભુત સ્થિત્યંતર આવવું જોઈએ અને એ પ્રકારનું સ્થિત્યંતર આવી જાય, એવા પ્રકારે વ્યક્તિમાં આવેલા બદલાવથી એની જીવનદષ્ટિનો વિકાસ થાય તો પછી ઘણા બધા અન્ય પ્રશ્નો તમને નિરર્થક લાગવા માંડશે.

કોઈ મને કહેશે કે અમે કઈ સાધુ નથી, માનવી છીએ. ભલા માણસ, તમે સાધુ નથી તે ખૂબ જ સારું છે કારણ કે સમાજનો અને જવાબદારીનો ત્યાગ કરી જીંદગી પાસેથી પલાયન કરવામાં ખાસ પુરુષાર્થ નથી. એટલે આપણે સાધુ નથી તેથી હું રાહત અનુભવું છું. આપણે રહ્યા માનવી, અને આપણને માનવી બનવાની કોશિશ પુરેપુરી કરવી પડશે. એ કોશિશમાં સૌથી મહત્ત્વની વાત છે કે અન્ય માનવીઓની મદદ કરવી. જે આદિવાસી પ્રજા દુઃખમાં સબડતી રહી છે, તે પ્રજાનું દુઃખ ઓછું થાય તેવાં કામો કરવાં, તેવાં કામો સ્વેચ્છાથી કરવાં, પ્રતિબદ્ધતાથી કરવાં. માત્ર મારા માટે જ હું કહું તો આ પ્રકારના કાર્ય કરવાની તક મને મળી છે તે વિશે હું ઇશ્વરનો આભારી છું, જાતને ભાગ્યવાન સમજું છું. તે કાર્ય માટે કોઈ બદલો મળે એવી ઇચ્છા પણ હું નથી રાખતો. હું સાધુ નથી, માનવી બનવા માંગું છું. આપણને બધાને જ આ તક મળેલ છે અને આપણને બધાને જ સારા માનવી હોવાના આનંદનો અનુભવ હોવો જોઈએ.

જે પ્રિય મિત્રનો પત્ર આવ્યો તેમના સુધી આ મારા વિચાર સારી રીતે પહોંચશે એવું હું માનું છું. એ મિત્ર ખૂબ વિચારશીલ છે, તે ઉપરાંત ખુબ જ નિર્ભય છે અને સાચા દિલના છે. તેઓની અંદર નિષ્પાપ હોવાનો પૂરેપૂરો ખ્યાલ રહેલો છે. હું ધન્યતા અનુભવું છું કે આ પ્રકારના કાર્યકર્તાઓવાળી સંસ્થા સાથે હું સંકળાયલો રહ્યો છું. પણ મારા મિત્રને મારી ખાસ વિનંતી છે કે આ ભાષા પત્રનું વાંચન કર્યા પછી એ નદી કિનારે અથવા કોઈ મહુડા નીચે શાંતિથી બેસી, જાત સાથે મનન અને ચિંતન કરે. જાતને પૂછે કે પત્ર લખવા પાછળનો તેઓનો હેતુ સફળ રહ્યો કે અસફળ રહ્યો ? એવું પણ પૂછે કે આ ભાષા પત્ર દ્વારા તેઓને નવું વિચારવા જેવું કશું મળ્યું ? એવું હોય તો એ ફરીવાર મને પત્ર લખે, જે નિર્ભયતાથી પહેલો પત્ર લખ્યો છે, બિલકુલ એવી જ નિર્ભયતાથી. ભાષા પત્ર શરૂ કર્યો તેનો હેતુ સંવાદનો હતો. આજે એ સંવાદ શરૂ થયો છે તેનો સંતોષ અનુભવી રહ્યો છું.

# ભાષા-પત્ર
## જુલાઈ ૨૦૦૮

દોસ્તો, આજે ત્રણ ઝૂંબેશોની વાત તમારા સામે મૂકવા માગું છું. આ ત્રણે ઝુંબેશો આદિવાસીના અસ્તિત્વ અને અસ્મિતા સાથે જોડાયેલી છે, અને આપમાંથી ઘણાં બધાં પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રીતે આ ઝુંબેશમાં સામેલ પણ થયાં છો. એટલે તે વિશેની થોડીઘણી માહિતી તો આપને હશે જ, પણ સંપૂર્ણ માહિતી કદાચ ન હોય અને તે સંપૂર્ણ માહિતી આપવાની મારી જવાબદારી છે. એટલે લખી રહ્યો છું.

**આદિવાસી ભાષાનું અસ્તિત્વ**

૧૯૮૪માં પહેલી વાર હું આદિવાસી ભાષાના અસ્તિત્વ વિશે સભાન બન્યો. આપણા દેશના બંધારણમાં જે ભાષાનો ઉલ્લેખ થાય છે એવી તે સમયમાં માત્ર પંદર ભાષા હતી. આજે એ સંખ્યા વધીને ૨૧ થયેલી છે. પણ આ ભાષાઓ સિવાય કેટલી બધી અન્ય ભાષાઓ આપણા દેશમાં બોલાય છે ! એ બધી ભાષાઓની જાળવણી અને સંવર્ધન માટે કોઈ જ વ્યવસ્થા નથી. આ ભાષાઓમાંથી મોટા ભાગની ભાષાઓ આદિવાસી બોલે છે. જેની અંદર ગોંડી, ભીલી, સંથાલી, કોરકૂ, મુંડા જેવી ભાષા આવે છે. આદિવાસી એકેડમીના મ્યુઝિયમમાં એક આંટો મારશો તો એ બધી ભાષાઓનાં નામ એકસામટાં જોવા મળશે. આમ તો દરેક ભાષા નિર્માણ થાય છે, જીવે છે અને અંતે વિલય પામે છે. જે રીતે પ્રાણીઓમાં અથવા વૃક્ષોમાં ઉત્પન્ન થવાની પ્રક્રિયા અને મૃત્યુ પામવાની પ્રક્રિયા સતત ચાલતી રહે છે એવી જ રીતે ભાષાઓના જન્મ-મૃત્યુની પ્રક્રિયા પણ સતત ચાલુ હોય છે. પણ જે રીતે કોઈ જીવતા માનવીને જાણીજોઈને મારી નાખવું એ એક મહાભયંકર ગુનો ગણાશે તે જ રીતે કોઈ ભાષાને જાણીજોઈને મારી નાખવી એ પણ એક સાંસ્કૃતિક ગુનો જ ગણવો જોઈએ. એટલે ભાષાની જાળવણીનો અર્થ એવો થાય છે કે જે તે ભાષાને જીવતી રહેવા માટે જે સામાજિક વ્યવસ્થાની જરૂરિયાત છે એ સામાજિક વ્યવસ્થા જીવતી રાખવી. ભાષા જીવતી રાખવાનો અર્થ એવો નથી કે ભાષાનો દરેક શબ્દ અથવા વાક્યપ્રયોગ જરાય ના બદલાય એવી અપેક્ષા રાખવી. ભાષા ગતિશીલ હોય છે સ્થિતિશીલ નથી હોતી, એ જાણે કે કોઈ નદી છે, એવી રીતે વહેતી રહે છે. એ વહેણમાં અવરોધ લાવતાં તત્ત્વો દૂર કરવાં એ જ ભાષા સંવર્ધન કાર્યનું મહત્ત્વનું કેન્દ્ર હોય છે.

આ કામ માટે ૧૯૯૬માં ભાષા કેન્દ્રની નિર્મિતિ થઈ. એક દોઢ વરસ પછી આદિવાસી ભાષામાં લખાયેલું 'ઢોલ' સામયિક બહાર પાડવામાં આવ્યું. ત્યાર પછી આદિવાસી ભાષાનો મુદ્દો કેન્દ્રમાં રાખી ઘણાં બધાં ચર્ચાસત્રોનું આયોજન થવા લાગ્યું. ધીમે ધીમે દેશમાં ભાષા કેન્દ્રનાં કાર્યની વખાણ થવાનું શરૂ થયું. કેન્દ્રીય સાહિત્ય અકાદમીએ આદિવાસી ભાષાઓમાં એકેડમીના પ્રકાશન કાર્યક્રમમાં સ્થાન આપવાનું નક્કી કર્યું. રાષ્ટ્રીય ભાષા સંસ્થાને તેમનો આદિવાસી ભાષાઓનો પ્રકલ્પ વધારે વિસ્તૃત કરવાનો નિર્ણય કર્યો. થોડા સમય માટે ભાષા કેન્દ્રે આકાશવાણી પર આદિવાસી ભાષાના કાર્યક્રમનું આયોજન કર્યું હતું જેની પણ અસર સારી રહી હતી.

ભાષા પ્રકાશન દ્વારા આદિવાસી બોલીઓમાં પુસ્તકો પ્રકટ થવા લાગ્યાં. તે પહેલાં લખાયેલ શ્રી શંકરભાઈ તડવી કૃત 'તેલાવને મેળે' જેવી કૃતિઓનું પુનર્મુદ્રણ કરવામાં આવ્યું. અને પંચમહાલના પ્રા. સુરમલભાઈ વહોનિયા અને અર્જુનસિંગ પારગી જેવા સર્જકો પોતાની માતૃભાષામાં લખતા થયા. જ્યારે અગિયારમા આયોજન પંચનું કાર્ય ચાલતું હતું ત્યારે કેન્દ્રિય સરકારના શિક્ષણ મંત્રાલયે આદિવાસી ભાષા વિશે ખાસ રિપોર્ટ બનાવાનું નક્કી કર્યું. તે માટેની સમિતિનું અધ્યક્ષપદ મને સોંપવામાં આવ્યું. મારી સમિતિએ બનાવેલા રિપોર્ટમાં ૩૦૪ ભાષાઓનો ઉલ્લેખ હતો અને આ બધી ભાષાઓને પ્રોત્સાહન આપવાના હેતુથી ૧૧મી પંચવાર્ષિક યોજનામાં ૪૯ કરોડ રૂપિયા દેશની વિવિધ સંસ્થાઓને ફાળવવામાં આવ્યા.

૨૦૦૧માં જે વસ્તી ગણત્રી કરવામાં આવી તેમાં ભાષાઓ અને તે બોલનારાં વિશેની માહિતી ભેગી કરવામાં આવેલી છે. મને આ લખતાં આનંદ થાય છે કે જે ભાષાઓમાં ઢોલ સામયિક પ્રકટ થતું હતું તે દરેક ભાષાઓ બોલનારાંઓની સંખ્યામાં નોંધપાત્ર વધારો થયો છે. એટલે ૧૯૯૧ ની વસ્તી ગણત્રીમાં તેઓની જે સંખ્યા હતી તેથી ૨૦૦૧ ની વસ્તી ગણત્રી સમયે વધારે આદિવાસીઓએ ખૂલીને સામે આવી પોતાની ભાષાને માતૃભાષા તરીકે નોંધાવેલી જોવા મળી છે. મને લાગે છે આપણે ખાસ ધ્યાન રાખવું કે ભાષાનું અભિમાન વધુ પડતું ન બને, ભાષીક અલગ વાદ આપણામાં પ્રવેશ ના કરે; પણ સાથે સાથે માતૃભાષાને માતૃભાષા તરીકે ઓળખવી જરૂરી છે, અને તે કરતા આદિવાસી શીખ્યા એ આપણી ભાષા ઝુંબેશનું એક પ્રતીક છે.

### વિમુક્ત અને વિચરતી જનજાતિની સમસ્યા

દુનિયામાં હમેશાં બે પ્રકારની સંસ્કૃતિઓ અસ્તિત્વમાં આવેલી છે : ૧. ખેતી પર આધારીત સંસ્કૃતિ, ૨. વિચરતાં માણસોની વ્યાવસાયિક સંસ્કૃતિ. ખેતી પર આધારીત સંસ્કૃતિમાં ગામડાંઓ વસાવવાં, શહેરો વસાવવાં, સ્થાનિક બનવું એ ખાસ ગુણ રહ્યા છે. આ પ્રકારની સંસ્કૃતિમાં રહેઠાણનું સરનામું હોવું, પોતાના માલિકીની જમીન અથવા મકાન હોવું એ પ્રશંસનીય માનવામાં આવ્યું છે. બીજા પ્રકારની સંસ્કૃતિમાં ફરતું રહેવું, નવા નવા વ્યવસાય સ્વીકારવા, શીખવા અને વધારવા એ મહત્ત્વનું માનવામાં આવ્યું છે. આ પ્રકારની સંસ્કૃતિમાં દરિયામાં ઊંડાણ સુધી નૌકા ચલાવવાવાળા ખલાસી, એક શહેરથી ખૂબ દૂરના અન્ય શહેર સુધી ફરવાવાળા નાના નાના વ્યાપારી, એક ગામથી અન્ય ગામ ફરીને વ્યવસાય કરવાવાળા એવાઓની ગણત્રી થાય છે. એટલે એક સંસ્કૃતિનું રૂપ સ્થિરતાનું, અને સંસ્કૃતિનું બીજું રૂપ ગત્યંતરનું અથવા સ્થિત્યંતરનું રહ્યું છે. અંગ્રેજીમાં આ બન્ને માટે નેટિવ અને પિકારેસ્ક એવા શબ્દો વાપરવામાં આવે છે. ખેતી કરવા વાળા નેટિવ અને ભેડ-બકરીઓ અને ઢોરોનું સંવર્ધન અને વેપાર કરવાવાળા પિકારેસ્ક એવું માનીએ. મકાનો બનાવવા વાળા નેટિવ અને નવા નવા રસ્તા ખોળવાવાળા પિકારેસ્ક એવું માનવું. આપણા દેશમાં આવેલા અંગ્રેજ રાજ્યકર્તા પિકારેસ્ક હતા એટલે એ ભ્રમણ કરતા કરતા અહીં આવ્યા હતા. સૌથી શરૂઆતમાં અંગ્રેજોએ આપણા દેશનાં ભ્રમણકરતાં જનોને વૈરમાં લપેટી લીધાં. ધીમે ધીમે આપણા ત્યાંનાં ભ્રમણ કરવાવાળાંઓનું અંગ્રેજોએ ચોર અને લુટારુ જેવા શબ્દોથી વર્ણન કરવું શરૂ કર્યું. ૧૮૭૧માં એવી બધી કોમો માટે અંગ્રેજોએ ભારતમાં એક ગુનેહેગાર પ્રતિબંધ કાનૂન બનાવ્યો જેનું નામ હતું 'ક્રિમિનલ ટ્રાઈબ્સ એક્ટ, ૧૮૭૧'. આ કાનૂનના આધારે

ભ્રમણ કરવાવાળાંઓને અંગ્રેજોએ શ્રમન્તીના કામમાં લપેટી લીધાં. ત્યાર પછી અંગ્રેજ જમાનામાં દરેક શ્રમનાં સાર્વજનિક કામમાં એવા માણસોનો વપરાશ શરૂ થયો. રસ્તા બનાવવા, પુલો બનાવવા, રેલવેના પાટા નાખવા જેવાં કામો આ બંધીત ભ્રમણ કરવાવાળાંઓના ફાળે આવ્યા. ૧૮૭૧ થી ૧૯૫૨ સુધી આ બધાંઓને જાણે કે કોઈ જેલમાં પૂરેલાં હોય એવી રીતે કેદમાં રાખવામાં આવ્યાં હતાં. ૧૯૫૨માં તેઓને કેદમાંથી મુક્ત કરવામાં આવ્યાં. ત્યાર પછી આ બધા ડીનોટીફાઈડ ટ્રાઈબ્સ નામથી ઓળખવામાં આવ્યા. ગુજરાતીમાં તે માટેનો શબ્દ વિમુક્ત અને વિચરતી જનજાતિ એવો રહ્યો છે.

૧૯૯૮માં ભાષા કેન્દ્રે 'અખિલ ભારતીય વિમુક્ત અને વિચરતી જનજાતિ મંચ' (ડીએનટીઆર.એ.જી.) સ્થાપન કરવામાં આવ્યો. આ મંચનો સચિવ હોવાથી મેં દેશના દરેક ટોચના નેતાને મળી તેઓને આ આખી વસ્તુસ્થિતિ સમજાવી. ડીએનટી પર થતા અન્યાયો વિશે વાત કરતો રહ્યો, છાપાઓમાં લખતો રહ્યો. એ વાતોમાં જેને રસ પડચો એવા દોસ્તોને ભેગા કરી તેમના માટે ખાસ ચર્ચાસત્ર યોજતો રહ્યો. દેશની દરેક પ્રમુખ કોર્ટના ન્યાયાધીશો, પોલીસ ખાતાના ઉચ્ચ અધિકારીઓ વગેરેને મળતો રહ્યો અને આ ડીએનટીનો મુદ્દો એમની સામે મૂકતો ગયો. ધીમે ધીમે દેશનાં અન્ય રાજ્યોમાં આ પ્રકારનું કામ જે પહેલાંથી જ કરતાં હતાં તે અને જેઓએ નવેસરથી આ કામ કરવા શરૂ કર્યું એવાં એકઠાં થતાં ગયાં. એપ્રિલ ૨૦૦૫માં દિલ્હી ખાતે વિમુક્ત અને વિચરતી જનજાતિનાં આશરે ૧૬૦૦ પ્રતિનિધિઓનો ભવ્ય મેળાવડો યોજવામાં આવ્યો હતો. આ સંમેલનનું સ્થળ રાષ્ટ્રપતિ ભવનથી માત્ર દોઢ કિલોમીટરના અંતરે રાખ્યું હતું. એ મેળામાં મોટી સંખ્યામાં આદિવાસી કલાકારો પણ સામેલ થયા અને જ્યારે આપણાં ઢોલ અને નગારાં વાગતાં હતાં ત્યારે આપણો અવાજ છેક રાષ્ટ્રપતિ ભવનસુધી પહોંચતો હતો. પરિણામસ્વરૂપ આ સંમેલન પછી તરત જ એક રાષ્ટ્રિય આયોગની રચના કરવામાં આવી હતી. પણ તે જ સમયમાં ચૂંટણીઓ આવવાથી એ આયોગનું કાર્ય શરૂ થયું ન હતું. ત્યાર પછી જાન્યુઆરી ૨૦૦૬માં મહાશ્વેતાદેવીજી અને હું વડાપ્રધાન ડૉ. મનમોહનસિંગને મળ્યાં હતાં. એ મુલાકાત દરમ્યાન બે મુદ્દાઓ ઉપર રજુઆત કરી હતી : ૧. આદિવાસી અકેડેમીને શ્રેષ્ઠ ગુણવત્તા ધરાવતું કેન્દ્ર જાહેર કરવું, અને ૨. ડીએનટી કમિશનનું કાર્ય શરૂ થાય તેની તજવીજ કરવી. ડૉ. મનમોહનસિંગે અમારી રજૂઆત સાંભળી આ બંન્ને મુદ્દાઓ પર સંપૂર્ણ સંમતિ દર્શાવી હતી. દસ દિવસ પછી શ્રી બાલકૃષ્ણ રેન્કેની નિયુક્તિ કમિશનના અધ્યક્ષ તરીકે થઈ હતી અને કમિશનનું કાર્ય શરૂ થયું. કમિશનના કાર્યને નિશ્ચિત દિશા મળતી રહે તે હેતુથી ત્યાર પછી વડાપ્રધાને એક સલાહગાર સમિતિની ગોઠવણ કરી, જેમાં આપણી એકેડમી સાથે જોડાયેલા પ્રા. કાનજી પટેલ અને ડૉ. અજય દાંડેકર સભ્ય હતા. મને એ સમિતિનું પ્રમુખ પદ સાંભળવાનો આદેશ મળ્યો હતો. અમે બધાએ ખૂબ મહેનત કરી ૧૦મી ડિસેમ્બર ૨૦૦૬ – જે આંતરરાષ્ટ્રિય માનવઅધિકાર દિન ગણાય છે – ના રોજે અમારો અહેવાલ સરકારને સુપ્રત કર્યો. એ અહેવાલના આધારે આજ સુધી ડિએનટી કમિશને વધારે વિગત ભેગી કરી ધીમે ધીમે તેનો પણ રિપોર્ટ પૂરો કર્યો છે અને સરકારને સુપ્રત કર્યો છે. આ બન્ને રિપોર્ટના આધારે આપણા દેશના ડિએનટી વિશેનો નવો કાનૂન ઘડાશે એવી શક્યતાઓ છે.

## આદિવાસીનો ઇતિહાસ અને દસ્તાવેજ

આપણા દેશના ઇતિહાસમાં આદિવાસીનો નામમાત્ર ઉલ્લેખ પણ થતો નથી એ વાત તો જાણીતી છે. ઇતિહાસનાં પુસ્તકોમાં માત્ર સવર્ણ ભારતીયોના મહાનાયકોનો જ ઇતિહાસ લખાતો આવ્યો છે. અને એ ઇતિહાસમાં પણ માત્ર રજવાડાંઓને સ્થાન આપવામાં આવે છે. આપણા દેશમાં લગભગ બધા જ સમાજ સુધારકોને 'સંત પરંપરા' માં ધકેલવામાં આવેલ છે. ખરેખર તો નાનકસાહેબ, કબીર, શ્રી બસવેશ્વર અને સંત તુકારામ જેવાઓને આપણા ઇતિહાસમાં પુરુષોનું સ્થાન મળવું યોગ્ય ગણાશે. ભારતમાં થયેલાં વિવિધ સ્ત્રી આંદોલનો ઇતિહાસનાં પુસ્તકોમાં જોવા મળતાં નથી. દલિતોના આંદોલન વિશે પણ ચૂપકીદી રાખેલી હોય છે. અને આદિવાસીઓનું નામ પણ ઇતિહાસમાં ક્યારે કોઈકે જોયું નથી. ૧૯ મી સદીમાં સંથાલ પરગણામાં મોટો બળવો થયો, પણ તેની વિગતવાર માહિતી આજે આપણા સુધી કોઈ પહોંચાડતું નથી. ૧૯૯૭ માં પહેલી વાર ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્રે 'આદિવાસીનો ઇતિહાસ' વિષય પર પરિસંવાદનું આયોજન કર્યુ હતો. તે પરિસંવાદની ફલશ્રુતિના રૂપે ભાષા કેન્દ્ર આદિવાસી કલા સંગ્રહાલય બનાવવાની કલ્પના નક્કી કરી લીધી હતી. ત્યાર પછી પ્રા. શિરીન રત્નાગર એકેડમીના વિદ્યાર્થીઓ સાથે ઇતિહાસમાં આદિવાસીનું સ્થાન જેવા વિષયો પર ચર્ચા કરતા થયા. મેં સંસ્થાની સ્થાપનાની શરૂઆતનાં વર્ષોમાં જ મારા મનમાં નિર્ણય કર્યો હતો કે આદિવાસીના ઇતિહાસનું મહત્ત્વ ધ્યાનમાં લઈ આદિવાસીનું પોતાનું એક સરસ વસ્તુસંગ્રહાલય બનાવવું. તમારામાંથી ઘણાં બધાં જાણે છે કે એકેડમીમાં ટોઇલેટનું બાંધકામ કરતાં પહેલાં મેં સંગ્રહાલયનું બાંધકામ પૂરું કરાવ્યું હતું. આ કહેવા પાછળ ઉદ્દેશ એટલો જ છે કે આદિવાસી સમાજનાં વિકાસના કામોમાં ઇતિહાસ વિશેની સભાનતાનું ખૂબ મહત્ત્વ હોય છે. જેની અસ્મિતા નથી તેનું અસ્તિત્વ હમેશાં હણાય છે.

આદિવાસી એકેડમીના આરંભના કાળમાં જે અભ્યાસક્રમ યોજાયા હતા તેમાં એક અભ્યાસક્રમ આદિવાસીના વિકાસને લગતો રહ્યો હતો અને બીજો અભ્યાસક્રમ આદિવાસી કલા અને સંસ્કૃતિને ધ્યાનમાં રાખી બનાવેલો હતો. આ અભ્યાસક્રમમાં જોડાયેલા વિદ્યાર્થીઓએ અને અધ્યાપકોએ તેજગઢ એકેડમીના મ્યુઝિયમનું સ્વરૂપ રચ્યું હતું. હજીપણ એ રચના પૂર્ણ નથી થઈ પણ જ્યારે એ પૂર્ણ રૂપમાં વિકસિત થશે ત્યારે આપણું મ્યુઝિયમ દુનિયાની આખનો સિતારો બનશે તે વિશે મને ખાતરી છે.

૨૦૦૫ ના વરસમાં ભારત સરકારના આદિજાતિ વિભાગે એવો નિર્ણય કર્યો કે દેશભરમાં જ્યાં આદિવાસી સંશોધન કેન્દ્રો છે તે કેન્દ્રોનું કામ સીમિત કરવું. તે દિશામાં સૌથી પહેલાં સરકારનો ઇશારો આ સંશોધન કેન્દ્રોમાં રચાયેલાં વસ્તુ સંગ્રહાલય તરફ ગયો. જે મિટિંગમાં આ ચર્ચા ચાલતી હતી, તે મિટિંગમાં હું ઉપસ્થિત હતો. મને લાગ્યું કે આદિવાસીઓનાં મ્યુઝિયમ્સ મર્યાદામાં મુકાઈ જાય, તેઓની કામગીરી જાણીજોઈને સીમિત કરવામાં આવે તો આદિવાસી અસ્મિતાને ઠેસ પહોંચશે. એટલે મેં એવું સૂચન આપ્યું કે દેશભરનાં બધાં જ આદિવાસી વસ્તુ સંગ્રહાલયોને કમ્પ્યૂટર તંત્રજ્ઞાન દ્વારા એકઠાં કરવામાં આવે. ભારત સરકારે આ સૂચન સ્વીકાર્યું અને ગયાં બે વરસમાં ભાષા કેન્દ્રે તમામ આદિવાસી વસ્તુ સંગ્રહાલયો ડિજિટલ માધ્યમમાં એકઠાં કરવાની કામગીરી પૂરી કરી. આ વરસે ૧૭મી મે ના રોજે દિલ્હી ખાતે આપણી આદિવાસી કલાની રાષ્ટ્રિય અનુક્રમણિકા પ્રસિદ્ધ કરવામાં આવી. એ ૮૦૦ પાનાંનો રંગીન ફોટો સાથે બનાવેલો ગ્રંથ જોયા પછી ભારત

સરકારના સચિવને ખાતરી થઈ કે ખરેખર આદિવાસી કલા અને સંસ્કૃતિ જાળવી રાખવાની મહત્ત્વની કામગીરી વસ્તુ સંગ્રહાલયો સારી રીતે નિભાવે છે.

અંગ્રેજીમાં એવી એક કહેવત છે કે ''આપણે પોતે પોતાની વ્યાખ્યા નહિ કરીએ તો દુનિયા આપણી વ્યાખ્યા કરી આપણા પર થોપે છે''. વસ્તુ સંગ્રહાલયો દરેક સમાજની અથવા વિષયની વ્યાખ્યા સારી રીતે કરી શકે છે. આદિવાસી સંગ્રહાલયો હોવાં ખૂબ જરૂરી હોવા છતાં પણ સામાજિક ન્યાય અને અધિકારની ઝુંબેશમાં જોડાયેલાં ઘણાં બધાંઓનો આ વાતની પૂરતી સભાનતા હોતી નથી. તેથી આદિવાસી સમાજના નજદીકના મિત્રો પણ આદિવાસીના ઇતિહાસ વિશે વધારે માહિતી મેળતી રહે તેવી પ્રવૃત્તિઓ સ્થાપિત કરતા નથી. દરેક સમાજનું પોતાનું એક આગવું કલ્પનાવિશ્વ હોય છે, દરેકની કલ્પનાશક્તિનો વિકાસ અલગ અલગ રીતથી થાય છે. ખૂબ ઊંડાણથી જોઈશું તો વિશિષ્ટ સમાજના કલ્પનાશક્તિના વિકાસનું ઘડતર તે સમાજની અર્થવ્યવસ્થા સાથે નજદીકથી સંકળાયલ છે એવું આપણા ધ્યાનમાં આવશે. એટલે એક વિશિષ્ટ સમાજના આર્થિક સ્થિત્યંતરની પ્રક્રિયા શરૂ કરતાં પહેલાં તે સમાજમાં કલ્પનાવિશ્વની સારી જાણકારી કાર્યકર્તા પાસે હોવી જોઈએ. એ પ્રકારની જાણકારી ન હોવાથી સામાજિક કાર્યકર્તાઓ એક કે બીજા પ્રસ્થાપિત વિચાર ધારાના હસ્તક બનતા રહે છે, પછી અન્ય જગ્યા સફળ થયા પણ આપણા પરિપ્રેક્ષ્યમાં તદ્દન અસફળ નીવડશે એવાં નાના મોટા વિકાસનાં 'કહેવાતા સૂત્રો'ને વળગી રહી છે.

ભાષા કેન્દ્રની સ્થાપનાથી આજ સુધી મારા અનુભવની ત્રણ ઝુંબેશો વિશે મેં વાત કરી. અન્ય ઘણા વિષયો છે જે વિશે આ પ્રકારે જ વાત કરવી શક્ય છે. જગ્યાના અભાવે બધી જ વાતો અહીં મૂકવી શક્ય નથી. પણ માત્ર તમારું લક્ષ દોરવા માગું છું કે રોજે આપણે જે કામ કરીએ છીએ તે આપણું કર્તવ્ય હોય છે. જે કામ કોઈકે આપણને દોરી આપેલું હોય છે તે આપણી જવાબદારી હોય છે. પણ તેથી પણ આગળ જઈ જે કાર્યનું બીડું આપણે પોતે થઈ ઉઠાવીશું તે ઝુંબેશ બને છે. ઝુંબેશ વિશ્રાંતિ શબ્દ જાણતી નથી. નિદ્રામાં પણ ઝુંબેશના વિચાર શરૂ રાખવા પડે છે, અને જે રીતે વહેતા પાણીનું વહેણ બંધ કરવું અશક્ય હોય છે તે જ રીતે કોઈ પણ ઝુંબેશની આગેકૂચ રોકવી અશક્ય હોય છે. મારા ગયાં બાર વરસના કાર્યમાં એક વાત સારી રીતે હું શીખ્યો છું, 'વિચારથી શરૂઆત કરવી, કૃતિથી વિચાર પ્રકટ કરવા અને દરેક કૃતિ ઝુંબેશ ના બને ત્યાં સુધી પ્રયત્નશીલ રહેવું.' ત્યાર પછી સમાજ બદલાશે જ.

## આદિવાસી રાક્ષસ નથી

આપણે ત્યાં એક રસપ્રદ વાર્તા છે : એક ઈયળ જેવો મોટો કોડો ઝડપથી રસ્તો ઓળંગી રહ્યો હતો. ત્યાં થઈને એક ઋષિ પસાર થઈ રહ્યા હતા. તેમણે આ કીડાને ભયભીત હાલતમાં ખૂબ ઝડપથી રસ્તો ઓળંગતાં જોયો. ઋષિએ ઘડીભર ભયભીત થઈને ઝડપથી દોડી જતા કીડાને પોતાની યોગશક્તિ દ્વારા રોક્યો અને બોલવા માટે વાણી પ્રદાન કરી. ઋષિએ તેના ડર વિશેનું કારણ પૂછ્યું. યોગવાણી પામેલો કીડો હાંફતો હાંફતો બોલ્યો, 'અરે ઋષિવર, હું જે રસ્તો ઓળંગી રહ્યો છું એ રસ્તા પર છેક દૂર રથની ઘુઘરીઓ સાંભળાય રહી છે. એ રથનું પૈડું ક્યાંક મને મારી નાખે એ ડરથી હું ઝડપથી રસ્તો પાર કરી રહ્યો છું.'

નિષ્કર્ષ એ છે કે દરેક જીવ પોતાનું અસ્તિત્વ ત્યારે જ ટકાવી રાખી શકે છે જ્યારે એ પોતાની પાછળ એક ભય (રાક્ષસ)નો અવિર્ભાવ કરતો હોય. જીવનના અસ્તિત્વને ટકાવી રાખવા જેમ મૃત્યુનો ભય ઊભો કરાયેલો એક રાક્ષસ છે. જગતભરના તમામ ઇતિહાસ આ વાતની સ્પષ્ટ નિર્મિતી છે. આ જ સિદ્ધાંત કોઈપણ પ્રકારની સત્તાના અસ્તિત્વ માટે પણ લાગુ પડે છે. કોઈ પણ સત્તાએ પોતાનું અસ્તિત્વ ટકાવી (જીવંત) રાખવા માટે સામા પક્ષે કોઈક તો ભય (રાક્ષસ) ઊભો કરવો જ પડે. સત્તા ટકાવવાનો આ પાયાનો સિદ્ધાંત છે.

ભારતના પૌરાણિક સાહિત્યતિહાસમાં આર્ય (સત્તા) સામે અનાર્ય (રાક્ષસ), દેવ (સત્તા) સામે દાનવ (રાક્ષસ), રામ (સત્તા) સામે રાવણ (રાક્ષસ)નાં પુરાવા મૌજુદ છે. આપણે ત્યાં મોગોલોની સત્તા, મરાઠાઓની સત્તા છેલ્લે અંગ્રેજોની સત્તા - આ બધી જ સત્તાએ પોતાની અસ્તિત્વ માટે બની શકે તેટલા સામે રાક્ષસ પક્ષો ઊભો કર્યા હતા. અંગ્રેજોને તો આખા ભારતના લોકોનો ભય હતો. એટલે તો તેઓ ૨૦૦ વર્ષ રાજ કરી શક્યા.

પરંતુ એ બધા ગયા પછી પણ જે સત્તાના અસ્તિત્વની નીતિ અહીં રહી ગઈ તેમાં સુધારાની જરૂર હતી. પણ ઇતિહાસની આ મોટામાં મોટી ભૂલને સુધારી લેવાને બદલે આપણે એને યથોચિત માન્ય ગણી, વધાવી લીધી. કારણ કે અંગ્રેજોનાં ગયા પછી પણ આપણે સત્તા તો કાયમ રાખવી હતી ! જેને લીધે સત્તાના અસ્તિત્વ માટે સામે પક્ષે કોઈક તો રાક્ષસ જોઈએ. પણ અંગ્રેજોના જવા પછી સત્તા કોના હાથમાં જશે તેનો ડર હતો. એટલે આપણાં જ દેશનાં સત્તાવાંછુકોએ સત્તા હાથમાં લેવા સામ-સામે પક્ષે એકેક રાક્ષસ ઊભા કર્યા.

આપણાં દેશમાં આજે આદિવાસીઓને રાક્ષસ (સામો પક્ષ) બનાવવાનાં પ્રયત્નો થઈ રહ્યા છે. જેનું નામ પણ આપ્યું છે : 'નક્સલ વાદ'. આજની સત્તાને જો પોતાનું અસ્તિત્વ ટકાવવું હશે તો આપણા દેશમાં એક એવો પક્ષ ઊભો કરવો જ પડશે. આવો પ્રતિપક્ષી રાક્ષસ ઊભો કરે નહીં તો કોઈની પણ સત્તા ટકી શકે નહીં. પરંતુ એ જાણી લેવું કે આદિવાસી રાક્ષસ નથી. આપણા દેશની સત્તાએ આ નક્કર વાસ્તવિકતા સ્વીકારવી જ પડશે. પોતાનું અસ્તિત્વ ટકાવવા આદિવાસીઓનાં ગળામાં ફંદો નહીં નાખવો. દેશના તમામ લોકોને આ એક અપીલ

છે, એ જાણી લેવું કે સત્તાનું નિર્માણ જ એટલા માટે આવિર્ભાવ પામે છે કે રાક્ષસપક્ષ પાસેની સંપત્તિ યેનકેન પ્રકારે પડાવી લેવી. આ એક જ સિદ્ધાંતથી કંઈ કેટલાયે વર્ષોથી આજ દિન સુધી દુનિયા ચાલી રહી છે. દેશ આઝાદ થયા પછી સત્તાની જરૂર નથી, સત્વની જરૂર છે. ઘરમાં એક પક્ષ પાસે સત્તા હોય તો ઘર તૂટી જાય છે. આપણે આપણાં આઝાદ ભારત (ઘર) ને તોડવો નથી જોડવો છે.

આવી ઐતિહાસિક ભૂલોને સુધારી લેવાનો સમય આવી ગયો છે. નહીં કે સત્તા દ્વારા સૈન્ય નિર્માણ કરીને પ્રતિપક્ષનો ખાત્મો કરી દેવો. આમાં એક ભય છે કે જ્યારે જ્યારે સત્તાએ સૈન્યબળ રાક્ષસ પક્ષ માટે વાપર્યું છે ત્યારે-ત્યારે ભયંકર મોટા સંઘર્ષો-યુદ્ધો ફાટી નીકળ્યા છે એ વાત પણ આપણાં મૌજુદા જગતભરના સાહિત્યમાં છે. જોઈ લેવું. આપણા પૂર્વજોએ ઇતિહાસમાં કરેલી ભૂલો શોધી કાઢવી અને એવી ભૂલો ફરીવાર નહીં થાય તેવા પ્રયત્નો કરવા એ આજની પેઢી માટેનો એક પડકાર છે. નહીંતર સંઘર્ષ કે યુદ્ધને આપણે જાણનારાઓ પણ રોકી નહી શકીશું.

આપણા રાષ્ટ્રગીતના લખનાર રવિન્દ્રનાથટાગોર ઉપર સૌને માન છે. એમણે એમના જીવનના અંતિમ વર્ષમાં કહ્યું હતું, 'માણસજાત પ્રત્યેનો વિશ્વાસ ખોઈ બેસવો એ પાપ છે.' આપણી સત્તા માણસજાત ઉપરનો વિશ્વાસ ખોઈ બેઠી છે. એને અમુક પ્રજાવર્ગ પ્રત્યે અવિશ્વાસ પેદા થયો છે. એ હાલની સદનું મોટામાં મોટુ પાપ છે. આપણે જ્યારે 'નક્સલવાદી' એવો શબ્દ ઉચ્ચારીએ છીએ ત્યારે એક સમુદાય કે સમાજ જાતિ પ્રત્યે અવિશ્વાસ પેદા થાય છે. આપણા જ ભાઈઓ ઉપરનો વિશ્વાસ ખોઈ બેસીએ છીએ. આનાથી મોટું પાપ આપણાં લોકમાં બીજું કોઈ નથી.

ઘણાં નિષ્ણાંતો અને મનોવૈજ્ઞાનિક કે પ્રકૃતિવાદીઓનું માનવું છે કે પ્રકૃતિની સાથે (જંગલોમાં) રહેનાર વ્યક્તિની મનઃ સ્થિતિ શાંત, સરળ સ્વભાવની હોય છે. કારણ કે પ્રકૃતિ તેની માનસિકતાને ઘડે છે. જ્યારે શહેરોના તનાવયુક્ત વાતાવરણથી માણસ ચિડિયા સ્વભાવનો, નજીવી બાબતોમાં ગુસ્સે થઈ જનારો, નિરાશાવાદી બની જાય છે. આદિવાસી તો જંગલોમાં પશુ-પંખી અને વૃક્ષોનાં સમુહમાં સામુહિક ભાવનાથી જીવનારો જીવ છે. તે કોઈ ઉપર ગુસ્સો કરીને હથિયાર ચલાવે છે તેની પાછળનાં કોઈક તો કારણ હશે.

જગતભરના સગવડોમાં જીવીખાનારા તમામ લોકોને મારી અપીલ છે કે જે દશામાં, જે પરિસ્થિતિમાં આદિવાસી માણસ આજે જીવી રહ્યો છે, તેવી દશામાં-પરિસ્થિતિમાં કોઈ વ્યક્તિથી જીવી નહી શકાય. એક ટંકનું ખાય લેવું; બીજા ટંકનું સમય આવે જોઈ લેશું. એવા સંઘર્ષમાં આદિવાસી જીવી રહ્યો છે. છતાં એ કોઈ પાસે ભીખ નથી માંગતો. એ આપણાં દેશનું સદ્ભાગ્ય છે. એ પોતાની આત્મનિર્ભરતાથી જીવવાનો પ્રયાસ કરી રહ્યો છે. સવાલ 'નક્સલવાદ'નો નથી એક ટંક રોટલાનો છે. આપણાં દેશ માટે કેટલી શર્મજનક વાત છે કે આઝાદીનાં સાંઠ વર્ષ પછી પણ એક વર્ગને બે ટંક રોટલાનો પ્રશ્ન ઉદ્ભવે છે. હું પોતે સહેરમાં સાત વર્ષ રહ્યો છું. સહેરનાં એક વર્ગને ગરીબી શું અને ભૂખમરી કોને કહેવાય ? એ કદાચ કોઈ પુસ્તકમાં વાંચવી પડે. એવી પરિસ્થિતિ છે. ભાગ્યે જ કોઈ એક ટંક રોટલા માટે સંઘર્ષ કરતું હોય.

હું પોતે આદિવાસી છું. ગુજરાતની પૂર્વ પટ્ટીમાં જ્યાં જ્યાં હું ફરી શક્યો છું ત્યાં મારા આદિવાસી મિત્રો સાથે

મળ્યો છું. 'નક્સલવાદ' ઉપર ઘણી ચર્ચાઓ કરી છે પરંતુ કોઈ પાસેથી એવી કોઈ ચોંકાવનારી ખબર મળી નથી. તેઓ સારું ભણતર મેળવેલ છે. એક અનૌપચારિક શાળા ચલાવે છે, એક ઇંદિરા ગાંધી ઓપન યુનિવર્સિટીના એક કેન્દ્રનું કોર્ડિનેશન કરે છે. એક સાત વર્ષ થી પુસ્તકોના પ્રકાશન સાથે જોડાયેલો છે. એકે તો એક હજાર ગામડાઓમાં ગ્રામવિકાસનાં કામો ફેલાવી દીધા છે. કેટલાક શિક્ષકો છે ઘણાં ખરાં પ્રાધ્યાપકો છે. તેઓ કહે છે કે આદિવાસી તો ભોળો છે. પ્રકૃતિનો જીવ છે. કોઈ શહેરમાંથી ઊજળાં કપડાં પહેરીને આવનારથી પણ ડરનો માર્યો તે બોલી શકતો નથી. તેમાં તો કોઈ પુછપરછ માટે શહેરમાંથી આવ્યા હોય તો તે ગભરાયેલો પ્રશ્નોના જવાબમાં 'હાનાં, હાંનાં' કરીને માથું હલાવી દેતો હોય છે. તે 'નક્સલવાદ'નું નામ શુધ્ધા જાણતો નથી.

પણ દિવ્યભાસ્કરની પત્રકાર ટીમ 'કળશ' દ્વારા ગુજરાતનાં જંગલ-ડુંગરા ખુંદીને (૨૦ ફેબ્રુઆરી ૨૦૦૮નાં દિવ્યભાસ્કરમાં) 'ગુજરાતમાં નક્સલવાદનો દાવાનળ ?' ઉપર પ્રશ્નાર્થ મૂક્યો છે તેનું શું ? એમાં તો હાથમાં કુહાડી પકડીને ઊભી રહેલી આદિવાસી મહિલા અને તેની સાથે બીજા આદિવાસી સ્ત્રી-પુરુષોમાંના કેટલાકનાં હાથમાં કુહાડીઓ અને કોઈ પુસ્તક દેખાહે તેવો ફોટો છાપ્યો છે. તે શું સૂચવે છે ? મિત્રોમાંથી જવાબ મળતો, 'અરે ભાઈ, હજારો વર્ષોથી જંગલમાં જીવતા આદિવાસીઓનાં રક્તકણોમાં જ દાતરડું, પાલિયું, કુહાડી, ધારિયું, તીર-કામઠાં, ગીલ્લોલ-ગોફણ ફર્યા કરે છે. એ એમનાં પૂર્વજોનું જ્ઞાન છે. એમનાં હાથેથી આ બધાં સાધનો પેદા કર્યા છે. તેના પ્રત્યેનો સાહજિક ભાવ તે વસ્તુને પકડી રાખે છે. કોઈને મારવા માટે જ હાથમાં લઈને ફરે છે એવો આપણા એક વર્ગમાં ભ્રમ પેદા કરી દેવાયો છે. એ સાપેક્ષ જુઠાણું છે. આદિવાસી નાચે છે; કૂદે છે; ગીત ગાય છે ત્યારે પણ એ હાથમાં આજ સાધનો રાખે છે. એ કોઈ સાથે લડવા માટેનાં હથિયાર નથી પણ ખેતીવાડી કે અન્ય કામમાં મદદ કરતાં ઓજારો છે. વાર-તહેવારે તે આ બધા ઓજારોને દેવ ગણીને પૂજે છે. પ્રકૃતિમાં જીવનારો વ્યક્તિ આટલો ખુંખાર હોય; કોઈને વગર કારણે મારવા ધસી જાય એ વાત તેઓ માનવા તૈયાર નથી.

હું દિવ્યભાસ્કરના લેખમાંનું લખાણ આપી રહ્યો છું, 'સરકાર અને કાયદા સામે પોતાનો વિરોધ દર્શાવવા તથા જંગલ પર હક પ્રદર્શિત કરવા આદિવાસીઓ વૃક્ષો કાપી રહ્યા છે.'

મિત્રો મને જોર દઈને કહે છે, 'આ વાતમાં કંઈ તથ્ય નથી.'

આપણી પાસે પુરા ૧૫૪ વર્ષનો ભારતના જંગલોનો લાંબો ઇતિહાસ છપાઈને પડ્યો છે. ૧૮૫૪માં ભૂમિનો ૪૦% ભાગ વૃક્ષોથી ભરાયેલો હતો. (તેની પહેલાં કંઈ કેટલાંયે વર્ષોથી આદિવાસી આજ જંગલોમાં હતાં) તે ૧૯૫૨ની આસપાસ ૨૨% જેટલું ઓછું થયું. એનો મતલબ ૧૮% જેટલું જંગલ અંગ્રેજોએ કાપી નાખ્યું. આજે ૧૩% જેટલા જંગલનો અંદાજ છે. એટલે કે આપણા આખા આઝાદ ભારતે ૯% જંગલ વાપર્યું છે. તેમાં તો ગુજરાતમાં હાલમાં જંગલ આચ્છાદિત વિસ્તાર માત્ર ૬.૪% જેટલું બચ્યું છે. અને જો આદિવાસીઓએ જ જંગલ કાપ્યા હોત તો એમનાં ઘરો આજે છે એવાં નહીં હોત. બીચારા આઝાદીનાં સાંઠ વર્ષ પછી પણ કેટલાંક ઝૂપડામાં વાંકા વળીને જ અંદર પ્રવેશે છે. ઘર ઉપર પાંદડાં સેવે છે.

સવાલ આદિવાસી જંગલ કાપે છે એનો નથી. પણ જંગલના લાકડાં, જમીન અને ખનિજ-પાણી કોણે મળે છે

એનો છે. કેટલાક મિત્રો ઉમેરે છે કે એમને કેટલીક ચોંકાવનારી માહિતી મળી છે. ભારત દેશને લેખન, મુદ્રણ, પેકેજિંગ તથા અન્ય આવશ્યકતાઓ માટે ૨૧ લાખ ટન કાગળની પ્રતિવર્ષ આવશ્યકતા પડે છે. સન્ ૧૯૮૫માં ઔદ્યોગિક લાકડાની માંગ ૩,૫૧,૮૦,૦૦૦ ઘન મીટર હતી. જ્યારે ૨૦૦૦ સુધીમાં તે ૬,૪૪,૫૦,૦૦૦ ઘન મીટર થઈ ગઈ છે. સવાલાખનું સત્ય છે કે સવાલ 'નક્સલવાદ'નો નથી, જંગલનાં લાકડાંનો છે. જમીનનો છે.

હવે યાદ કરો કે સત્તાનું નિર્માણ જ એટલા માટે આવિર્ભાવ પામે છે કે રાક્ષસ પક્ષ પાસેની સંપત્તિ યેનકેન પ્રકારે પડાવી લેવી. આ એક જ સિદ્ધાંત માત્ર અંગ્રેજોથી જ નહીં પણ કેટલીયે સત્તાઓથી ચાલી રહ્યો છે. દયા તો મુદ્રિત મીડિયા ઉપર આવી રહી છે જે તેનું કર્તવ્ય (તટસ્થતા) ભૂલીને સત્તાપક્ષનાં લોભામણાંમાં ફસાઈ રહ્યું છે. ભારતનાં ખૂણે ખૂણાનાં અદના આદમીથી માંડીને અમીર સુધી જે માહિતી પહોંચાડે છે તે આજે દેશની અખંડિતતાનાં પાયાને ઉખેરવા તરફ જઈ રહ્યું છે. લોકભ્રમ પેદા કરી રહ્યું છે.

હમણાં ગયા માસમાં અમદાવાદના મેનેજમેન્ટના વિદ્યાર્થીઓ સાથે મળવાનું થયું. તેમણે એક આશ્ચર્ય પ્રગટ કરતાં કહ્યું, 'અમે આદિવાસી વિશેના જેવા ભ્રામિક ચિત્રને વાચ્યું છે; અનુમાન્યું છે તેવું તો અહીં આદિવાસી વિસ્તારમાં કંઈ જ જોવા નથી મળતું. અહીં તો બધા અમારાં જેવાં જ લોકો છે.' દુનિયાએ- દેશે આ પ્રકારનાં ભ્રમ મનમાંથી કાઢવા પડશે. આદિવાસી રાક્ષસ (નક્સલવાદી) નથી. એ સત્તાના અસ્તિત્વનાં મકાનની પાયાની ઇંટ તરીકે વપરાય રહ્યો છે. તે પાયામાં દટાય જાય તે પહેલાં પૃથ્વી પર સત્ય જીવતું હોય તો આ બાબતને ચકાસવી રહી.

જીતેન્દ્ર વસાવા

કાર્યકર્તા

'મને એજ સમજાતુ નથી શાને આવુ થાય છે.<br>
પથરાઓ તરી જાય છે અને ફૂલડાઓ ડુબી જાય છે.<br>
મને એજ સમજાતુ નથી શાને આવુ થાય છે.'

સાહેબ જેમ મોટુ કુટુંબ થાય તેમ તેના ભાગલાઓ પડતા હોય છે. અને એ સ્વભાવિક છે. ભલે એ કુટુંબના ચુલાઓ અલગ અલગ હોય પણ વિચારો અલગ ન હોવા જોઈએ આથી અલગ થયેલ કુટુંબની એકતા તુટતી જાય તે સ્વાભાવિક નથી હોતુ. આથી કામગીરીમાં ભલે ભાગલા પડતા હોય પરંતુ કુટુંબના એક સભ્ય તરીકે તેના વિચારોમાં ભાગલા ન પડવા જોઈએ. અને જો વિચારોમાં ભાગલા પડે તો તેની અસર કુટુંબ કુટુંબના સભ્ય અને તેની કામગીરી પર માઠી અસર પહોંચતી હોય છે.

સાહેબ મને પ્રશ્ન થાય છે કે કઈ આ વિકાસના કામના અર્થે ભાગલા પાડવામાં આવે છે. પરંતુ તેમાં એકતા નો અભાવ આગળ જતા તો નહિ જોવા મળે ને બસ આ પ્રશ્નથી હું મુઝાય રહ્યો છું. બાકી કામ માટે તો તમારો સાથહશે અને અમારી મહેનત હશે તો એટલુ જ કહીશ કે...

''અમને નાખો જિંદગીની આગમાં
આગને પણ ફેરવીશું બાગમાં
સર કરીશું આખરે સૌ મોરચા
મોતને પણ આવવા દો લાગમાં''

સાહેબ તમને પણ અનુસંધિને એક વાક્ય લખવાની ઇચ્છા થાય છે. સાહેબ માફ કરજો આને બાહ્ય આંળબર ન સમજતા આ દિલની વેદના છે.

ખરેખર હિંમતવાનો જ જીવનમાં નોંધ પાત્ર સિદ્ધિઓ મેળવી શકે છે. હિંમતવાનો ને ઈશ્વર પણ મદદ કરે જ છે. તેથી જ કહેવાયું છે. ''હિંમતે મર્દા તો મદદે ખુદા''

એટલે જ તો સાહેબ

જેણે ઊંડા પાણીમાં ઉતરીને શોધ્યુ તેણે મોતી મેળવ્યા છે. ડુબવાના ભયથી ડરી ગયો તે કશું મેળવ્યા વિના કિનારે જ બેસી રહ્યો.

અહિયા મારું લખાણ પુરૂ કરતા એક વાક્ય જરૂર લખીશ.

'બસ અમારે પણ કિનારે બેસી રહેવુ નથી'

નમસ્કાર

# ભાષા-પત્ર
**એપ્રિલ ૨૦૦૮**

**કાનજીભાઈ પટેલ**

પ્રિય ભાષા-મિત્ર,

શિવરાત્રિના કલેશ્વરી મેળે આપણે ઘણીવાર મળ્યાં છીએ. એની વાત અંકે કરવા જેવી છે. દસ વરસ પહેલાંની વાત છે. ૧૯૯૮ની સાલ, સપ્ટેમ્બર મહિનો. વિમુક્ત વિચરતી જનજાતિઓના ડેરાઓ ક્યાં છે એની માહિતી એકઠી કરતાં હું ક્યાંનો ક્યાં વિહરતો હતો. કેવું કેવું પહેલવારકું જાણી રહ્યો હતો. નટ, મદારી, વાઘરી, ચામઠા, વણજારા, લુહારિયા, કાંગસિયા, રાવળ, વાદી કે કેટલાય લોકો સાથે વાતો મંડાતી રહી. એમનાં જીવન, એમના સવાલ, એમની કાલ-આજ, આ બધું જોઈ સાંભળીને વિચારો આવ્યા કરતા.

તે વર્ષના સપ્ટેમ્બરમાં પહેલેથી ઠેરવ્યા પ્રમાણે શ્રીમતી મહાશ્વેતા દેવી, ડો. ગણેશ દેવી અને ડો. સુરેખા દેવી લુણાવાડામાં વિમુક્ત-વિચરતી જનજાતિઓના સંમેલનમાં આવ્યાં હતાં. આ જનજાતિયોનાં ભાઈ બેનો ખુબ હોંશે, હરખમાં આવી પોતાની કથનીઓ કહેતાં હતાં. ત્યાં ગવાયેલો રામદેવપીરનો હેલો હલાવી ગયો હૈયાં. આવી કલાકાર જનજાતિઓ કદી જન્મથી ગુનેગાર હોઈ શકે? કેવી સમાજ વ્યવસ્થા છે આપણી જેમાં માણસને જન્મતા પહેલાજ ગુનેગારીનો સિક્કો લાગી જાય?

સમાજ અને સરકારના આતમાને ઢંઢોળવા, આવી કલાકાર જનજાતિઓની કળાનો જ મેળો થાય એવા વિચારથી શ્રીમતી મહાશ્વેતા દેવીએ પુરૂલિયા, પશ્ચિમ બંગાળમાં શબર મેળો યોજીને સમાજને રસ્તો બતાવ્યો છે. એમણે અહીં ગુજરાતમાંય આવો મેળો કરવાનો વિચાર રજૂ કર્યો. કલેશ્વરી સ્થળે શિવરાત્રીએ મેળો કરવાનું પાકું થયું.

ઓક્ટોબર નવેમ્બરમાં વિવિધ જનજાતિઓની કલ્યાણ સમિતિના ચાર-ચાર, પાંચ-પાંચ કાર્યકર્તાઓએ ત્રણ જૂથોમાં ઉત્તર ગુજરાત, સૌરાષ્ટ્ર, મધ્યગુજરાત અને દક્ષિણ ગુજરાતના ડેરેડેરા ખૂંદી કાઢ્યા. સવાર, બપોર, સાંજે, રાતે લોકો સાથે એમણે પોતાની, વિમુક્ત વિચરતી જાતિઓની સ્થિતિની ચર્ચા કરી, કાર્યકર્તાઓને મેળાની ભૂમિકા સમજાવી. એક અઠવાડિયામાં ત્રણસો જેટલા ડેરાઓને મળી આવ્યા, કહી આવ્યા કે શિવરાત્રિએ કલેશ્વરી, પંચમહાલમાં મેળે આવજો. આપણો મેળો છે. ગુજરાતમાં વિચરતી વિમુક્ત જનજાતિના ડેરેડેરે આ સંદેશ પહોંચી ગયો.

૧૯૯૯નો મેળાનો દિવસ આવી ગયો. પહેલો મેળો સંમેલન રૂપે હતો. પત્રિકાઓ પહોંચેલી. સમાચાર પત્રોએ મેળાના સમાચાર વહેવડાવ્યા હતા. મુખોમુખ 'મેળો મેળો' થઈ રહ્યું હતું. ત્રણેક હજાર લોકો હશે. ભવાઈ, નાચ-ગાન, આખ્યાન, ઘેર, દોરડાંના ખેલ, ભજન થયાં. મેળો ચારેબાજુથી આવેલ કલારસિકો, સમાજ પ્રેમીઓએ મોકળા મને વિમુક્તવિચરતી જનજાતિની જીવન પરિસ્થિતિની વાતો કરી.

એક થવાનો ઉત્સાહ વધી ગયો.

બધાંનો.

બધાંએ આગલી સાંજે કલેશ્વરીમાં મુકામ કર્યો હતો. સ્થાનકને કાંટા, કાંકરા, પાંદડાં ખસેડી સ્વચ્છ કરેલું. એક એક પગ, હાથ, ઝડપી દોડી પડતો હતો ને કામ સંભાળી લેતો હતો. ઘણાં પૂછ્યા કરે કે આ વળી શું છે? મેળો છે? કેમ મેળો છે? નવું નવું લાગે એટલે છોકરાં, બહેનો, પુરૂષો સહુ ટહેલતાં ટહેલતાં આવ્યાં.

કોઈ કહે કે મેળા માટે કલેશ્વરી બરાબર પસંદ થયું છે. રાજસ્થાન, મધ્યપ્રદેશ અને ગુજરાતના ત્રિભેટે. એટલે જામશે. પન્નાલાલ પટેલની નવલકથા 'મળેલા જીવ'માં આ કલેશ્વરી સ્થાનકે જન્માષ્ટમીએ ભરાયેલા મેળાનું જીવંત, મનહર વર્ણન આવે છે. લોકહૃદયના મરમી પન્નાલાલ અહીંથી વીસ કિલોમીટર દૂર માંડલી ગામે જન્મ્યા ઉછર્યા એનું ગૌરવ આ મેળો કરશે. કારણકે જમાનો છેવટે એના વિચારકો, કલાકારોને સંભારતો હોય છે. શિક્ષિતોના મનમાં પોતાના પંથકના કલા-સાહિત્યકારો વિશે માન હોય છે. સાહિત્યથી સંસ્કૃતિ વિશેષ અર્થ મેળવે છે.

પછીનો મેળો ઈન્દિરા ગાંધી રાષ્ટ્રીય માનવસંગ્રહાલયના સહયોગીપણામાં યોજાયો.

૨૦૦૧ અને ૨૦૦૨ના મેળા ભૂકંપ અને ગોધરાકાંડની હિંસાના શોકથી બંધ રહ્યા.

૨૦૦૩નો શિવરાત્રિ મેળો આગલી સાંજથી મંડાયો. કવિ, લેખકો આગલા દિવસે લુણાવાડામાં મળ્યા. ગીતો, કાવ્યો, વારતાઓ, લોકગીતો રાતભર લલકાર્યાં. સવારે નવ વાગ્યે બધા મહિસાગરની સાખેથી ઉપડ્યા. કવિ હરીશ મીનાશ્રુ, વાર્તાકાર અજિત ઠાકોર, રામચન્દ્ર પટેલ, કેશુભાઈ દેસાઈ, ઉજમશી પરમાર, દિવાન ઠાકોર, વિનોદ ગાંધી, નવી પેઢીના અનેક કવિઓ આવેલા.

અમદાવાદથી દક્ષિણ બજરંગેનું બુધન નાટક જૂથ 'બુધન' નાટક લઈને આવ્યું. વિમુક્ત વિચરતી જાતિઓના અંધકારમય જીવનની પ્રભાવક રજૂઆત નાટક દ્વારા કરી. મેળે આવેલાનું મન જીતી ગયું. દેશમાં ઠેકઠેકાણે સંવેદના, જાગૃતિ પેદા કરવા આ નાટક વિચરતી જાતિની સાંસ્કૃતિક વસ તરીકે, જોનારાંને મૂળથી ઝાલી ઝકઝોરી નાખે છે.

૨૦૦૪ નો મેળો પૂર્વસંધ્યાના કવિ લેખક મિલનમાં સાહિત્યનું સામયિક સામાજિક ઉત્તર દાયિત્વ વિશે ત્રણ કલાકની ચર્ચા પછી, રાતે કવિ લેખકોની રચના પાઠ થયા. રઘુવીર ચૌધરી, કિરીટ દૂધાત, વિપીન પટેલ, ભગવાનદાસ પટેલ, નિરંજન રાજ્યગુરુ, મીનાક્ષી ઠાકર, વિ. ના ઉપસ્થિતિથી સાહિત્યીક સંવાદમાં જોમ રહ્યું. પછીની સવારે સહુ હરખે ભર્યાં મહીસાગરના તીરેથી કલેશ્વરી મેળે ગાતાં નાચતાં પહોંચ્યાં. મેળે સાબરકાંઠાના વણઝારા, મદારી ભાઈ બેનોનાં નાચગાન થયાં. ભાવનગરના સીદી કલાકારોના ધમાલ નૃત્ય, ભરૂચના હળપતિ ઓનું ઘેરૈયા નૃત્ય, તલવારનું પંચમહાલી ભીલી નૃત્ય, છોટાઉદેપુરની ટીમલી, ડાંગનું પીરામીડ નૃત્ય અજબ આકર્ષણ જમાવી ગયાં. ક્યાંક મદારી સાપના ખેલ બતાવે, તો ક્યાંક વીજાણંદ તૂરીની ભવાઈ ચાલે, એક છેડે બળદેવ નાયક એમની ભવાઈ ભજવે, ક્યાંક આખ્યાન ભજવાય. મેળે રંગા રંગ છોળો ઉછળતી હતી.

૨૦૦૪ના કલેશ્વરી મેળામાં વળી ગુજરાતી કવિ લેખકોની રચનાઓ વહી. લોકો સાથે એમણે એમની રચનાઓ માણતા જઈને મેળો યાદગાર કર્યો. દરમેળે બસોથીય વધુ કવિ લેખકોને કાગળો લખાય ને પચીસ-ચાલીસ તો આવી જ જાય અચૂક. આવીને મેળાનું મૂળ કારણ, આંખ સાથે થતા મેળાને જોઈ ચોંકતા, હરખ દાખવી સૌની હોંશ વધારી જાય. પાછા ઘેર જઈ આ મેળાની વાત સૌને કરતા રહે.

૨૦૦૬ના મેળામાં બહુરૂપી આવ્યા ને છોકરાને ઘેલાં કર્યા. બુધન થીયેટરે મુન્શી પ્રેમચંદની વાર્તાઓનાં નાટયરૂપ રજૂ કરી અદના માનવીની વેદના ગાઈ લોકહૈયાને રણઝણાવ્યાં. દાહોદથી ભીલ નૃત્ય, શહેરાના ભરવાડ, કોઠંબાના મદારીઓની હોળીની ઘેર જામી. ચારેબાજુથી ભજનમંડળો, ઢોલીડાના ઢોલ ઘમક્યા. દેશ પરદેશના રસિયા

મેળાની હલક તડકે છાંયડે બેસી માણતા રહ્યા.

હવે મેળો સેંકડો નહિ પણ હજારો લોકોથી ઉભરાતો હતો. ઘડીમાં કલેશ્વરી સ્થાનક લોકોથી ભરાઈ જાય ને આવનજાવનથી જીવતું નાચતું થઈ જાય.

સમુહ માધ્યમોએ લોકજીવનના મેળાઓ, લોકકળાઓ, ગાયન શૈલીઓ, ઉત્સવો પર અવળી અસર કરી છે. દરેક આવનારને ઉભો થતો આ મેળો જોઈને હરખ માતો નહોતો. કુદરતનો સંગ આ મેળે મળે છે. એકાંત છે, સંસારના કલેશ નથી. બજવૈયા, ખેલૈયા ગવૈયા આવે ને મેળામાં આવનાર સૌનાં હૈયાં ઉભાં કરી જાય.

મેળો આવતી કાલની આશા છે. આજનો ઉલ્લાસ છે. જીવતરની અતૂટ તમન્ના છે. બાર મહિને એકવાર રાજી થવા મેળે આવવું જ એવી ગાંઠ લોક વાળતું જાય છે.

શિવરાત્રીનો આ મેળો શંકરના પવિત્ર તહેવારે થાય છે. એ સ્મશાન પર રાજ કરે છે. ભભૂતિ એમનું વસ્ત્ર છે. ખાક પહેરે એ જગતને જાણી, માણી શકે આવા જ દેવ જેવી ખાક ધારણ કરતી વિચરતી જનજાતિઓ કલાકાર જાતિઓ છે. એનું ભાન સમાજમાં ભાંગી રહ્યું છે. એની સમસ્યાઓ લોકોને દેખાઈ રહી છે. સરકારી તંત્ર, સમાજ આ વાતની મોંઢામોઢ આવી રહ્યાં છે. થોડામાં રાજી થનાર આદિવાસીનો આ મેળો છે. આદિવાસીના જીવનલયને જાણવાનો આ મેળો છે.

દુનિયાદારી આ મેળે પોતાની વૃત્તિઓને જૂએ, તપાસે, ઓળખે છે. માણસ પોતાનો ખોયેલો લય મેળવે છે. નવા પ્રેમથી રચે છે પોતાના વંઠેલા જીવનનો નકશો. યંત્રોના પ્રભાવમાં માણસે સ્વાસ્થ્ય ખોયું છે. સરકારને મેળાની બીક લાગે છે એટલે એણે જૂના લોક મેળા રફેદફે કરવાનું કામ લીધું છે. આ છે લોકની ભાવનાનો, આનંદનો મેળો.

રંગ બે રંગી વસ્ત્રો, વાગતાં ઢોલનગારાં, કૂદતાં લોકનાં ખોળિયાં, પવન, વૃક્ષરાજ, ઝરણાં ને ફૂરસદનો સમય હાશકારો કરતો, પાંખો પસારી કલેશરીની નાળમાં કલાકાર જીવ કુદરતી નોળવેલ સૂંઘી રહ્યો.

કંઈ નહિ તોય આ મેળે છેલ્લાં દસ વર્ષમાં દરમેળે સરેરાશ ઓછામાં ઓછા ત્રણ ચાર હજારથી લઈ આ વરસના ૨૦૦૮ના મેળે પંદરથી અઢાર હજાર ભાઈ બેનો બાળકો આવે છે.લોકોના મનમાં કાયમી મેળા તરીકે વસેલો આ દિવસ અને સ્થાનક જનજાતિય કળાનું, વિચારનું નવા જમાનામાં સ્થળ કાળની ઓળખ ખોઈ બેઠેલા હાંસિયાના લોકો માટે સંસ્કૃતિ મારફત એકતા અને જીવન અધિકાર પામવાની જુક્તિ રૂપે ઓળખાતો રહે. તો કેટલું સારુ. હાંસિયામાં ધકેલાયેલા આદિવાસીને આ આશા અને ભરેલા ડગલાંથી ઓળખ મળતી રહો.

બોલી પર ટકતાં ને લખેલા પર ટકતાં લોકો વચ્ચે સમાજનો, સંવાદનો પુલ રાખવાની આ માનવીય રીત છે. એ રીત કાયમ રહેજો.

આ મેળાની ખાસિયત એ રહી કે એમાં વિચરતી વિમુક્ત જનજાતિઓની કલા, એમના સામાજિક સવાલો, સરકાર, સમાજનું માનસ બધામાં ઠીક ઠીક સભાનતા આવી. ઘણે ઠેકાણે આ મેળાની વાતો થઈ. આ નવીન કળા જુક્તિ સાથે વિચાર, ભાવનું આંદોલન રચાતું ગયું. મહાશ્વેતા દેવી, ગણેશ દેવી એ આરંભેલ આ જનજાતિના પ્રશ્ન પ્રત્યે ધ્યાન ખેંચવાનો પ્રયાસ સફળ તો થયો જ છે. એનું વિશ્લેષણ સાથોસાથ થતું રહ્યું. એ ઉર્જાનાં રચનાર સહુ કલાકાર ભાઈબેનો સમાજ બદલાવવા મોટો આંદોલનને પણ સમજી રહ્યાં છે.

સમુહમાધ્યમો, સત્તાકેંદ્રો, સંવેદનશીલ લોકોમાં આ મેળો આશ્ચર્ય, આનંદનું કારણ બન્યો છે. વિચરતી વિમુક્ત જનજાતિના અંધકારમય ઇતિહાસમાં જોશપૂર્વક પરિવર્તન આણવાના પ્રયાસમાં આવા ચૈતન્ય મેળાનું એક નાનું

વાક્ય રચાયું છે.
માનવીય ગૌરવ, ન્યાય, લોકશાહી જેવા મોટા ખ્યાલોને ચરિતાર્થ કરવા આપણે સમજુ સમાજ તરીકે ક્યારે કશુંક કરીશું ?
હાલ તો ભૂમિ, અન્ન, શિક્ષણ, ગૌરવથી રહિત એવા સમુદાયોની ચીસ તરફ, એમના અસ્તિત્વ તરફ નજર જાય તોય ઘણું.
આવતી કાલની આશાએ આજનો પ્રયત્ન છે.

**डॉ. अरविंद प्रताप कुमार**

## विकास और महिला शोषण : कहाँ है हम?

विश्व का कोई भी भाग ऐसा नहीं है जहाँ महिलाएँ पूर्ण रुप से सुरक्षित हों। यह संभव है कि विकसित देशों की अपेक्षा अविकसित देशों में महिलाओं के प्रति हो रही हिंसा का दर अधिक हो, पर आर्थिक एवं सामाजिक तौर पर विकसित माने जाने वाले देश अमरिका, ब्रिटेन और जापान भी इससे अछूते नहीं है। महिलाओं पर निरंतर हो रहा उत्पीड़न स्वंय में दुःखद विषय है, परंतु इससे भी बड़ी त्रासदी इस तथ्य में छिपी हुई है की महिलाओं के प्रति हो रही हिंसा में बाहरी तत्वों से कहीं अधिक जिम्मेदार परिवार या निकटम संबंधी होते हैं।

अगर भारत की स्थिति की चर्चा की जाए तो स्थिति कई अविकसित देशों से भी बदतर है। भारत में विवाहित महिलाओं का एक बड़ा हिस्सा (३७%) अपने जीवन में कभी न कभी अपने पतियों के हाथ शारीरिक या मौन हिंसा का शिकार होता है। राष्ट्रिय परिवार स्वास्थ सर्वेके अनुसार देश में महिलाओं पर सबसे अधिक अत्याचार बिहार में होते हैं (६२.२%)। इस मामले में दूसरा स्थान राजस्थान का है (४६.३%)। संयुक्त राष्ट्र जनसंख्या कोष की एक हालिया रिपोर्ट के अनुसार भारत में १५ से ४९ वर्ष की आयु की लगभग दो तिहाई विवाहित महिलाएँ हिंसा का शिकार होती हैं। इसमें पिटाई, दुष्कर्म एवं मौन प्रताड़ना शामिल है।

राष्ट्रीय अपराध अभिलेख ब्यूरो के आंकड़ों पर अगर एक दृष्टि डाली जाए तो भारतिय महिलाओं की खराब दशा का साफ तौर पर पता चलता है, क्योंकि हर चौथे मिनट पर एक महिला का उत्पीड़न होता है। हर १५वें मिनट पर एक महिला से छेड़छाड़, हर ५३ मिनट पर एक मौन उत्पीड़न, हर ९ मिनट पर पति या संबंधी से उत्पीड़न, हर ७७ मिनट पर दहेज हत्या और हर २९ मिनट पर एक बलात्कार होता है।

महिलाओं पर हो रही हिंसा के आंकड़े जितने लंबे चौड़े हैं उतने ही डरावने भी है। यूँ तो अनेक आयोंगो और समितियों का गठन हुआ है जिनके दिशा निर्देशों पर महिलाओं को उत्पीडन से मुक्ति दिलाने के लिए प्रवधान बनाये गये हैं। परंतु इन सबके बावजूद महिलाओं पर हो रही उत्पीड़न कम नहीं हो रही है। कानून का कठोरता से पालन करना जितना जरुरी है उतना ही आवश्यक है समाज की मानसिकता में परिवर्तन लाने की पहल करना। आज भी महिलाओं को द्वितीय श्रेणी का

नागरिक माना जाता है। महिलाओं के प्रति हिंसा को अगर समाप्त करना है तो उसकी शुरुआत सर्वप्रथम खुद से करनी होगी।

## बेगुनाह आदिवासी

मैं पिछले तीन वर्षों से आदिवासीयों के बीच रह कर काम कर रहा हूँ और इस छोटे से अनुभव के आधार पर मैं दावे के साथ कह सकता हूँ की आदिवासी समाज देश का सबसे सभ्य समाज है। आदिवासी क्षेत्रों में आज जो नकसलवाद दिख रहा है, वह उनके उपर आज़ादी के बाद हुए लगातार अत्याचार और शोषण का परिणाम है। आज़ादी के बाद जो जमीनें आदिवासीयों के नाम थीं, अब उनके पास पथरीली बिन उपज जमीनें ही रह गई हैं। उनके जंगल, जल और जमीन पर ठेकेदार, साहुकार, जमीनदार और सरकार ने वैध या अवैध रूप से कब्जा जमा लिया है। जब तक इन सभी पर आदिवासीयों का हक था तब तक वे कुपोषित नहीं थे, वे भूख से नहीं मर रहे थे। परंतु आज़ादी के बाद आदिवासीयों के संसाधनों की पर लूट की वजह से और उनके साथ हुए जुल्म के परिणाम के कारण ही इन क्षेत्रों ने नक्सलवाद को जन्म दिया। जिसे सरकार कानूनी व्यवस्था की समस्या मानती है।

आदिवासी क्षेत्रों मे शिक्षा का अभाव एंव गरीबी का प्रभाव इस कदर है कि सरकार द्वारा चलाई जा रही विकास योजनाओं के बारे में गाँववालो को कुछ भी जानकारी नहीं होती है। खेती गाँव की आय का मुख्य साधन है लेकिन सिंचाई का उचित प्रबंध न होने के कारण और कृषि से जुड़े तकनीकी ज्ञान के अभाव की वजह से उन्हें अपनी मेहनत का फल नहीं मिल पाता है। अशिक्षा और बेरोजगारी के कारण यहाँ के युवा मादक पदार्थोकी तस्करी तथा छीना झपटी जैसे कार्योको आसानी से अंजाम देते हैं। बेहाल और जर्जर जिन्दगी के कारण हमारा आदिवासी समाज टूट रहा है। फलतः आदिवासी युवक नक्सलवाद जैसे कार्योमें आसानी से सम्मिलित हो जाते हैं।

सिस्टम को बदलना होगा, सरकार को आदिवासीयों की समस्या की तरफ ध्यान देना होगा क्योंकि भारत का विकास तभी हो सकेगा जब आदिवासीयों का विकास होगा। शिक्षा, तकनीकी ज्ञान, एवं सरकारी सहयोग ही आदिवासीयों को नकसलवाद से दूर ले जा सकता है।

''मंजिले उन्हीं को मिलती हैं, जिनके सपनों में जान होती है।
पंख से कुछ नहीं होता, हौसलों से उड़ान होती है।''

## बूधन बोलता है ।

आज से करीबन दस साल पहले अहमदाबाद शहर के राजमार्ग से थोड़ा हट कर एक कच्ची सड़क गुजरती थी। यह इलाका छारानगर के नाम से जाना जाता है। उसी छारानगर की पेचींदा गलीओ में १९९८ में एक वृद्ध महिलाने कदम रखा। वह महिला इस देश की जानीमानी साहित्य लेखिका हैं। लेकिन हमारे लिए उस दिन वह सिर्फ एक महिला थीं। मैं महाश्वेता देवी की बात कर रहा हूँ। हांलाकि छारानगर के इतिहास में इस से पहले कई राजनेता एवं समाज सुधारक आ चुके थे लेकिन यहाँ महाश्वेता देवी ने छारानगर के आनेवाले भविष्य के बारे में बात की थी, नहीं की गुजर चुके लोगों के बारे में। उस वक्त मेरी उम्र करीबन पंद्रह साल थी। जब में दसवीं कक्षा में फेल हो गया था, तब पता चला कि एक महिला शिक्षा सम्बन्धित सवालों पर गौर फरमा रही हैं । यह मेरे लिए बहुत आश्चर्य कीबात थी। इससे भी अधिक आश्चर्य की बात यह थी कि छारानगर के कई शिक्षित युवा उनके इर्द गीर्द खड़े होकर कह रहे थे कि उन्हें एक पुस्तकालय की जरूरत है। पुस्तकालय बसाने का सपना यहाँ चालीस साल पूर्व सिंचा गया था लेकिन हमेशा राजनैतिक गुत्थीओं में वह एसा कस जाता कि पुस्तकालय में से पुस्तक शब्द ही कहीं लुप्त हो गया था। लेकिन आज पुस्तकालय शब्द का एक ही अर्थ है - ज्ञान की वृद्धि करना।

महाश्वेता देवी के साथ उस वक्त डॉ. गणेश देवी और श्री लक्षमण गायकवाड भी मौजूद थे। मुझे समझ नहीं आ रहा था कि वे अपनी बातों में DNT, NT जैसे कुछ शब्दों का इस्तमाल क्यों कर रहे थे। वे कभी कभी ''भटकते घुमन्तु जन जाती'' जैसे शब्दों का प्रयोग कर रहे थे। मैंने अपने सर्टीफिकेट में हिन्द छारा के अलावा कोई भी समुचा नाम पूरी जमात का नहीं देखा था । मैं जानता था कि छारानगर में कई लोग आए पर उनके कुछ न कुछ अंगत स्वार्थ हुआ करते थे । वैसा कोई अंगत स्वार्थ मुझे इन DNT की बात करनेवालों में नजर नहीं आया। क्योंकि ये न तो किसी राजनैतिक दल से जुड़े हुए थे और न ही ऐसा कोई दल बनानेवाले थे। यह सारे लोग तो कला प्रेमी थे और कला से सम्बन्धित कोई अंगत स्वार्थ हों तो वह समाज के लिए बहुत तंदुरस्त होता है । और वही तंदुरस्ती आज दस साल के बाद हमारे शरीर में परिपक्व हुई है ।

हम दस साल के सफर में एक ही मुख्य सवाल कर रहे थे, की ये DNT कौन हैं? इसे समझने के लिए न जाने कितनी चिज़ो का हमने जाना । पुस्ताकलय का नाम भी 'स्व. मानसींग छारा डी.एन.टी. पुस्तकालय' घोषित हुआ। पुस्तकालय में 'राजभ्रंश' मिलने पर यही बात समझने का प्रयास करते । हमने DNT-NT का मतलब कुछ नाट्यात्मक ढंग से समझाने का प्रयत्न किया। उस नाटक में बूधन नाम का DNT छिपा हुआ था। उस नाम के साथ हमे पुलिस-जेल-रीमान्ड-कचेरी-आत्महत्या जैसे अजीबो गरीब शब्द सुनाई दे रहे थे। वह कहानी उतनी ही सच्ची थी जितनी की हमारे घर की बनी हुई कच्ची शराब सच्ची होती है। उस कहानी में ''बूधन'' व्यक्ति के छीने गए जन्मसिद्ध अधिकार की बात थी । हमें दिए गए 'born criminal label' की बात थी और हमें उस कहानी में सिर्फ अपने आप को जोड़ना बाकी था। उसी दिन मुझे पता चला की आजादी का मतलब झंडे को सलामी देना और उसके बाद टॉफी चूसना नहीं है। उस दिन मुझे ज्ञात हुआ कि १५ अगस्त

१९४७ की आज़ादी हमारे लिए नहीं थी। हमारी आज़ादी इतिहास के पन्नों पर किसी और दिन मुकर्रर की गई थी और वह दिन था ३१ अगस्त १९५२। इससे पहले मैंने सेटलमेन्ट का कडवा इतिहास जानना उचित नहीं समझा था। मुझे इसकी जरूरत महसूस नहीं हुई थी। क्योंकि उस वक्त मेरे पास सोचने के लिए और बहुत कुछ था - पिताजी की बीमारी, उनकी जेल, कर्ज में मैं हमेशा उलझा रहता था। लेकिन जब मैंने अपनी उलझन और कलकत्ता में रहनेवाले बूधन साबर की उलझनों को एक समूचित रूप में पिरोया तो अपने आप को बड़ा सुलझा हुआ पाया।

हर व्यक्ति की जिन्दगी में एक ऐसा वक्त आता है जब उसके भविष्य की नीवं रखी जाती है । मेरी जिन्दगी में भी वह दिन आया। हमारी आज़ादी का जलसा हुआ ३१ अगस्त १९९८ के दिन, जब हमने पहली बार आज़ादी के जलसे में एक नाटक का मंचन किया। नाटक का विषय था ''गुलामी''। नाटक था बूधन साबर पर हुए अत्याचार का । उसमें मैंने एक छोटी सी भूमिका अदा की। हालांकि उस नाटक में छोटे से छोटा काम भी बहुत जिम्मेदारी का था। यह जिम्मेदारी हमने बखूबी निभाई। यहाँ से मेरा एक नया जन्म हुआ। यह जन्म था अभिनेता आलोक गागडेकर का जिसकी पैदाइश DNT-RAG द्वारा हुई। बस उसके बाद नाटक का सिलसीला शुरु हुआ। हमारी भूमिकाएँ बदलती गई लेकिन कभी भी हमारी विचारधारा नहीं बदली। हमे जिन्दगी जीने का एक सहारा मिल गया। और शायद यही फर्क था महाश्वेता देवी के छारानगर आने में । यहाँ हमारे बीच एक सांस्कृतिक सेतु बनाने की नींव डाल दी गई थी जिसमें हमने एक एसे थियेटर को जन्म दिया जिसका मकसद था 'by the D.N.T., for the D.N.T., of the D.N.T.'। हमारी भावनाओं को एक नाट्य रूपांतर कर के दूसरे भाई बंधुओं तक पहुँचाते रहे । इस सफर में हमारे साथ कंधा मिलाने के लिए कई लोग जुडते गए, जिसमें कैलाश पंड्या, सौम्य जोशी जैसे गुजराती रंगमंच की अन्य नामी हस्तीयाँ शामिल हुईं।

हमारे नाटक का प्रेक्षकगण शुरुआत में सीमित था। धीरे-धीरे वह गण बढता गया । पहले सभी लोग हमें एक सहानुभूति से देखते रहे फिर उनके देखने का अंदाज बदल गया । अब लोग हमें नाट्यकर्मी की नज़र से देखने लगे । बूधन थियेटर की बदौलत मुझे और भी नाटक मिलने लगे। मैंने अपने कॉलेज काल में गुजराती रंगमंच किया। कई परितोषक भी मुझे मिले। मेरा आत्म विश्वास बढ़ने लगा। राष्ट्रीय नाट्य विद्यालय में अभ्यास करने की इच्छा जागी। कभी माहौल इच्छा को मार देता तो कभी इच्छा खुद माहौल से हार जाती। दोनों ही सूरतो में जीत छारानगर के माहौल की होती थी। जब राष्ट्रीय नाट्य विद्यालय के फाईनल ईम्तिहान में फेल हो गया तब मुझे महसूस हुआ की बाहर कि दूनिया में कदम रखना कितना मुश्कील होता है। लेकिन हमारी अभिनय क्षमता में कभी कोई कमी नहीं हुई, बल्कि हम बड़ी बड़ी भूमिकाएँ करने लगे । और एक दिन २००३ में छारानगर के माहौल को मेरी इच्छा के सामने हारना पड़ा। मेरा दाखिला राष्ट्रीय नाट्य विद्यालय के उन बीस विद्यार्थीओं में हुआ जो सारे एशिया में से चुने गये थे।

इन दस सालों के दौरान मैं जहाँ भी गया, मेरी नींव में हमेशा बूधन थियेटर के अवशेष मौजूद थे। मैंने जब राष्ट्रीय नाट्य विद्यालय में आंतरराष्ट्रीय साहित्य पढ़ना शुरु किया तो मैंने पाया कि कहीं न कहीं हमारा भी वह नाट्य मंथन जो ३१ अगस्त १९९८ में मंथित हुआ था, वह भी एक क्रांति की शुरुआत थी। जब मैंने पढ़ा कि युरोप के इतिहास में रोमन साम्राज्य के पतन से लेकर अमरिका के खोज़ होने तक के समय को मध्यमयुग कहा जाता है तो मैंने अपने छारानगर के इतिहास में झांखते हुए देखा तो पाया कि लायब्ररी और नाट्यमंच के कारण परंपरागत पंचायत से एक भिन्न सोच उभरी जिसका एक परिणाम मानसिंह छारा

जैसे कलाकार है। फिर जब मैंने पुन:जागरण (Renaissance ) युग के बारे में पढ़ा तो मैंने अपने इतिहास से उसको परे हटकर नहीं देखा। वैसे इस दुनिया में पुन:जागरण ई. ११०० में माना जाता है क्योंकि तभी से इस दुनिया में कला जगत प्रेमीओंने आम आदमीयों के बारे में सोचना शुरु किया। जैसे कि किसी गाय को घास खिलाते हुए चित्र इससे पहले देखे जाते थे। लेकिन पुन:जागरण युग में एक गरीब आदमी गाय-बैल की तरह खेती करता है, ऐसे चित्र बनाए जाने लगे। ''मोनालिसा'' की मुस्कान भी उसी समय की देन है। लेकिन मेरी अपनी ज़िन्दगी में १९९८ में जब हमे ''पुस्तकालय'' मिला, वही मेरी ज़िन्दगी का पुन:जागरण युग रहा । हमने किसी मंदिर के लिए चंदा या विधवाओं के लिए आर्थिक सहाय नहीं मांगी। हमने मांगी ज्ञान की रसधार - एक पुस्तकालय ।

१९९८ से लेकर २००३ तक के पाँच सालों में मैं नाटक सम्बन्धी बातों के अलावा कुछ भी सोचना पसंद नहीं करता था। तब एक ही मकसद था कि 'I want to show my talent',मुझे राष्ट्रीय स्तर पर पहुँचना है। २००३ से २००६ तक जब मैं राष्ट्रीय नाट्य विद्यालय में था तब भी यहीं इच्छा रही । और जब ७ मई २००६ के दिन जब मैं एक नाटक की प्रस्तुती के लिए जर्मनी गया तब भी अपने कल को याद करते हुए इतना ही सोचा था कि १९९८ का वह मेरा बुधन नाटक और जर्मनी का यह International Theatre Festival के बीच में पूरे दस साल भी नहीं हुए थे। पाँच साल और बाकी थे।

२००५ में विवेक घमंडे भी एन.एस.डी. में पसंद किया गया । और यहाँ हमारी एक चेन बनी। एक दूसरे के साथ सहकार ने हमें अपने आपके बारे में सोचना सिखला दिया । यही सबसे बड़ी क्रांती है। अगर आपसे कोई पूछे की भारत में पुन:जागरण (Renaissance) कहाँ हुआ, तो आप उन्हें छारानगर लेकर आएँ । वह अपनी आँखों से देखेंगे।

**आलोक गागडेकर**

नमस्कार। मैं भुपेन्द्र टबुभाई घमंडे। जन्म तारीख : १९-२०-१९८४। जन्म स्थल : गुजरात। मेरी उम्र २३ साल की है। मेरे पिताजी माहाराष्ट्र के नंदुरबार गाँव के रहने वाले थे। रोजगार की खोज में मेरे पिता गुजरात आए। और यहाँ पर मेरी माँ के साथ शादी हुई। हम तीन भाई और तीन बहने हैं। मेरे अलावा सभी भाई बहनों की शादी हो चुकी है। मैने इसी साल अर्थशास्त्र विषय के साथ कॉलेज का अभ्यास पूरा किया है। पिताजी महाराष्ट्र के होने के बावजुद हममे से किसी को भी मराठी भाषा नहीं आती। मेरे परिवार का ज्यादातर वक्त दारु की भठ्ठी चलाने में गुजरा है। पूरा परिवार एकजुट हो कर भठ्ठी चलाता तब जाकर एक वक्त की रोटी का इंतिजाम हो पाता था। जब पुलिस दारु की भठ्ठी पकड़ लेती या दारु की बिकनी कहीं नहीं हो पाती तब एक वक्त की रोटी मिलना भी मुश्किल हो जाता था। छोटे से मिट्टी के घर में न जाने कितने दिन भूखे पेट सोना पड़ता था। मुझे अब भी याद है कि पुलिस दारु पकड़ ले-जाती या दारु की बिकनी नहीं होती तब मेरी माँ अपनी साड़ी या फिर घर के नए बरतन बेच कर या किसी से उधार पैसे लाती ओर खाना बनाती। ऐसे हालात में भी मेरे माता-पिता ने हम तीन भाईओं को पढ़ाया। आज हम तीनो भाई अपनी पढ़ाई पूरी कर चूके हैं। मैंने और मेरे भाईओं ने अपनी पढ़ाई किस तरह पूरी कि ये शायद मेरे शब्द व्यक्त नही कर सकते है। अपनी पढ़ाई के दौरान हम तीनों भाईओं ने बहुत सी कठिनाइयों का सामना किया। गर्मी की भीषण आग में न जाने कितने माइल तक नंगे पाओं चलना, ठंडी के मौसम में फटे हुए कपड़े और केवल आग की ताप में दिन बिताना और खासकर

बारिश के समय में गीले कपड़े पहन कर न जाने कितने घंटों तक यू हीं बैठे रहते थे। न पेट में दाना, न हाथ में आना । मेरे परिवार का यह बहुत ही खोफनाक दौर था। परिवार का पेट भरने के लिए मेरे माता पिता ने चोरी भी की, लेकिन उससे हमारे जिवन की समस्याएँ और बढ़ गईं। चोरी करते वक्त जब वे पुलिस के हाथों पकड़ा जाते तब जेल में रहना पड़ता। कईं बार तो पुलिस बेवजह भी पकड़ कर जेल में डाल देती। हररोज एक नई समस्या के साथ जीवन बिताना हमारी रोजमराह की जिंदगी हो गई थी। इतनी समस्याएँ शायद कम नहीं थी इसलिए १९९७ में चार पुलिस वालों ने मेरी माँ के हाथ से हमारे खाने के पैसे छीन लिए। मेरे भाई ने जब इसका विरोध किया तो इस पर मेरे भाई, माँ और छोटी बहन को पुलिस ने कुत्तों की तरह मार कर, पुलिस थाने ले गई। मेरे भाई पर पुलिस पर हाथ उठाने का झूठा केस लगा दिया। इस बात पर हमने पुलिसवालों के खिलाफ केस दाखिल करना चाहा, लेकिन मेजिस्ट्रेट ने केस दाखिल नहीं करने दिया। उल्टा ये कहकर निकाल दिया कि पुलिसवालों से दुश्मनी मत लो। ये लोग बहुत खतरनाक होते हैं और तुम लोगों को बार-बार परेशान करेंगे । उस वक्त मैं केवल १४ साल का छोटा बच्चा था। छोटी बहन को बालों से घसिटते, माँ पर लाठीयाँ बरसाते और भाई को नंगा कर के मारते देखकर मैं सिर्फ आँसु बहाकर देखने के अलावा कुछ न कर सका। मैं आज भी उस मंजर को याद करता हूँ तब पुलिसवालों को गाली देने का विचार होता है। मेरे परिवार ने अपने पिछले बीते सालों में बहुत से दुःख और कठिनाइयों का सामना किया है। खैर दुःख-दर्द किस इन्सान के जीवन में नहीं होता। समय के बदलाव के साथ आज हमारा जीवन भी बदल चुका है। मेरे बड़े भाई पुलिस में है और उनसे छोटे भाई अेडवाकेट है। कठिनाइयों का सामना कर के ही जीवन बसर करने को जीना कहते हैं।

सच कहूँ तो मैं भी कभी ५०० या उससे भी ज्यादा श्रोताओं के सामने कभी बोल पाऊँगा यह मैंनेकभी सोचा भी न था। मुझे लोगों के समाने नाटक करने या बोलने में बहुत डर लगता था। और कई बार नाटक करने में शरम भी आती थी। जब भी कोई अन्जान आदमी या अपने से बड़ों से बात करता, तब मुझे बहुत डर लगता। डर के कारण मैं जो भी बात कहना चाहता वह भूल जाता था। लेकिन आज मैं कुछ और ही हूँ।

सच कहुँ तो बुधन थियेटर और लाइब्ररी का मैं बहुत विरोध करता था। सन् १९९८ में दुकान के शटल पर (DNT) शब्द देखने के बाद जब भी किसी से मैने इस शब्द के बारे में पूछा तो हर किसी ने इस शब्द का विपरीत ही जवाब दिया। कोई कहता 'मुर्ख बनाया', कोई कहता 'कमाने का नया धंधा शुरु किया है'। कोई तो 'चोर भी कहता', कोई कहता कि छारानगर में विकास के नाम पर सरकार से पैसा लेकर आपस में बाँटने की संस्था शुरु हुई है। मेरा दुर्भाग्य था कि मैंने कभी भी लाइब्ररी के 'सिनियरों'को जाकर इसके बारे में नहीं पूछा क्योंकि मैं सिर्फ १५ साल का था। अपने आपको मैं बहुत ही छोटा मानता था। इसलिए मैं भी दूसरे लोगों की तरह थीयेटर और लाइब्ररी का विरोध करता था। लेकिन सन २००४ में जब कॉलेज में मेरा प्रथम वर्ष था तब मैं ने कॉलेज की एक नाट्य प्रस्तुति में हिस्सा लिया जिसके बदले इनाम भी मिला था। इससे प्रोत्साहित होकर मैंने नाटक में प्रवेश किया।

नाटक में प्रवेश लेते हुए मुझे चार साल बीत गए हैं। इन चार सालों में मुझे नाटक के ज़रिए बहुत कुछ सीखने को मिला। मेरे जीवन में नाटक का महत्व बढ़ गया है और यह हमेशा रहेगा।

आज तक जीवन में मैंने जिस किसी चिज को चाहा वो कभी नहीं मिली। जिस चीज को भी पाने के लिए ज्यादा महेनत की वह कभी नहीं मिली, चाहे वह पढ़ाई हो या नौकरी।

२००४ में मुझे सस्प्रश्यनां नाटक में मुख्य अभिनय के लिए गुजरात यूनिवर्सिटी द्वारा जीवन में पहली बार इनाम प्राप्त हुआ। विजय तेंदुलकर लिखित नाटक 'गिद्ध' में मुझे एक अच्छे पात्र कि भूमिका निभाने का मौका मिला। 'गिद्ध' नाटक को विणवेली स्पर्धा में तीसरा पुरस्कार मिला और उस के बाद बुधन थीयेटर में 'भामा', 'भगवा बेरक', और 'मुझे मत मारो साब' जैसे नुक्कड नाटक किए। २००५ में फिर से 'भ्रष्टाचार के फल' के लिए प्रथम पुरस्कार मिला और २००७ में एकपात्रीय अभिनय के लिए गुजरात युनिवर्सिटी के युवक महोत्सव प्रतियोगिता में भी प्रथम पुरस्कार मिला। गुजरात युनिवर्सिटी केम्प में सिलेक्शन हुआ। कॉलेज की वक्तृत्व स्पर्धा में 'आपणुं शहेर अमदावाद' (अपना शहर अहमदाबाद) के लिए प्रथम पुरस्कार मिला और काव्य पठन के लिए दूसरा और तीसरा पुरस्कार मिला। कॉलेज में 'अंतिम संस्कार' नाम की एकांकी का दिगदर्शन किया तथा कॉलेज स्पर्धाओं के लिए स्किट और माइम का भी दिग्दर्शन और संगीत दिया।

कलेश्वरी में सिमेन्ट के फर्श पर नंगे पैर तपती धुप में नाटक किया जो मेरा सबसे यादगार परफोर्मन्स है।

**भुपेन्द्र घमंडे**

# ભાષા-પત્ર
**ફેબ્રુઆરી ૨૦૦૮**

**કાનજીભાઈ પટેલ**

પ્રિય ભાષા-મિત્ર,

નવેમ્બર ૨૦૦૭ ના ભાષાપત્રમાં વિદ્યાર્થીમિત્રનો પત્ર આવ્યો છે. ઘણા વખતથી થતી મુંઝવણને વ્યક્ત કરતાં એમણે લખ્યું છે કે આદિવાસીની દરેક જાતિ અલગ અલગ દેવોને માને છે. દેવુનું સ્થાપન, વિસ્થાપન તેઓ વિધિપૂર્વક કરે છે.

પિઠોરા બાબાનાં ચિત્રોનું વેચાણ થાય છે તે સામે તેમણે પ્રશ્ન કર્યા છે. પ્રશ્નોનું કારણ એ છે કે રાઠવાઓમાં પિઠોરા દેવની આસ્થા છે અને એમનું પિઠોરા ચિત્ર બીજાઓ પોતાની દિવાલો શોભાવવા મૂકે છે. તે ફાટે, બગડે, જૂનું થાય તો એ કચરાપેટીમાં નાખી દે. આથી આરાધ્યદેવની શું હાલત થાય એ કલ્પનાનો વિષય છે. આવાં ચિત્રોનું વેચાણ કરવું જોઈએ? શું તે યોગ્ય છે ?

સવાલ આસ્થા, માન્યતાનો તો છે જ. ચિત્ર શું, કોઈ પણ કૃતિ એના કર્તા દ્વારા આસ્થાપૂર્વક દોરાય છે કે રચાય છે. આસ્થાની તીવ્રતા, તેનું સ્વરૂપ બદલાય, સાવજ નાબૂદ થાય એવું બને છે. આદિવાસી સિવાયની વ્યક્તિના મનમાં આદિવાસીની હોય એવી આસ્થા ન જ મળે. બીજા સમુહોના લોકો સારે મોંઢામોઢ થતાં આસ્થા પર આઘાત થાય. આવાં આસ્થા ધરાવતાં સર્જનો વિશે ખરીદનારાએ સન્માનપૂર્વક પેશ આવવું જોઈએ. ચિત્ર વેચતી વખતે એના ખરીદનારને આવી આસ્થા વિશે કહેવામાં આવે તો ચોક્કસ તે સમજશે અને એની સાથેનો વ્યવહાર જીવંત આસ્થા ભર્યો બની રહેશે.

એક વાર ૧૯૯૪ માં હું છોટાઉદેપુરના વસેડી ગામે બાબા પિઠોરાની માનતાના પ્રસંગે રાત રોકાયો હતો. એ વખતે બડવાભાઈએ પિઠોરા દેવની કથાની કડીએ કડી મને ગાતાં, રોકાતાં, રસપૂર્વક સમજાવી હતી. એ એમની ઇચ્છા હતી. કોઈ બડવા એમ ઇચ્છે કે આવી કથા મારે ફરી ગાવી નથી. બહારના લોકો માટે આ કથા નથી એમ કરીને સાંભળવા, સમજવા ગયેલા અભ્યાસીને પાછા વાળી શકે. એમાં બેઉને ગુમાવવાનું થાય. બડવો પોતે એક સંસ્થા છે એટલે સામાન્ય રીતે એવું કહે કે આ અમારી આસ્થા માનતાનો વિષય છે એમ કહીને આંગણે આવેલા જિજ્ઞાસુને નકાર ભણે. એ જ રીતે પિઠોરાદેવનું ચિત્ર ખુબ જ આકર્ષક રંગો, આકાર યોજના, લય, વિષયને લીધે કલારસિકના હૃદયને ગમે છે. જેટલા એ ચિત્રના લખારા, જેટલી બાધાઓ, એટલાં પિઠોરાનાં અવનવીન સર્જન થાય. આ બધી લીલા, એનો પાર પામનારને જો બહાર રખાય તો, અધૂરી ગણાય.

આવી જ રાઠવી ભાવના સાથે મેં ઘરની ભીંતે પિઠોરા બાબાનું સ્થાપન-વિસ્થાપન વિધિવત કસવ્યું હતું. ત્યારે માલૂમ પડ્યું હતું કે સર્જકતા, ભાવનાં કેવાં કેટલાં સ્તરો હોય છે એ બધાંને સમજવાં.

નવા જમાનામાં આવી કૃતિઓના વિતરણ, વિક્રયમાં આવી આસ્થા, ભાવનાઓની દરકાર દેખાતી રીતે જ કપરી બની જાય. ગમે તે રીતે જોતાં આસ્થા આધારિત કળાને આ વિરાટ વિશ્વમાં જતાં રોકવાનું યોગ્ય નથી.

આદિવાસીનું કલ્પનાવિશ્વ આધુનિક સમાજ કરતાં જૂદું પડે છે. પોતાની જાતિની જાતિએ જીવેલા જીવનની સઘળી સ્મૃતિના આધારે આદિવાસીની સર્જકતા ચાલે છે. પિઠોરા દેવ જેવી પરંપરાઓ અને આસ્થાઓ અનેક છે. આજેય જીવંત છે. એ સઘળાંનું મહત્વ છે. આ કલાપ્રણાલિઓને સમજતાં સમજતાં જ માનવજાત આગળ કે પાછળ ચાલે છે.

આદિવાસી સિવાયના સમાજે કળા સમેત બધી બાબતોનું બજારમાં રૂપાંતર કર્યું છે. એટલે ત્યાં નગરજીવનનાં, આધુનિકીકરણનાં સઘળાં દૂષણો આદિવાસીની આસ્થાભરી કળાને સહેવાનાં થાય. પણ બજારુમાનસવાળી દુનિયામાંય આદિવાસી સર્જકતા, આસ્થા-વિધીની કળાને માણનારાં લોકો છે. આદિવાસી-બાહ્ય જગત આદિવાસીની કળાને જોતાં શીખે એ પણ જરૂરી છે. અન્ય વિશ્વ સાથે આદિવાસીનો સંવાદ અનેક સ્તરપર થાય એય સારું છે. સંકોચશીલતામાં રહેવા કરતાં આદિવાસી કળાએ દૂષણો લાગે તો પણ બહાર આવવું જ રહ્યું.

એમ થશે તો જ દુનિયા સમજશે કે મૌખિક અને વણલિખિત પરંપરાઓ, આપસૂઝવાળી કોઠા સૂઝવાળાની કળાઓનું સૌંદર્યશાસ્ત્ર શું છે, એ કળાને જીવનારાનું અર્થશાસ્ત્ર શું છે, એના પોત ને રસાયણ કેવાં છે એની પતીજ પડે. નોખાપણાની આ અસ્મિતા જ વિદ્યાર્થીમિત્રના પ્રશ્નના મૂળમાં મને દેખાઈ છે. બરાબર ને ?

ભગવાનદાસ પટેલ

## પિઠોરા દેવનું લિલામ?!

'પિઠોરો બાબો' આદિ-દેવ છે અને એ પંચમહાલ-વડોદરા જિલ્લા અને મધ્યપ્રદેશમાં વસતા રાઠવા-નાયકા આદિવાસીઓના જીવતરનો મૂળાધાર છે. પશુ, પ્રકૃતિ (પાક) અને માનવ બીમાર પડે ત્યારે સાજા થવા તેની માનતા-બાધા લેવામાં આવે છે. સાજા-નરવા થયે; માનતા ઊજવવા ઘરની ભીંતે પિઠોરા દેવની સ્થાપના કરવામાં આવે છે. બડવો (ભૂવો) અને તેની મંડળી રંગો અને દાતણની પીંછીથી પિઠોરો બાબો અને તેમની પ્રાકૃતિક સૃષ્ટિ-સૂર્ય, ચંદ્ર, સાપ, વાઘ, ઘોડા, માનવ ઇત્યાદિને ભીંત પર સ્થાપે છે. દેવને સ્થાપવા ઉપયોગમાં લેવામાં આવતા રંગો અત્યારે તો બજારમાંથી લાવવામાં આવે છે. પરંતુ, પૂર્વકાળમાં આ રંગો વૃક્ષ-વેલીઓ-પત્થર-માટી જેવા નિસર્ગ તત્ત્વોમાંથી મેળવવામાં આવતા હતા. દેવ અને તેની સૃષ્ટિને ચિત્ર રૂપે સ્થાપનારને લખારા-બડવા કહેવામાં આવે છે. વેદ ના યજ્ઞની ભાષામાં કહેવું હોય તો આ લખારા-બડવા પુરોહિતનું કાર્ય કરે છે.

બડવા-લખારા નક્કી કરે તે દિવસે માનતા છોડવા સ્થાનકની સન્મુખ સગાં-સંબંધી-સમાજને આમંત્રી પિઠોરા દેવનું ધાર્મિક અનુષ્ઠાન કરવામાં આવે છે. બડવા-ભોપો અને તેના સહાયકો પૂર્વકાલીન લોકવાદ્ય ઢાક પર આદિ સ્વરોની સંગતમાં પિઠોરા દેવની ઉત્પત્તિ અને મહિમાની પુરાકથાઓ ગાય છે. રાગાત્મક-ભાવાત્મક અને ઉત્તેજક વાતાવરણ વચ્ચે દેવ માથે ઊતરે છે. સમાજને દેવ પ્રત્યક્ષ થયાની અનુભૂતિ થાય છે. દેવ પર પરમ આસ્થા હોવાથી

તેનાં આશીર્વચનોથી બીમારી દૂર થયાનું અને સુખાકારી ફેલાયાનું અનુભવાય છે.

પરંતુ, રાઠવા-નાયકા સમાજના જીવનામૃત-જીવનરસાયણસમાન પિઠોરાબાબાને અન્ય સમાજની વ્યક્તિ ભીંત પર જુએ છે ત્યારે તેના ચિત્તમાં પિઠોરા દેવનો ધાર્મિક-દૈવિક-અનુષ્ઠાનિક સંદર્ભ હોતો નથી. આથી તેને પિઠોરા તરફ ધાર્મિક આસ્થા હોતી નથી. તેનું ચિત્ત દીવાલ પર ઉષ્ણ-શાન્ત રંગોથી અંકિત ગતિશીલ ચિત્રાવલીથી આકર્ષાય છે. પરિણામે આ ચિત્રાવલીને પોતાના દીવનખંડમાં મૂકવા તેનું ચિત્ત લલચાય છે. હેતુ બર લાવવા લખારાને થોડાક પૈસા આપી તેને મર કલાત્મક આ ચિત્રાવલીને કાપડ પર દોરાવશે અને આમ ધાર્મિક સ્થાપનમાંથી પતિત થયેલા એક અંચલ વિશેષના દેવ શહેરના કોઈ દીવાનખાનાની દીવાલ પર કાચમાં કેદ થઈ કાયમ માટે કારાવાસ ભોગવશે. વળી આવી વ્યક્તિનું ચિત્ત વર્તમાન વૈશ્વિકીકરણના ઉપયોગિતાવાદથી પ્રભાવિત હશે તો લખારાને થોડાક સિક્કા આપી સંખ્યાતીત ચિત્રાવલીઓ દોરાવી; ઊભા બજારે બેસાડી; માતબર નાણાં મેળવી લિલામ કરશે. અને આમ એક વિશેષ જાતિ-રાઠવા-નાયકા સમાજના પૂજ્ય દેવ - કે જેમની પર અટળ આસ્થાને લીધે અનેક વ્યક્તિઓ- પશુની શારીરિક-માનસિક બીમારી દૂર થતી હતી, જેમની પર અતૂટ શ્રદ્ધાને કારણે લોકમાનસમાં અસંખ્ય રાગો-તર્જો અને પુરાકથાઓનો આવિર્ભાવ થતો હતો એવા લોકની કંઠસ્થ સંપદાના સ્વામી પિઠોરા દેવનું વૈશ્વિક બજારમાં પતન થશે. પછી તો કોઈ તેમને ઘરની શોભા વધારવા દીવાનખંડમાં ભરાવશે તો કોઈ તેમને શયનખંડના પલંગની ચાદર બનાવશે. આમ એક વિશેષ સમાજની પરમ શ્રદ્ધા-આસ્થાનો અંશ સાંસ્કૃતિક હોનારતનો ભોગ બનશે. આવા પુરાવા રૂપે કલાત્મક ચિત્રશૈલીથી આકર્ષાઈને પશ્ચિમના દેશોની કંપનીઓ સરસ્વતી અને ગણપતિ જેવા દેવી-દેવતાને સંડાસની ટાઈલ્સ પર અંકિત કરે છે; એવા સમાચારો અવાર-નવાર વર્તમાનપત્રોમાં પ્રગટ થતા રહે છે.

આથી આદિવાસી સંસ્કૃતિનો ધાર્મિક-સામાજિક સંદર્ભ જાણ્યા-પેખ્યા વિના, તેનાં દૂરગામી પરિણામો જાણ્યાવિના તેના કોઈ અંશનું ઉપયોગિતાવાદથી પ્રેરાઈને બજારીકરણ કરવું એ સાંસ્કૃતિક અપરાધ ગણાવો જોઈએ. અને જાગ્રત નાગરિકે શક્ય હોય તો આવા વ્યાપારીકરણને રોકવાનો પ્રયત્ન કરવો જોઈએ.

**નારણ રાઠવા, વિકેશ રાઠવા, જૈલેશ રાઠવા, નીતા રાઠવા અને હરીભાઈ રાઠવા**

ભાષા અભિયનમાં જોડાયેલ સાથી મિત્રો, આપણે નવેમ્બર ૨૦૦૭ ના ભાષાપત્રને વંચાણે લીધા હશે. તેમાં એક સાથી મિત્ર એ પ્રશ્ન કરેલ છે કે,

> ''ખરીદરાને પિઠોરાની ધાર્મિકતાની કે વિધી-વિધાનની કોઈ જાતની ખબર નથી હોતી. એ તો બસ પોતાના ઘરની દિવાલને સજાવવા ખરીદતા હોય છે. અને જ્યારે જુનું થઈ જાય ત્યારે કાઢીને કચરાપેટીમાં નાંખી દેતા હોય છે. એને મન પીઠોરાનું કોઈ મહત્વ હોતું નથી. તો પછી પીઠોરો જે રાઠવા સમાજનો આરાધ્યદેવ છે એની શું હાલત થતી હશે એ કલ્પના કરવી રહી.

તો શું ? આ પીઠોરાનું વેચાણ કરવું જોઈએ ? અગર વેચાણ કરવું જોઈએ તો શા માટે ? પિઠોરાનું વેચાણ કરવું યોગ્ય છે ?

ના પુછવા જેવો સવાલ કર્યો હોય તો ક્ષમા માંગુ છું. પૂછવા જેવો સવાલ કર્યો હોય તો, જવાબ માંગુ છું.''

મિત્ર, આ પ્રશ્ન સીધો છે પરંતુ ક્ષમા માંગીને જવાબ માંગવાની જરૂર નથી. મિત્રો જવાબ છે આદિવાસી રાઠવા સમાજમાં પીઠોરાદેવનું ચિત્ર ઘરની દિવાલ ઉપર ખૂબ જ મોટા પાયે દોરવામાં આવે છે. જે ચિત્ર દોરવા પાછળનો કંઈક હેતુ હોય છે, ઘણાં બધા કારણો સંકળાયેલા છે. જેવાં કે, બિમારી, સંતાનપ્રાપ્તિ, ખેતીવાડી, માલમિલકત ના કારણોસર પીઠોરાદેવની બાધા રાખવામાં આવે છે. અને બાધા સફળ થયા બાદ પીઠોરાદેવની ઉજવણી કરવાનું નક્કી કરવામાં આવે છે.

ઉજવણીમાં બાબા પિઠોરાદેવના ચિત્રો દોરવામાં આવે છે જે પરંપરાગત રીતે નક્કી થતા દિવસો જેવા કે મંગળ, બુધ અને ગુરૂ આ ત્રણ દિવસોમાં વિધિ વિધાન પ્રમાણે ચિત્રો દોરાય છે. બાકીના દિવસોમાં ચિત્રો દોરવામાં આવતા નથી. આ ચિત્રો દોરવાની શરૂઆત કરતા પહેલાં રંગમાં ગાયનું દુધ, બકરીનું દુધ, અને મહુડાનો દારૂ ઉમેરવામાં આવે છે. આમ રંગ તૈયાર થયા પછી લખારાઓ ઘર માલિક પાસે દિવાલ ઉપર રંગથી પીછી મરાવે છે. ત્યાર બાદ લખારો બાબા પિઠોરાદેવના ચિત્રો દોરવાની શરૂઆત કરે છે. ચિત્રો દોરતી વખતે સ્ત્રિઓ બાબા પિઠોરાદેવને અનુલક્ષીને ગીતો ગાય છે અને બડવો ઢાક વગાડીને ગાયણું કરે છે. ચિત્રો દોરવાની શરૂઆત કરે ત્યારથી ચિત્રો પૂરા થાય ત્યાં સુધી અખંડ દિવો સળગાવી રાખવામાં આવે છે. આમ સંપૂર્ણ વિધિ વિધાન અને શ્રધ્ધાથી બાબા પિઠોરાદેવના ચિત્રો દોરી તેની ઉજવણી કરવામાં આવે છે.

કાપડ ઉપર જે પિઠોરાના ચિત્રો દોરવામાં આવે છે એ ચિત્રોને કોઈ વિધિ વિધાન સાથે દોરવામાં આવતા નથી. કાપડ ઉપર પિઠોરાના ચિત્રો કલાના માધ્યમથી દોરવામાં આવે છે. કાપડ ઉપર વિધિ વિધાન પિઠોરાના બધા ચિત્રો દોરવામાં આવતા નથી. પરંતુ અમુક જ ચિત્રો દોરવામાં આવે છે. અને કાપડ ઉપર દોરેલા ચિત્રો જે વ્યક્તિ લઈ જાય છે એ બાબા પિઠોરાની ઓળખરૂપે, શ્રધ્ધાથી અને આત્મિયતાથી લઈ જાય છે.

સત્યને બે બાજુથી જોઈ શકાય છે. એટલે તમારી દષ્ટિથી તમે જોઈ રહ્યા છે એ પણ સત્ય છે અને અમારી દષ્ટિથી અમે જોઈ રહ્યા છે એ પણ સત્ય છે.

વધુ ચર્ચા માટે 'વાચા' સંગ્રહાલય, તેજગઢમાં અમને રૂબરૂ મળી શકો.

**ભારત સલાટ**


આદરણીય

અનુસરણીય સાહેબ

આપ સકુશળ રહો તેવી પ્રાર્થના, પ્રણામ.

ઘણી વાતો કહેવી છે, ક્યાંથી શરૂઆત કરું તેની મુંઝવણ છે, પણ આપ તમામ વાત કળી જાવ છો તે આનંદની વાત છે.

ટેગ-રિપોર્ટનું ગુજરાતી ભાષાંતર (આવડ્યું એવુ) સમયસર ન આપી શક્યો તેથી ખૂબ શરમ અનુભવી. ક્ષમા પ્રાર્થુ છું.

ઉનાળુ રજાઓમાં ઘણો સમય મળ્યો, મને પોતાને અને મારા જ્ઞાતિ સમાજ અને દેશને સમજવાનો, ઓળખવાનો. ક્યાંક કથિત વિકૃત ચિત્રોને અભિવ્યક્તિના પ્રશ્નો, ક્યાંક વળી તિલક, તરાજું, તલવાર ને હાથી પર બેસાડી વરઘોડા નીકળ્યા. ક્યાંક અનામત આંદોલન, ક્યાંક મીણા - ગુર્જર લડાઈ, ક્યાંક નકસલવાદી હિંસા ને વળી ક્યાંક કૃષિરથ....

મને બસ એક જ વિચાર આવતો... આમાં હું શું કરી શકું ? આપના શબ્દો યાદ આવતા... 'તમે જ્યાં છો ત્યાં કાર્ય કરતા રહો'... મને આ શબ્દો પ્રેરકબળ છે.

હવે, ચામઠા સમાજ વિશે મને મુંઝવતા સવાલોનો જવાબ ખોળવા હું નિકળી ગયો. ખિસ્સામાં નવસો રૂપિયા. જ્યાં સુધી વપરાય ત્યાં સુધી મુસાફરી કરી, માહિતી મેળવવાનો મારો પ્રયત્ન રહ્યો.. અંશતઃ સફળતા પણ મળી, એમાં જ મને એક જોડાણ લાધ્યું, તે હું જણાવું...

હડપ્પા-મોહેંજોદડોની સંસ્કૃતિમાંથી એવું માલુમ થયું કે તે સંસ્કૃતિના લોકો કોઈ વ્યક્તિનું મૃત્યુ થયા પછી, તેનો અગ્નિ સંસ્કાર કરી, મૃતકના અસ્થિ ભેગા કરી માટીના કળશમાં લઈ જમીનમાં દાટી દેતા હતા. કારણ કે ખોદકામમાં માટીના ઘડામાં માનવ અસ્થિ મળી આવ્યાં હતાં.

હવે, આ જ રિવાજ ચામઠા સમાજમાં હયાત છે, મને ખબર નથી, વળી એવી ખાસ તપાસ કરી નથી, કારણ કે ભારત દેશમાં અલગ-અલગ રિવાજ અને પરંપરાના લોકો રહે છે તેમના સુધી મારાથી પહોંચાય તેમ નથી, પણ બીજા સમાજમાં અસ્થિ નદીમાં પધરાવવામાં આવે છે, એવી મને જાણ છે.

શું ચામઠા સમાજને હરપ્પા-મોહેંજોદડોની સંસ્કૃતિ સાથે સંબંધ ન હોઈ શકે ?

વળી, બીજી અનેક બાબતો ચામઠા સમાજમાં છે જે રોમાંચક અને રસપ્રદ છે.. મને આ બાબતોનો અભ્યાસ કરી પુસ્તિકા સ્વરૂપે રજૂ કરવાનું મન થાય છે. પણ અત્યારે મારી મર્યાદાઓ મારી કસોટી લઈ રહી છે. એ વળી અલગ જ

બાબતો છે, જે કોઈને કહેવાતી નથી ને મારાથી સહેવાતી પણ નથી. પણ એનોય કોઈ માર્ગ નિકળશે.

છેલ્લે.. અંગત રીતે જવાબ મેળવવાની - માર્ગદર્શન મેળવવાની ઇચ્છા સાથે જણાવું છું...

એક ભાઈ ને ગરીબ કુટુંબ છે. પત્નિ અને બાળકો છે. કુટુંબ છે. ભાઈ થોડું કમાય છે. તે પર જ પરિવારનું ગુજરાણ ચાલે છે. ભાઈ ઉચ્ચ-ઉમદા વિચારોવાળા લોકોના સંપર્કમાં આવે છે. અન્યાય અને અવગણનાનું ભાન થાય છે, કાંઈક અંશે જાગૃત કહી શકાય.

ક્યાંથી પ્રેરણા લઈ એ ભાઈ સમાજ, દેશ અને સમષ્ટિના હિતાર્થે બની છૂટતું-થઈ શકતું એ કરે છે, પણ એટલું તેને પુરતું નથી જણાતું. એને વિશ્વાસ છે કે એ હજી ઘણું કરી શકશે, ઘણું કરવું જોઈએ... કરવા જાય પણ છે... પણ કુટુંબનું પાલન પોષણ માત્ર તેના જ માથે છે, તે ભાઈની આવકમાં કુટુંબનું જ પુરતું નથી થતું, બની શકે તેટલી સાદગી જીવનમાં લાવવાના પ્રયત્ન કરે છે, પણ સમાજનાં વેધક શબ્દબાણ!

ભાઈ ખૂબ મુંઝવણમાં છે, એને હવે એમ પણ થાય છે કે લગ્ન ખૂબ વહેલું થઈ ગયું, જે એના હાથની વાત જ નહોતી..ને તે વખતે વિચારો પણ ક્યાં હતા?

આ સર, તમારા પર એ ભાઈને ખૂબ ભરોસો છે, તમારા શબ્દોનું મૂલ્ય તે ભાઈ સાચવી રાખે છે.

આપ માગદર્શન આપો.

'એ ભાઈની જગ્યાએ આપ હોત તો કયો માર્ગ અપનાવ્યો હોત?'

**કાંતી વસાવા**

માનનિય શ્રી,

ડૉ. દેવી સર

૧.

સર, તમોએ એપ્રિલ-૨૦૦૬ થી ભાષા પત્ર દ્વારા દરેક કાર્યકર્તા સુધી પહોંચવાનું અને ભાષાના તમામ મિત્રો સાથે ભાષા સંવાદના માધ્યમથી વિચાર-વિમર્શ શરૂ કર્યો એ ખૂબ ગમ્યું.

તમોએ જે જુલાઈ-૨૦૦૬ના ભાષાપત્રમાં કહ્યું છે કે 'ગુજરાતમાં થઈ રહેલા ભંડોળવાદના આક્રમણ વિશે લેખ વાંચવાનો છે. મૂડીવાદ, ગાંધીવાદ વિશે થોડો ઘણો ખ્યાલ તો આવ્યો! પણ 'ભંડોળવાદ એ કંઈક નવા જ પ્રકારનું આક્રમણ છે?'

ત્યાર બાદ ઓસ્ટ્રેલિયામાં ૩૦૦ જેટલા યુવા દાક્તરોને દુનિયાના પ્રકૃતિ અને સ્વાસ્થ્ય વિશે શું માર્ગદર્શન આપ્યું એ અંગે જીજ્ઞાસા વધી.

મને લાગે છે કે વૈશ્વિકરણમાં તૈયાર થતા નવા માર્કેટ મુલ્યો સામે સંઘર્ષ કરવો હોય તો બહેનો જ આ સામે ટકી શકશે. પરંતુ આજે સ્ત્રીઓ સમાજમાં વિવિધ યાતનાઓ ભોગવી રહી છે, દૂષણોથી ઘેરાયેલી છે. એને લગભગ સૌથી વધુ શ્રમ કરવો પડતો હોય છે. તદુપરાંત પુરૂષ કરતાં સ્ત્રીઓના માથે સામાજીક જવાબદારી વધુ રહેલી છે, તો એવા સંજોગોમાં વધુ પડતી જવાબદારીને લીધે મૂડીવાદનું આકર્ષણ એને પણ સ્વાભાવિક રીતે રહેવાનું. એનો અર્થ

એવો થયો કે સ્ત્રીઓ પણ આજના મુડીવાદના લોભામણા પ્રવાહમાં તણાઈ જવાની. તો પછી માર્કેટ મુલ્યો સામે સંઘર્ષ કરવાની સ્ત્રીઓની એ નવી ભાષા કઈ?

તમે કહ્યું છે કે અનાજબેંક એ મુખ્યરૂપમાં આર્થિક પ્રયોગ તો નથી જ, એ સામાજિક પ્રયોગ છે. અને એ પ્રયોગનું પુરતું રહસ્ય જાણવા માટે આપણે સાચી પ્રગતિ શું છે તે જાણવું જરૂરી છે, તો એ પ્રયોગ પાછળનું સાચું રહસ્ય શું છે?

મારા ઉપરોક્ત સવાલોના યોગ્ય જવાબ માટે ઇંતજાર રહેશે.

૨.

નકસાલિઝમ વિશે આપની સાથે ઉંડાણપૂર્વકની ચર્ચા કરવાની ઘણી ઇચ્છા થતી પણ એ શક્ય બનતું નહોતું. ભાષા-સંવાદના માધ્યમથી એના વિશે ચર્ચા કરતાં મને આનંદ થાય છે. પણ પ્રશ્ન ગંભીર છે.

ઓગસ્ટ-૦૬ ના ભાષાપત્રમાં તમે 'નકસાલિઝમ' નો ફેલાવો અટકાવવો જોઈએ' એવું કહ્યું. આ અગાઉ પણ ચર્ચા દરમ્યાન નકસાલિઝમ વિશે ઘણી વાત સાંભળી. ત્યારબાદ કોમવાદ વિશે પણ અવાર-નવાર ચર્ચા કરવામાં આવે છે. મને એવું લાગે છે કે કોમવાદ એ તો સદીઓથી ચાલી આવેલી સામાજિક વ્યવસ્થાનું એક સૌથી ખરાબ દૂષણ છે. કોમવાદે લગભગ આખી દુનિયામાં પોતાની જગ્યા બનાવી લીધી છે. જેમ કોઈ કંપની પોતાનું માર્કેટ ઊભું કરવા તમામ પ્રકારની તાકાત લગાવી દે છે એવી જ રીતે દુનિયામાં સ્વાર્થી લોકો દ્વારા પોતાનો 'સ્વ' અને 'સત્તા' સ્થાપિત કરવા માટે કોમવાદનાં અફીણને દરેક સમાજનાં લોકો સુધી પહોચાડ્યું અને એવી લત લગાડી દીધી કે એ એક પ્રકારનું વ્યસન થઈ ગયું છે. એને લોકોનાં માનસપરથી હટાવવું આજે મુશ્કેલ છે. કારણ કે કોમવાદ આજે ઉદ્યોગો, રાજનેતા અને ધર્મોના પાખંડીઓની એક 'વોટબેંક' બની ગઈ છે.

આપણે અવાર-નવાર નકસાલિઝમનું ઉદભવ સ્થાન જંગલ-જમીનને માનીએ છીએ પણ મારા ખ્યાલથી નકસાલિઝમનું ઉદભવ પણ કોમવાદ જ છે. નકસાલિઝમનાં મૂળ એ કોમવાદમાં રહેલા છે કેમ કે શાહુકાર અને જમીનદાર જમીનના મૂળ માલિક વચ્ચેનો સંઘર્ષ એ આખરે તો એક પ્રકારના કોમવાદ જ છે ને ! કદાચ વર્ણ વ્યવસ્થાના માધ્યમથી સમાજમાં નાખવામાં આવેલ જાતિભેદનું આ દૂષણ નકસાલિઝમને ભવિષ્ય અને વર્તમાનમાં દિશા નિર્દિષ્ટ કરવા માટેનું એક સાધન હોઈ શકે. જમીનના મુળ માલિકોનું શોષણ થવું ત્યાર બાદ જમીનના માલિકો (આદિવાસી) દ્વારા એ શોષણકર્તા સામે વિદ્રોહ કરવો, પછી સરકારમાં એનો વિરોધ નોંધાવવો અને સરકાર દ્વારા કાયદાકાનૂનનો ઉલ્લંઘનના ભાગરૂપે આવા પોતાના જમીન પરના હક્ક-અધિકાર માંગવાવાળાઓને નકસાલિઝમમાં ખપાવવા. મૂળે તો છેવાડાનાં માનવીઓને હક્ક અને ન્યાય આપવા માટે જે લોકો સત્તાનું મહોરૂ પહેરીને બેઠા છે તેવાઓ આખરે વર્ણવ્યવસ્થાથી ગ્રસ્ત છે. એમને દેશની પ્રગતિ કે છેવાડાના નાગરિકોની પ્રગતિ દેખાશે નહિ.

જોકે નકસાલિઝમને આગળ ધપાવવા માટે ચોક્કસ વર્ગ દ્વારા આયોજન કરવામાં આવેલ પ્રમાણે પ્રવૃત્તિમય બનાવ્યું છે એવું સાંભળવા મળ્યું. પણ જંગલ-જમીન, જલ પરનાં અધિકાર માગતી કોમને નકસાલિઝમમાં ખપાવવાનું કામ એ ખરેખર કોની સાજીશ છે એ દેશવ્યાપી સમાજની સામે ખુલ્લુ કરવું જોઈએ. કારણ કે જે આદિવાસીઓ આ આંદોલનમાં જોડાય જમીન-જલ-જંગલ પરના અધિકારની માંગણી કરી રહ્યા છે એમની

જરૂરીયાત કરતા કહેવાના વિકસીત સમાજની જરૂરીયાત વધારે છે. દેશમાં ત્રણ સંસાધનોની જેને વધુ જરૂરીયાત છે એવા એ ભદ્ર સમાજને પુછવું જોઈએ કે આ દેશની જલ-જમીન જંગલ તે જે માટે આદિવાસીઓ લડી રહ્યા છે, (જેઓને નકસાલાઈટ કહેવામાં આવે છે) એ સંસાધન વિદેશી-મલ્ટીનેશનલ કંપનીના હાથમાં ગયા પછી તેઓ અહિંની જમીનને વાંઝણી બનાવશે, ઉંચી કિંમતે વેચાણ કરશે, સ્વસ્થ અને લાંબા આયુષ્ય માટે ઓક્સિજન પુરૂ પાડતા લગાન બનાવશે, જેમાં પ્રવેશ માટે કલાકના ૫૦૦૦/- રૂ. ફી લેવામાં આવશે, ગેસનો (રાંધણ ગેસ) ઉંચો ભાવ જશે. શું એ બધું કહેવાતા વિકસિત સમાજને ખપશે ખરૂ?

નકસાલિઝમનું નેતૃત્વ કરવાવાળાઓનો હેતુ ભલે બીજો હોય પણ આદિવાસીઓ આ આંદોલનમાં એક જ હેતુથી જોડાય છે અને એ છે તેમની કુદરત પ્રત્યેની આસ્થા અને લાગણી. આ દેશ અહિં વસતા તમામ નાગરિકોનો હોય તો તે દેશને ભાવિસંકટમાંથી બહાર લાવવુ દરેક નાગરીકની ફરજ બને. પરંતુ કેટલાક નાગરિકો પોતાના દેશ માટે અહિતકારક પ્રવૃત્તિઓને વેગ આપી રહયા છે. બીજી બાજુ આદિવાસીઓની અધિકાર-હક્ક માંગતી લડત દેશનાં તમામ નાગરીઓનાં હિતમાં છે, દેશ હિત માટે છે છતાં નકસાલિઝમનું નામ આપવામાં આવે છે. અહિં દેશહિત માટે એટલા ખાતર માનું છું કે આદિવાસીઓની જલ-જંગલ-જમીન માટેની જે લડત છે એની પાછળ કુદરતી સમતુલાના ગુણ રહેલા છે, કુદરતી સંસાધનોને સુરક્ષિત કરવા પાછળનો તેમનો હેતુ છે. કેમ કે કુદરતમાં પણ જીવંત તત્ત્વ રહેલું છે એવું આદિવાસી માને છે. કુદરતી જીવંત તત્ત્વોની 'ભાષાનું અસ્તિત્વ' જ સમગ્ર સૃષ્ટિનું અસ્તિત્વ છે.

સૃષ્ટિના અસ્તિત્વ માટે જે લોકો લડી લડત કરી રહ્યા છે તેમને નકસાલિઝમમાં ખપાવી નેસ્તનાબૂદ કરવાની સાથોસાથ ભદ્ર સમાજને શું એ સમજાતું ન હોય કે તેઓ પોતાનું અસ્તિત્વ પણ મિટાવી રહ્યા છે ?

મારા ચર્ચાનો મૂળ વિષય નકસાલિઝમને અટકાવવું કઈ રીતે તેનો છે - જેના માટે મારા અંગત રીતે આપને નિર્દિષ્ટ સવાલો છે કે - શું એ અટકાવી શકાશે

૧. નકસાલિઝમની માનસિકતાનું પીઠબળ પુરૂ પાડતા, પાડનારાઓને ખતમ કરવાથી- ?
૨. જલ-જંગલ-જમીન માટે લડનારાઓના અસ્તિત્વ મિટાવવાથી ?
૩. નકસાલિઝમને જીવંત રાખવા માટે રાજવ્યવસ્થા દ્વારા ઈંધણ પુરૂ પાડવામાં આવતું હોય તો એવી રાજવ્યવસ્થાનું અસ્તિત્વ મિટાવવાથી ?
૪. જલ-જમીન-જંગલ અંગેના કાયદાઓમાં બદલાવ અથવા ફેરબદલ કરવાથી ?
૫. બંધારણીય પ્રભુસત્તામાં સુધારણાથી ?
૬. જલ-જમીન-જંગલ પરના અધિકારો આદિવાસીઓને સોંપી દેવાથી ?
૭. દેશના સર્વોચ્ચ બંધારણને ચુસ્તપણે અમલી બનાવવાથી ?
૮. નકસાલિઝમ અટકાવવાની સાચી ભાષા કઈ ?

આપના પ્રત્યુત્તરની રાહમાં, આપ કુશળ હશો એવી આશા સાથે

# ભાષા-પત્ર
**ડિસેમ્બર ૨૦૦૭**

ભાષા આંદોલનમાં જોડાયેલ પ્રિય મિત્ર,

ચાલીસ પચાસ વરસ પહેલાં મારા ગામમાં ગાય અને વાછડાંઓ આવે અને પછી ઘરમાં બળી તૈયાર થાય તો મામા કે માસીના ઘરે મારા માબાપ ટપાલ મોકલતા હતા. અને એ વાછડાં પણ ગાયની ઉમરનાં થાય તો એ ટપાલનો ઉત્તર પણ આવતુ હતુ. હવે મોબાઈલ પર જાણકારી મળે છે કે છીંક આવી. ત્યાર પછી બે સેકંડ થઈ જાય તો જાણકારી મળે છે કે છીંક પુરી થઈ. ત્રીસ સેકંડ પછી જાણકારી મળે છે કે ગઈ કાલે આવેલી છીંક આથી વધારે જબરદસ્ત હતી. ત્રણ મિનીટ પછી જાણકારી મળે છે કે ફરી એવી છીંક આવે તો એસ.એમ.એસ. મોકલીશું. પત્રો ગયા.

૧૯મી સદીની શરૂઆતમાં ઇંગ્લંડ અને જર્મનીમાં વરાળની તાકાત પર ચાલતાં યંત્રો વપરાશમાં આવ્યાં. કોલસાનો વપરાશ વરાળ ઉત્પન્ન કરવા માટે થવા માંડ્યો. તેના આધારે પ્રવાસ સાધનો નિર્માણ કરવામાં આવ્યાં. રેલ્વે શરૂ થઈ. ઘોડાથી પણ વધારે તાકાતવાળાં ઇંજીન. ટ્રેનમાં બેસીએ તો કલાકમાં આઠ થી દસ માઈલ પ્રવાસ શક્ય બન્યો. ગતિ વધી. ગતિ વધી. ગામડાંઓથી શહેરો તરફ જનારાઓની સંખ્યા વધી. સ્થળાંતરની ટેવ વધી. વધતા જતા સ્થળાંતર માટે અને વધતી જતી ગતિ માટે સગવડો ઉભી કરવામાં આવી. સ્ટેશન્સ બન્યાં. રેલ્વે મથકોની નજીકમાં મોટાં હાટ નિર્માણ થયાં. હાટમાંથી નફો મેળવતા અને હાટમાં શ્રમ કરવાવાળા એવા ગામડાઓમાં વસતા થયા. શહેરોની નિર્મિતી થઈ. શહેરોના નિર્મિતિથી અને એમના સતત વધવાની ટેવને લીધે રહેઠાણ માટેની જગ્યા અને જમીન ઓછી થતી ગઈ. એક સ્થળથી બીજા સ્થળ સુધી જવા માટે ખાસ પ્રયત્ન કરવાની જરૂરીયાત વધતી ગઈ. ટ્રેન માત્ર સીધા રસ્તે જ જાય છે, પણ આડા અને ટેડા રસ્તા માટે ઇટલીમાં સ્કૂટરની નિર્મિતિ થઈ. તે પહેલાં ફ્રાંન્સ અને અમેરિકામાં મોટર કારો પણ નમુના માટે બનાવામાં આવી હતી. બે વિશ્વયુદ્ધો થયા. યુદ્ધ અસરકારક રીતે લડવા માટે મોટર કાર જેવા જીપ અને ઇજાગ્રસ્ત સૈનિકોને લઈ જવા માટે એબ્યુલન્સ ની નિર્મિતિ થઈ. દુશ્મનને બિલકુલ ખતમ કરવાના હેતુથી વિમાનો વિકસવામાં આવ્યાં. વધેલી ગતિ સાથે સાથે જ ગતિશીલતાને વ્યકત કરશે, સતત વધારતાં રહેશે એવા સાધનો નિર્માણ થતા ગયા. માત્ર ગતિથી સંતોષ ના થયો એટલે મહાન ગતિ અથવા પ્રગતિની વાતો શરૂ થઈ. પ્રગતિ એટલે ખુબ સારું અને અપ્રગતિ એટલે દુ:ખની વાત એવા વિચાર સ્થિર થયા.

દરેક સમાજમાં આનંદ અને દુ:ખની કલ્પના શરીરનાં અંગો સાથે અથવા કુદરતી સૌદર્યના અનુભવ સાથે જોડાયેલી હોવી જોઈએ. પણ પ્રત્યક્ષમાં માત્ર આ બધી કલ્પનાઓ સામાજિક માન્યતાઓ માંથી નિર્માણ થાય છે. દાખલા તરીકે ચુલના મેળામાં ભારેલા અગ્નિપરથી ચાલતા શરીરને પીડા થતી હશે, પણ જે વ્યક્તિ આ અગ્નિદિવ્ય પસાર કરે એની મનમાં તો ખુબ જ પ્રસન્નતા રહેલી હોય છે. આપણને કોઈ પણ પરિશ્રમ વિના, કાન વિના સ્વસ્થતા માટેનો એકાદ દિવસ મળે, અને બધો જ ખોરાક અને પાણી કોઈ આપણને ગાદલા સુધી પહોંચાડે, અને તકિયા પરથી સવારથી લઈને સાંજ સુધી માથું ઊંચકવાની પણ જરૂરીયાત ના હોય, તો ખરેખર

તો આનંદ થવો જોઈએ. પણ પહેલા અડધા કલાકમાં જ આપણું બગાસાં ભરવાનું શરૂ થાય છે અને કલાક પછી કોઈ સાથે વાત કરવા માટેના ઘેલાપણાના લપેટમાં આપણે આવી જઈએ છીએ. ચાર કલાક પછી તો આપણું પોતાનું મકાન કેદખાના જેવું લાગવા માંડે છે. અને ધારો કે સાંજ સુધી કોઈપણ વાતો કરવા માટે હાથમાં ન આવ્યાં, આંખમાં એક પણ પક્ષી, પ્રાણી કે માનવી નહીં આવ્યાં તો આજન્મ કૈદની સજા ભોગવતા કેદી જેવી માનસિકતા આપણી થઈ જાય છે. સુખ અને દુઃખ બંન્ને આપના દિમાગમાં સમાજે બેસાડેલી કલ્પનાઓ રહી છે. એટલે પ્રગતિ ની વાત.

એક જર્મન નવલકથાકાર હતા જેમનું નામ છે ફ્રાન્ઝ કાફકા એમની એક નવલિકા છે જેનું નામ છે મેટા મૉર્ફોસીસ. 'મૉર્ફ' એટલે આકાર. 'મૉર્ફોસીસ' આકાર લેવાની પ્રક્રિયા અથવા આકારિત થવું. 'મેટા' એટલે સ્થિત્યંતર અથવા પરત્વ. મેટા મૉર્ફોસીસ એટલે એક પ્રકારનો આકાર છોડી દેવો અને અન્ય કોઈ આકાર ધારણ કરવો. આ નવલિકાના નાયક છે એક યુવા. જેમનું નામ ગ્રેગર. આ ગ્રેગરભાઈ એક સવારે નિદ્રામાંથી જાગે છે ત્યારે એમને ખબર પડે છે કે માનવીની રૂપની જગ્યાએ એક વંદા જેવા કૃમી અથવા કિટક બની ગયા છે. ન એમને ચાલતાં આવડે છે, ન એમને બોલતાં આવડે છે. એ બોલવાની કોશીશ કરે છે પણ એમના પ્રિયતમ ભગીની અને પ્રિયતમ માતા એમની વાત ન સાંભળી શકે છે ન સમજી શકે છે. બસ, એકદમ સંવાદ બંધ. ગ્રેગરભાઈ ખુબ કોશીશ કરે છે. એમને લાગે છે કે એમના માતા, પિતા અને બહેનનો પ્રેમ એમના પ્રત્યે છે. પણ ધીમે ધીમે એમને સમજ પડે છે કે તે બધો પ્રેમ તો એમના આકાર વિશે અને ખાસ કરીને એ જે કમાણી ઘરમાં લાવતા હતા એ માટેનો હતો. કેભાઈ હવે ઓરડા બહાર જઈ શકે એવા સ્થિતિમાં રહ્યા નથી. એટલે એમના રૂમમાં જ જે નિસર્ગચિત્ર રંગાયેલું છે તે તરફ જોયા કરે છે. એક દિવસ એમની પ્રિય ભગિની સાવરણી લઈ ઓરડામાં પ્રવેશે છે નિસર્ગચિત્ર ખીલી પરથી ઉતારે છે. પણ જ્યારે ગ્રેગરભાઈ એ ચિત્રને ચિપકી બેસવાનો પ્રયત્ન કરે છે ત્યારે સાવરણીથી આ ભગિનીપ્રિય એમને કચડી કાઢે છે. આ થયું મેટામોર્ફોસીસ. એટલે આપના અંદરનું જે આપણાપણું છે તેને આ પ્રગતિના આ ગતિશીલતાના સમયમાં તેની કોઈ કિંમત નથી.

આ 'કિંમત' શબ્દ જ કેવો છે ! આપણા ત્યાં કોઈ મહેમાન આવે છે તો એમનું સ્વાગત કરતાં આપણે કહીએ છીએ કે તમારો 'કિંમતી' સમય આપ્યો, આભાર છે. એટલે સમય પણ હવે બજારમાં વેચાતી વસ્તુ જેવો બની ગયો છે. આપણે કહીએ છીએ કે ફલાણા મહાત્માએ સમાજના ઉદ્ધારમાટે ખુબ 'મૂલ્યવાન' ફાળો આપ્યો. આ મહાત્માનાં મુલ્યો 'મૂલ્ય'ના કિલોગ્રામમાં તોલવામાં આવે છે. આપણે એવું નથી કહેતા કે આ મહાત્માએ ખુબ માનવતાનાં કામ કર્યા છે. ગતિ ના જમાનામાં સુખ અને દુઃખની સંકલ્પના, મહાનતા વિશેના આપણા વિચારો અને જીવનના અર્થ વિશેના ખ્યાલો બદલાઈ ગયા. એમનાં મેટામોર્ફોસીસ અથવા રૂપ પરિવર્તન થયાં. અને જે તત્વો હોવાં જોઈએ તેની વસ્તુ બન્યા, જે ઉર્જા હોવી જોઈએ તે તોલ ને મોલના પદાર્થ બની ગયા.

ઘણી વાર ભાષા કેન્દ્રના સંચાલન માટે નાણાં ભેગા કરવાનો પ્રયત્ન કરું છું ત્યારે નાણાં આપતી સંસ્થા ઉપર અરજી મોકલવી પડે છે. ઉત્તરમાં, સામેથી પત્ર આવે છે : તમારી સંસ્થામાં કૉમ્પ્યુટર કેટલા છે ?, મોટર સાયકલ કેટલા જણ વાપરે છે ?, મોબાઈલ ટેલિફોન કેટલા જણ વાપરે છે ?, પછી હું જણાવું છું કે 'ચોવીસ – પાંત્રીસ – એકસો વીસ'. ત્યાર પછી નાણાં આપતી સંસ્થાને સંતોષ થાય છે. પણ ધારો કે હું એમને એવું જણાવું કે અમારા

''રડતીયાભાઈ ખુબ સુંદર માટીકામ કરે છે. પણ એમની પાસે મોબાઈલ ફોન નથી. એમની પાસે મોટરસાયકલ નથી. એમની કોમ્પ્યુટર નથી.'' તો પછી એ નાણા આપતી સંસ્થા આપણને પત્ર મોકલશે કે ''તમારો પત્ર મળ્યો. આભાર. તમારા સંસ્થાનું કામ ખુબ જ સુંદર છે. તમે કારીગીરીનું કામ કરો છો તે જાણીને આનંદ થાય છે. આ વરસે અમારી સંસ્થાએ માત્ર બિહાર અને ઝારખંડના આદિવાસીઓને ટેકો આપવાનું નક્કી કર્યુ છે, જેથી આ વરસ માટે રડતીયાભાઈને કોઈ અન્ય સંસ્થાથી ફંડ મળતું રહેશે એવી અમે આશા રાખીએ છીએ.'' પ્રગતિની કલ્પના સંખ્યાત્મક બની ગઈ. માનવીયતાની વાત જતી રહી.

મારા નાનપણમાં સાંજે અમે બધા આંટો મારવા માટે નીકળતા હતા. આ આંટો મારવાનો અર્થ ચાલવા માટે જવું એવો થતો નથી, 'ફરવા માટે જવું' એવો થાય છે. ફરવું, આંટો મારવો એટલે ગતિના તકાદામાંથી થોડા ક્ષણો બહાર રહેવું. તે સમયે અમે વાતો કરતા હતા. હવે તમે નિકળો આટો મારવા માટે, તો તમારા જમણી બાજુ અને ડાબી બાજુ, તમારા આગળ અને પાછળ ચારે મેર મોબાઈલ પર વાતો કરતા સાંભળવા મળે છે. પણ તમારી સાથે વાતો કરવા માટે તેમાંથી કોઈ પાસે પણ સમય નથી. તમામ દુનિયા સાથે આપણું જોડાણ થઈ ગયું. માત્ર જાત સાથેનું જોડાણ ખોવાઈ ગયું.

એક ફ્રેંચ નવલકથાકાર, જેમનું નામ બાલઝાક છે. એમની એક નવલિકા છે. શિર્ષક 'ખોવાયલો પત્ર' (દ્ પરલોઈનન્ડ લેટર). આખી વારતા એક ખોવાયલા પત્ર વિશેની છે. જેની અંદર વારતા તો ચાલુ રહે છે અને આગળ વધે છે પણ જે પત્ર વિશેની વારતા છે એ પત્ર વિશે એ વારતાના કોઈ પણ પાત્રને જરાય પણ જાણકારી નથી. આપણા જમાનાનું જીવવું આ ખોવાયેલા પત્ર જેવું છે. આપણે બધા પર પ્રગતિ માટે મથી રહેવાનું દબાણ રહેલું છે. મારા મિત્ર ગોવિંદભાઈ જેવા કોઈ સંત વૃત્તિથી શાંતિથી જીવતા હોય તો તેમના પર હું પોતે પણ સંતપણું ત્યજી ચંચલતાનું આરોપણ થાય એવો આગ્રહ રાખુ છું. આવો આપણો જમાનો. માનવીયતાનું રૂપ-પરિવર્તન થઈ ગયુ છે. અને તેની જગ્યા વ્યક્તિનું અને એમના વિભાવનાનું વસ્તુકરણ થઈ રહ્યું છે. અને આ બધા જ દુનિયાના બજારમાં વિક્રેય બની રહ્યા છે. આવા ઘણા બધા એકઠા થાય તો તેનો મૉલ બને છે. વધારે મૉલ થાય તો તેને આધુનિકતા કહેવામાં આવે છે. એ આધુનિક સમય વાર્તાલાપનો નથી રહ્યો, વાર્તાલાપ વગરના જોડાણનો બની રહ્યો છે. એવું સાંભળવા મળ્યું કે આપના દેશમાં દર વરસે આશરે દોઢ કરોડ નવા મોબાઈલ્સના જોડાણ થાય છે. એનો અર્થ, બીજા શબ્દોમાં કહીએ તો દર વરસે દોઢ કરોડ વ્યક્તિ સંવાદ કરવાનું ભુલી જાય છે. જ્યારે આપના દેશમાં કહેવાતો વિકાસ પૂર્ણતાની નજદીક આવશે ત્યારે આપણા દેશમાં ખોવાયલો પત્ર જોવામાં નારાયણભાઈ રાઠવાના વાચા મ્યુઝિયમ જેવું એક નવું મ્યુઝિયમ ઉભું કરવું પડશે. ભાષા પત્ર ની શરૂઆત કરવા પાછળનાં આ મારાં કારણો.

ભાષા એટલે સંવાદ. આધુનિક જમાનો જે સંવાદ ખંડિત થઈ ગયો છે એવો સંવાદ એટલે ભાષા. સમાજમાં દરેક જણ અન્યથી અલગ હોવાની લાગણીથી પીડાઈ રહેલા છે. આ લાગણીનું નામ છે વિખૂટાપણું. દરેક જણ વિખૂટાપણાનો ભોગ બની રહ્યા છે. પશ્ચિમના દેશોમાં વીસમી સદીના શરૂઆતમાં જ વિખૂટાપણાના અનુભવો ની તીવ્રતા ના આંચકા લાગવા માંડયા. ત્યાંના સર્જકોએ આ વિશે ઘણું બધું લખ્યું પણ ટી.એસ. ઇલીઅટ નામના કવિએ લખ્યું હતું કે ''રોજે સાંજે આકાશ ઠંડુ પડતું જાય છે, અને હું શસ્ત્રક્રિયાના ટેબલ પર

પથારેલો દેહ જેણે સંવેદના ગુમાવી દેવાનું ઇંજક્શન આપવામાં આવ્યું છે.'' વીસમી સદીની શરૂઆતમાં પશ્ચિમના દેશો મોટા પ્રમાણપર વિખૂટાપણું અને સંવેદનહીનતાથી ગ્રસ્ત થઈ ગયા હતા. એક વ્યક્તિ બોલે તો સામેની વ્યક્તિ એના વાક્ય કે ભાષા સમજી પણ નહીં શકે એવા પ્રકારની સામાજિક ગોઠવણ ત્યાં શરૂ થયેલી. એક આયરીશ નાટકકાર હતા જે આખી જીંદગી સ્થલાંતર કરી ફ્રાંન્સમાં રહ્યા. એમનું નામ છે સેમ્યુઅલ બેકેટ. એમના નાટકોમાં મંચ પર બે પાત્રો ઉભા રહીને સામસામે બોલે તો એક પાત્ર જે બોલે છે તે બીજાને સમજતું નથી અને બીજો બોલે તો પહેલાને એનો અર્થબોધ થતો નથી. આ સ્થિતિને અંગ્રેજીમાં 'એબ્સર્ડ' કહેવામાં આવે છે. એબ્સર્ડ એટલે કારણ વિના ચિંતનશક્તિ ગુમાવવી. ગતિશીલ દુનિયામાં કારણ વિના માનવીએ ચિંતનશીલતા ગુમાવી દીધી છે અને હવે એ એબ્સર્ડ સામાજિક ગોઠવણનો શિકાર બની ગયો છે.

ગયા દસ-બાર વરસમાં આપણા સંસ્થા સાથે જોડાયેલી દરેક વ્યક્તિએ જોયું કે અવારનવાર નાના મોટા આંદોલન કરવાની પરિસ્થિતિ સર્જાતી રહે છે. પાણી માટેનો આંદોલન, રસ્તા માટેનો આંદોલન, નિશાળો માટેનું આંદોલન, અધિકારો માટે આંદોલન, વગેરે. અધિકાર માટે જે પણ હણાઈ ગયા છે તેઓએ અથવા તેઓ માટે અન્યોએ આંદોલન તો કરવાં જોઈએ જ. પણ હું તમને એક પ્રશ્ન પૂછું છું, ''ધારો કે માનવીનો સૌથી મુળભૂત અધિકાર જતો રહ્યો તો આંદોલન કરવું કે નહી કરવું ?'' અને માનવીનો સૌથી મુલભૂત અધિકાર કયો છે? આપણે જાણીએ છીએ કે અન્ય પ્રાણી અને માનવીમાં ઘણુંબધું સાધર્મ્ય છે : તેઓને ભૂખ છે, આપણને પણ ભૂખ હોય છે; તેઓ પ્રજનન કરે છે, આપણે પણ એ કામ ઉત્સાહમાં શરૂ રાખ્યું છે; તેઓને ઉંઘ આવે છે, આપણને પણ ઉંઘ ગમે છે. તો પછી પ્રાણી અને માનવી વચ્ચે કોઈ ફેર ખરો ? ફેર છે તે ભાષાનો. જે પ્રકારે માનવી ભાષા બોલી શકે છે તે પ્રકારે અન્ય પ્રાણી ભાષા સર્જી નથી શકતા અને વાપરી નથી શકતા. પ્રાણીઓ માટે માત્ર વર્તમાન બનાવોને વર્ણન કરવાની ભાષા હોય છે, પણ ભૂત અને ભવિષ્ય વર્ણન કરવાની ભાષા એમની પાસે નથી. એ માત્ર માનવી પાસે છે. પ્રાણીઓ પાસે લાગણીઓ છે, પણ એ લાગણીઓનાં નામ નથી. માનવી પાસે લાગણીઓ પણ છે -ભલે આપણા જમાનામાં એ નિર્માલ્યવત થઈ ગયેલી હોય- અને તે વર્ણન કરવાના શબ્દો પણ છે.

એક સમયે પ્રલય થયો.

બધાં જ પ્રાણી,પક્ષીઓ, માછલીઓ, વૃક્ષો, પથ્થરો, વાદળો, ચાંદાઓ, તારલા, પ્રકાશ અને અંધકાર ડૂબાણમાં ગયા.

એ બધાના મૃત્યુ પછી આ દુનિયાના સર્જકને કરુણાનો અનુભવ થયો. એને લાગ્યું કે આ તો ખોટું થયું. ચાલો ફરી એક વાર બધું સર્જન સરખી રીતે રચીએ.

એટલે એ દરેક પાસે જઈ પૂછવા માંડ્યો કે એ ક્યાંથી આવ્યા ?, કોણ છે ?, એમને ફરીથી દુનિયાનું સર્જન થાય તો ક્યાં જીવવું ગમશે ?

દોરડા જેવું કશુંક જોયા પછી તેણે પુછ્યું, અને જવાબ મળ્યો ''ખીસ, ખીસ''. નિર્માતાએ કીધું કે, ''હા મને ખબર પડી કે તું તો કાલીયા નાગ છે.''

ઢગલાબંધ રૂ જોઈ એને પૂછ્યું, ''તુ કોણ છે ?'' જવાબ મળ્યો, ''કડાડ-ધાળ'' તેણે કહ્યું કે ''હું સમજ્યો

કે તું ઉત્તર ધ્રુવ પરના વાદળની દિકરી''.

કાળા કોટમાં ચાડિયા જેવું કશુંક હાથમાં હથોડો લઈ બેસેલું જોયું, અને એને પૂછ્યું, ''તું કોણ છે ?''
સામેથી જવાબ મળ્યો, ''તમે બેસી જાવ, નહી તો કોર્ટનું અપમાન કરવા બદલ તમને સજા ફરમાવીશ.''

દુનિયાના નિર્માતાને બરાબર સમજ્યું નહી કે એ શું કહે છે

એટલે કાળા કોટવાળા ચાડિયાએ કીધું કે, ''કન્ટેમ્પ્ટ ઑફ કોર્ટ ની સજા તને ફરવામાં આવે છે. મારે કોર્ટ પુરી થવા સુધી તને અહીજ બેસી રહેવું પડશે.''

દુનિયાના નિર્માતાને થયું આ તો આપણાથી ઘણા આગળ નિકળી ગયા.

આ બોલે છે અને માત્ર એક ભાષામાં નહીં પણ બે કે ત્રણ ભાષામાં બોલી રહ્યા છે.

પણ સાથે સાથે જ એણે ગુસ્સો પણ આવ્યો, ઈર્ષ્યા તો હતી જ.

એટલે દુનિયાના સર્જનહારે એક શાપ આપ્યો કે ''અન્ય પ્રાણીઓ જેવું તું દોડી પણ નહી શકીશ, કૂદી પણ નહી શકીશ, તરી નહી શકીશ અને આકાશમાં ઉડી પણ નહી શકીશ.

તારી કોર્ટમાં આખો દિવસ બેસી રહેવાનો મને ખુબ આનંદ છે. કારણ કે હું કાયમ ત્યાં બેઠેલો જ હોઉ છું.

પણ તારો આટલું બધું અભિમાન જોયા પછી મને લાગે છે કે તારી બોલતી બંધ કરવી જોઈએ.

ગઈ ચાર સદીઓમાં માનવીએ પોતે સર્જનહાર બનવાનો વ્યવહાર રાખ્યો છે. કદાચ એ બોલતી બંધ થવાનો શાપ પણ લગભગ આપણા પર છવાઈ ગયો છે એવું લાગે છે. મોબાઈલ અને કોમ્પ્યુટરના દુનિયામાં સબંધ વધારવાને બદલે સબંધ કાપી નાખવામાં આવે છે એવું વધારે જોવા મળે છે. સબંધો હોવા જોઈએ, સંવાદ જાળવી રાખવો જોઈએ. બોલતી બંધ નહી થવી જોઈએ. ભાષા જીવતી રહેવી જોઈએ. એટલે મેં પત્રને નામ આપ્યું ભાષા પત્ર.

પહેલા ભાષા પત્રમાં લખ્યું હતું :

> ''હું જાણું છું કે, આપણા કામમાં ઘણીવાર મુશ્કેલીઓ ઊભી થાય છે, ખાસ કરીને વ્યક્તિ અને વ્યક્તિ વચ્ચેનો સંવાદ તૂટી જાય છે, એકબીજા વિશે સંશય અને અવિશ્વાસનું વાતાવરણ ઊભું થાય છે. આવા સંજોગોમાં કુદરત પાસેથી શીખેલ એક નિયમ તમને ઉપયોગી નિવડશે. એ નિયમ છે કે, જ્યારે વાવોઝોડું આવે ત્યારે જે ઝૂકી નથી જતાં એવા વૃક્ષોનાં મૂળિયાં ઉખડી પડે છે. અને જે ઝૂકવામાં શરમ નથી માનતાં એવા ઘાસ-ચારાના ક્ષીણ પાન પણ જીવતાં રહે છે. ખોટું અભિમાન વ્યક્તિને, જાતને નુકસાન પહોંચાડે છે, પણ એ વ્યક્તિની ચારે બાજુ રહેલાં અન્યને પણ નુકસાન પહોંચાડે છે. આપણે બધા સંગઠિત થઇને કામ કરવાની વાત થઇ, અને સંગઠિત રહેવું જ હોય તો ગેરસમજ પર આધારિત એવા સંબંધો બીજા કાર્યકર્તા સાથે આપણા તો નહીં હોવા જોઈએ. એટલે લીનતા સ્વીકારવી.''

ત્યાર પછી ભાષા પત્ર-૪ માં તમારી સામે એક પ્રશ્ન મૂક્યો હતો

> ''હું પત્ર લખું છું અને એ પત્રનો મને જવાબ ન મળ્યો, તો મારી જાતને હું માનવીથી થોડો ઓછો છું એવી લાગણી મને થાય છે. હું કહું કે આપણું કામ પ્રગતિનું છે. અને તમારામાંથી કોઇ મને કશો જવાબ ન આપે; અથવા હું કહું કે કોમવાદ ખરાબ છે, અને તમારામાંથી કોઈ કશો જ જવાબ નહીં આપે; અથવા હું કહું કે નકસાલિઝમનો ફેલાવો અટકાવવો જોઇએ, અને તમારામાંથી મને કોઈ કશો જ જવાબ ન આપે; હું કહું કે યંત્રવાદી આર્થિક રચના ખોટાં મૂલ્યો ઉભાં કરે છે, અને તમારામાંથી મને કોઈ કશો જ જવાબ ન આપે; હું કહું કે આદિવાસી સમાજ જ દુનિયામાટેનું નવું આશાસ્થાન છે, અને તમારામાંથી કોઈ જ જવાબ ન મળે; તો પછી મને એવું લાગે છે હું જે ભાષા બનાવી રહ્યો છું એ ભાષા અધુરી છે અડધી છે. એની અંદર અવાજ છે, શબ્દો છે, પણ એ શબ્દોનો અર્થ નક્કી થયો નથી. અથવા એ શબ્દોનો અર્થ મારા દિમાગમાં જે છે તેથી ખુબ અલગ અર્થ તમારા દિમાગમાં છે. અથવા તમારા દિમાગમાં અમુક અર્થ છે, પણ એ હું સાંભળી, સમજી નથી શકતો. દોસ્તો, આવી પરિસ્થિતિમાં આપણે બધા એક કુટુંબના છીએ અને એક જ સમાજના છીએ એવું મારે માનવું પણ હોય તો કયા આધારે ?''

ભાષા પત્ર ૧૯ પછી હું લખતા આનંદની લાગણી અનુભવુ છું કે ગયા ૧૯ મહિનામાં આશરે ૩૫ મિત્રોએ ભાષા પત્રમાં વિવિધ પ્રકારના સંવાદ રજુ કર્યા. આ મિત્રોમાં કાનજીભાઈ પટેલ, ડૉ. ત્રિદીપ અને જસવંતભાઈ જેવા ચિંતક મિત્રો તો રહ્યા જ પણ  તેથી પણ વધારે આનંદ છે કે તેજગઢના વિદ્યાર્થી અને ગ્રામ વિકાસ કેન્દ્રના કાર્યકર્તાઓએ ખુબ ઉત્સાહથી આ સંવાદમાં હિસ્સો લીધો.

આપણા રોજીંદી જીંદગીમાં અને આપણા અઘરા કાર્યજીવનમાં વિવાદની ક્ષણો ઘણી બધી આવે છે. આપણા અંગત જીવનમાં પણ ઝઘડા કરવા સુધી પહોંચતાં આપણને વાર નથી લાગતી. આપના દેશમાં જે રાજકીય અને સામાજિક પરિસ્થિતિ છે તે વિરુદ્ધમાં આક્રોશ તો આપણને ડગલે ને પગલે કરવો પડે છે. પણ વિવાદ ઝગડા અને આક્રોશ થી સંવાદનું સ્વરૂપ અલગ હોય છે. સંવાદ એ રચવા માટે સંવેદનશીલતાની જરૂરીયાત હોય છે. ચિંતનશીલ ના હોય તો પણ સંવાદ માત્ર સ્નેહના પર્યાવરણમાં જ જીવતો રહે છે. અન્યથા બેકેટના એબ્સર્ડ નાટક જેવું જીવવું આપણા માથે પડે છે.

આપણી સંસ્થા સામાજિક સજાગતા માટેની સંસ્થાની રીતે ઓળખવામાં આવે છે. સામાજિક સજાગતાના કામ કરવાવાળી ઘણી બધી સંસ્થાઓ એમનું 'મુખપત્ર' કે પછી નાનું મોટું છાપું ચલાવે છે એવા છાપાઓમાં હંમેશા આક્રોશ સાંભળવા મળે છે. તેવી જ રીતે ભગત, ગુરુ અને ધર્મકારીણીઓએ ચલાવેલી સંસ્થાના પણ પોતાના નિયમિત પત્રકો હોય છે, જેની અંદર બુધ્ધિની ગતિ બિલકુલ ખોવાઈ જાય અને માત્ર સ્થાપિત હિતોની જ તકેદારી ચાલતી રહે એવા લખાણો અવતરે છે. પણ સંવાદ માટે નિર્માણ કરેલા પત્રકોમાં ચર્ચા અને પ્રશ્નોને મહત્વનું સ્થાન હોય છે. ભાષા પત્ર આ પ્રકારનું પત્રક છે. એક અર્થે એ ભાષા આંદોલન મુખપત્ર પણ ગણાય, પણ એમાં અવતરતા વિચાર માત્ર કોઈ એક વ્યક્તિના ના હોવા જોઈએ તે વિશે હું કાળજી રાખવા માગું છું.

ભાષા પત્રમાં કોઈક વાર મેં એવું લખાણ જોયું છે કે જેની અંદર ઘણાબધા વિશેષણો, એટલે કહેવાનું થોડું પણ

લખવાનું ઘણું. બીજા શબ્દોમાં કહું તો ''રેતી ઓરસંગ જેટલી અને પાણી ચેકડેમ જેટલું''. આ થોડું બદલવું જોઈએ. ભાષા પત્રમાં આવતા શબ્દો વાચક માટે આખી જીંદગી યારદાસ બને એવા હોવા જોઈએ. ભાષા પત્રનો દરેક અંક સંગ્રહ લાયક બનાવવાની જવાબદારી આપણામાંથી દરેકની છે.

અત્યાર સુધી ભાષા પત્ર માટે આદિવાસી બોલીમાં લખાયલો પત્ર મળ્યો નથી. તમારા માંથી કોઈકે સાંભળ્યું છે કે ભારતમાં આદિવાસી વસે છે? તેઓની ભાષા પણ હોય છે? કદાચ એવું સાંભળેલું હોય અથવા કોઈ કે આદિવાસીને બોલતા સાંભળેલા હોય તો ભાષા પત્ર દ્વારા એવા ભાષાઓને પ્રકટ કરી શકશો. આ આપણો બધાનો પત્ર છે. આજથી બે વરસ પછી ભાષા પત્રમાં સાત કે આઠ આદિવાસી મિત્રોની આદિવાસી ભાષામાં લખાયેલા પત્રો આવતા થાય તો ભાષા પત્ર એ દુનિયાનું એક 'મલ્ટી કમ્યુનિટી ટ્રાયબલ ડિસકોર્સ', ગુજરાતીમાં કહું તો 'વિવિધ સમાજોનું આદિવાસી સંવાદપત્ર' બનતું રહેશે. આજે માનવી જે કાળા કોટવાળો ચાડિયો બની ગયો છે અને દુનિયાના સર્જનકારને પણ જે ઉદ્ધતતાથી જવાબ આપી રહ્યો છે તેની ભાષા આપણા પત્ર થી થોડે અંશે બદલાશે.

એક સમય એવો આવે કે ફરીથી પ્રલયનો વારો આવે.

પ્રાણી, પૃથ્વી, જીવ, પથ્થર, ડુંગર, ઝાડ ચિંતામાં પડી ગયાં.

દરેકને ખબર હતી કે પ્રલય થવાનો છે અને બીજીવાર પ્રલય થાય તો પાણીથી નહીં પણ ઉષ્ણતાથી દુનિયાનો અંત આવવાનો છે.

દરેકે આ આવવાવાળા પ્રલયમાટે કોણ જવાબદાર છે તેના વિચાર શરૂ કર્યા.

પ્રાણીઓ તો કશું બોલતાં નથી, માત્ર દુનિયાના એક છેડા થી બીજા છેડા સુધી અભયઅરણ્યના ખોજમાં ભાગતા રહે છે.

પક્ષી તો કશું જ બોલી નહીં શકે. એ બિચારા બર્ફ જેવા ઓગળી ગયા.

માછલીઓનું તો શું કહીએ ? એ તો જીવતા જ ફ્રાય ફીશ થતી રહી. અને માનવીએ ઉભા કરેલાં શહેરોમાં હૉટેલોમાં પીરસાઈ ગયાં.

છેલ્લે રહ્યો માનવી.

તેમાંથી ધોળાએ કીધું કે ગ્લોબલ વૉર્મિંગ થઈ રહ્યું છે જે માટે કાળાઓએ કરેલું પ્રદૂષણ કારણ છે.

કાળાઓએ કીધું કે દુનિયામાં શોષણ વધી ગયું છે જે માટે ધોળાઓનું ભંડોળ જવાબદાર છે.

શિક્ષિતોએ કીધું, કે અશિક્ષિતોની સંખ્યા વધી ગઈ છે જેથી દેશ ઉપરના કર્જનો બોજો વધતો રહ્યો છે.

અશિક્ષિતોએ કીધું, કે શિક્ષિતો વધારે ભોગવાદી બની ગયા છે જેથી પૃથ્વીનું નુકસાન વધારે થઇ રહ્યું છે.

પૃથ્વીએ કીધું કે હું પરેશાન થઈ ગઈ છું.

મને સમજ નથી પડતી કે તમે આ બધું શું કરી રહ્યા છો ? દરેકને ચિંતા, પણ કોઈ પાસે ઉત્તર નથી.

પ્રલયની બીક વધતી જાય છે.

કોઈ કહે છે કે પાંચ વરસમાં થશે, બીજા કોઈ કહે છે કે કમસેકમ પાંચસો વરસ તો નહી થાય. પણ પ્રલય થવાનો એની દરેકને નિશ્ચિતિ છે.

જેથી બધાંએ નિશ્ચિત કર્યુ કે આપણે ભેગાં થઈ છેલ્લું એક ગીત ગાઈશું, હવે એ કયા સૂરોમાં, કઈ ભાષામાં ગાવાનું તે વિશે નિશ્ચિતિ કરવી મુશ્કેલ થઈ.

એટલે બધાએ નક્કી કર્યું કે દુનિયાના સર્જનહારને મળી તેની પાસેથી જ કન્સલન્ટસી લઈશું.

એટલે બધા ત્યાં ગયા.

બધાએ દરેકના દાવા તેની સામે મુક્યા. બધાએ પોતપોતાના મુદ્દા તેની સામે મુક્યા.

એ બિચારો તો ગભરાઈ ગયો.

અને એને યાદ હતી એક બીક જે કાળા કોટવાળાના હથોડાની. એટલે છૂટકારો પામવા માટે ઝડપથી બોલી ઉઠ્યો, ''મારા કોર્ટનો અપમાન કરવાની સજા.''

આપણો જમાનો અને આપણા પછીનો ઘણોબધો સમય એક સજા પામવાનો અને સજા સહન કરવાનો સમય રહેવાનો છે. ગ્લોબલ વોર્મિંગ તો ખરું જ પણ દુનિયામાં ગરમી વધે છે તેની સાથે સાથે જ દુનિયામાં ગરમા ગરમી પણ વધતી જાય છે, વિસંવાદ વધતો જાય છે. અને વિખૂટાપણાથી પહેલાથી જ પીડાયેલા વ્યક્તિ હવે ટેલિવિઝન, કૉમ્પ્યુટર કે મોબાઈલના ગુલામ બની પોતપોતાની સજા ભોગવી રહ્યા છે. આપણું છેલ્લુ ગીત કયું હશે, કેવું હશે, કઈ ભાષામાં હશે તે કોઈ કહી નથી શકતું. તે ગીત હશે કે આક્રોશ હશે કે કિકિયારી હશે તે પણ કોઈ કહી નથી શકતું. આવા સંજોગોમાં સંવાદનુ મહત્વ વધે છે. સંવાદ અન્ય વ્યક્તિ સાથેનો પણ હોય છે, કુદરત સાથેનો હોય છે અને જાત સાથેનો હોય છે. જાત સાથેનો સંવાદ માતૃભાષામાં કરવો, કુદરત સાથેનો સંવાદ લાગણીની ભાષામાં કરવો અને સમાજ સાથેનો સંવાદ કરુણાથી કરવો જરૂરી બન્યું છે. આ બધા સંવાદના સ્તર ભાષા પત્રમાં જોવા મળશે તો કદાચ ભાષા પત્ર પણ એ ગીત બની શકે છે. જેની દુનિયાની આજે જરૂરિયાત છે. હું તો માનું છું કે ભાષા પત્ર એ પ્રકારનું પત્રક બની શકશે પણ આપણામાંથી દરેક એમાં સામેલ થાય ત્યારેજ.

ગણેશ દેવી

ગણેશ દેવી

દરેક સમાજ, સમુદાય અને વ્યક્તિમાં ન્યાય અને સમતાનો ખ્યાલ હોય છે. કોઈ સમાજ એવો ન હોઈ શકે કે જેમાં ન્યાય શું, સાચું શું - નો ખ્યાલ ન રહ્યો હોય. દરેક વ્યક્તિમાં પણ સારાં-નરસાંની ભેદ કરવાની ક્ષમતા રહેલી છે. સાચાને પિછાણવાની આ ક્ષમતાને આપણે આંતરમન કહીએ છીએ - ક્યારેક અંતરાત્મા પણ. આ આંતરમન - આપણામાં રહેલી વિવેકશક્તિ - આપણને માણસ બનાવે છે. એવી વ્યક્તિની કલ્પના કરવી દુષ્કર છે કે જેમાં આ ક્ષમતા ન હોય. તે સુષુપ્ત હોય અથવા તે તાકાત મારામાં છે તે વિશે હું સભાન ન હોઊ તે શક્ય છે. પણ આ ક્ષમતા નો સદંતર અભાવ હોય તેવું કલ્પવું મુશ્કેલ છે.

વ્યક્તિમાં - સમાજમાં રહેલાં આ ન્યાયદર્શન ને ગાંધીજી જેવી વ્યક્તિ અંતરાત્મા કહે છે. તેઓ તો કહેશે આ અંતરાત્માને પીછાણવો અને તેના અવાજ અનુસાર પોતાનું ચલન-વલન ગોઠવવું, તેનું અનુસરણ કરવાનો સન્નિષ્ઠ પ્રયાસ કરવો તે જ સત્યની ખોજ, તે જ ઈશ્વર, તે જ મોક્ષ, અને તે જ ઈશ્વરની સાક્ષીએ જીવન વ્યતિત કરવું. આગળ તેઓ કહેશે કે દરેક સમાજ ત્યારે જ સભ્ય ગણાય, સુધરેલો ગણાય, કે તે દરેક વ્યક્તિને પોતાના ન્યાયદર્શન અનુસાર, આ અંતરાત્મા અનુસાર જીવન વ્યતિત કરવાની શક્યતા આપે. આને સુધાર - એટલે કે સારો ધારો - સારો રસ્તો કહેવાય. જે સમાજ દરેક નાગરિક ને પોતાના ધર્મનું, પોતાની જબાબદારીનું પાલન કરવાની તક ન આપે, આ તકને ગૂંગળાવી નાખે તે સમાજ ને સુધાર ન કહેવાય તે કુધાર જ કહેવાય. જે સમાજ આવી રીતે સુધરેલો હોય - જેમાં સાચું શું, ખોટું શું - તેનું ભાન હોય, આ ભાન પ્રમાણે વર્તવાની મોકળાશ હોય તે સમાજને સ્વરાજ પ્રાપ્તિ થઈ ગણાય.

પણ દરેક વ્યક્તિ કે સમાજના જૂથમાં સામાજિક, આર્થિક, સાંસ્કૃતિક કે દાર્શનિક ન્યાય શું છે, સાચું - સારું - સુંદર, શું છે તેનો એક માત્ર- કેવળ એક જ ખ્યાલ હોય તે નથી શક્ય કે નથી હિતાવહ. દરેક સમાજમાં ન્યાયના કે સમતાના એક કરતાં વધારે ખ્યાલ હોય, ક્યારેક વિરોધી જણાય તેવા પણ. સંપૂર્ણ એકમતિ હોય, સર્વાંગ સમજૂતી હોય તેવા સમાજની આપણે ઝંખના કે કલ્પના પણ નથી કરતાં - કારણ કે આવી એકમતિ આપણા વ્યક્તિ હોવા પણાંને આપણા આગવાં આંતરમનને ગૂંગળાવી નાખે - તેની અભિવ્યક્તિ ને જકડી-કચડી નાખે.

આથી સમાજમાં પાયાના પ્રશ્નો વિશે પરસ્પર સંવાદ હોય તે અનિવાર્ય બને છે - જો એ સમાજ સ્વસ્થ, સભ્ય અને સ્વરાજ ભોગવતો સમાજ હોય તો. અને આ સંવાદ કેવળ ઉપર છલ્લો હોય તો ન ચાલે- મૂળભૂત પ્રશ્નો, ઝંખનાઓ કે સપનાં અને ભવિષ્ય કેવું હોય તે વિશે સંવાદ થાય તે જરૂરી છે. આવા સમાજને આપણે લોકશાહી સમાજ કહીએ છીએ. લોકશાહી કેવળ રાજકીય પ્રક્રિયા કે માળખું નથી - તે સામાજિક અને સાંસ્કૃતિક ઘટના છે. આવા લોકશાહી સમાજમાં સર્વનુમતિ સધાય - અને તે ટકી રહે તે જરૂરી નથી - પણ આ તરફ ના પ્રયાસ સતત થાય તે જરૂરી છે. આવા સંવાદ માટે જૂદો મત - અભિપ્રાય - વિચાર કે જૂદો વ્યવહાર થાય - એવી અભિવ્યક્તિ ડર વિના - મોકળાશ થી થાય તે તો અનિવાર્ય શરત છે. આમ વિચારની અભિવ્યક્તિ લોકશાહી

સમાજ અને સંવાદની પાયાની, પ્રાથમિક શરત છે.

થોડા દાયકોઓથી આપણા સમાજમાં આપણે આ જુદા વિચાર પ્રત્યે, જુદી દષ્ટિ પ્રત્યે – અરે જુદા આચરણ પ્રત્યે ઘણાં શંકાશીલ થયા છીએ. આપણે વિચાર-આચારનું ઐક્ય ઇચ્છીએ છીએ પણ તે સંવાદ દ્વારા નહીં પણ મારી-ઠોકીને બેસાડી દીધેલું, ધાક-ધમકી-હિંસાથી આણેલું વિચારઐક્ય આપણે લાવવાનો પ્રયાસ કરીએ છીએ.

આ પ્રયાસનાં પાયામાં બહુ ઊંડી અસહિષ્ણુતા રહી છે. આપણે ત્યારે જ પરસ્પર સહિષ્ણુ રહી શકીએ – સમભાવ રાખી શકીએ કે જ્યારે આપણે આપણા વિરોધી ને પણ આપણા જેટલો જ અને આપણા જેવો જ માણસ ગણીએ, ભલે જ પછી તે પરધર્મીહોય, વિધર્મીહોય, જૂદી જાતિ-લિંગ કે સમુદાયનો હોય. સામેનાને માણસ ગણ્યા વગર તેની સાથે સમાન વ્યવહાર અને સ્વસ્થસંવાદ કરી ન શકાય. આથી આપણે જ્યારે વિરોધી મત વિશે અસહિષ્ણુ બનીએ છીએ ત્યારે આપણે બહુ ઊંડો ઘા કરીએ છીએ. આ ઘા કેવળ સંવાદ પર નથી, કેવળ લોકશાહી પ્રક્રિયા પર નથી – આ ઘા સામેની વ્યક્તિનાં માણસ હોવા પણાં પર છે. આપણે અસહિષ્ણુ વર્તન દ્વારા સામેની વ્યક્તિ ને અથવા સમુદાયને માણસ ગણવાનો ઇન્કાર કરીએ છીએ. આનાથી મોટી હિંસા કોઈ હોઈ ના શકે. આપણે કોઈને માણસ ન ગણીએ તો પછી તેની સાથે કોઈ પણ પ્રકારના આચરણને આપણે વ્યાજબી ગણીએ – તેને મારીએ, કાપીએ, બાળી-સળગાવી નાખીએ, તેની ઉપર બળાત્કાર કરીએ કે ભૃણહત્યા કરીએ – આ તમામ પ્રકારની હિંસા આપણે વ્યાજબી, જરૂરી અને ન્યાયિક પણ ગણાવી શકીએ – કારણ કે આ માણસ પર કરેલી હિંસા નથી ગણતાં. અહિષ્ણુતાથી મોટી હિંસા સંભવી ન શકે.

વ્યક્તિ કે જૂથઅસહિષ્ણુ બને તેને ડામવા માટે આપણે વ્યવસ્થા ઊભી કરી, આખું તંત્ર બનાવ્યું – જેને આપણે રાજ્ય કહીએ છીએ – આપણે ચૂંટેલા પ્રતિનિધિઓ, વહીવટી તંત્ર અને ન્યાય પાલિકા, આ ત્રણ અંગનું બનેલું રાજ્ય. રાજ્યનું એક મુખ્ય કામ સમાજમાં સંવાદની શક્યતા રૂંધાઈ ન જાય તે જોવાનું છું. પણ જો રાજ્ય પોતે જ અસહિષ્ણુ બને તો ? આનાં પરિણામ ભયાનક છે. આવા રાજ્યને આપણે સર્વમુખત્યારશાહી કહીએ. સર્વમુખત્યાર – દરેક વિષયમાં, દરેક પાસામાં સત્તાધિશ અને પોતાના મુખત્યાર પ્રમાણે ચાલનારું રાજ્ય.

સર્વમુખત્યારશાહીનો સામનો કરવો પ્રમાણમાં સહેલો છે – કારણ કે આવી અમર્યાદ સત્તાને બધા જ લોકો ખરાબ ગણે છે, અમાનવીય ગણે છે – લોકશાહી વિરુધ્ધની ગણે છે.

સર્વમુખત્યારશાહી કરતાં પણ ભયંકર રાજ્ય સંભવી શકે છે. તે લોકશાહી પ્રક્રિયાઓના અંચળા હેઠળ, તેવું મુખોટું પહેરીને, તેના જામા પહેરીને ચાલતી મતાંધતા અને એકહથ્થુ સત્તા. કારણ કે આમાં સત્તાધિશો તો કહી શકે કે અમે જે કરીએ છીએ તેમાં જનતાનો – સમાજનો અમારી સાથે સહયોગ છે. અમે જનતાની લાગણી અનુસાર સત્તાનો નિર્વાહ કરી રહ્યાં છીએ – અને લોકશાહી ઢબે ચૂંટાયેલા અને આથી ન્યાયિક રાજ્યકર્તા છીએ. આવી પરિસ્થિતિમાં રાજ્ય માટે, સત્તાધારી વર્ગ, વ્યક્તિ કે પક્ષ માટે પોતાનાંથી જરા પણ વિરોધી વિચાર ધરાવતી હોય તેવી વ્યક્તિને ડામી દેવી બહુ સહેલું છે. અને તે પણ જનસમર્થન પ્રાપ્ત છે તેવા દાવા સાથે.

વ્યક્તિ કે જૂથ અસહિષ્ણુ હોય – અન્યાય કરતા હોય તો કદાચ આપણે સાંખી લઈએ. પણ જ્યારે રાજ્ય પોતે વિરોધીને ડામી દેવાને પોતાનું કર્તવ્ય માનવા માંડે ત્યારે પરિણામ બહુ લાંબા સમય સુધી વરતાય એવા આવે છે.

એક ભય પમાડે તેવું પરિણામ છે - અસહિષ્ણુતાને મળતી પ્રતિષ્ઠા. જો રાજ્ય પોતે એવું બતાડતું હોય કે સંવાદ જરૂરી નથી - તે સમયનો, નાણાંનો વ્યય કરવાની વસ્તુ છે અને વિરોધી ને કચડીને આગળ વધવું તે સારા રાજ્યકર્તાનું લક્ષણ છે તો પછી અસહિષ્ણુ વર્તન અને વિચાર સમાજમાં વ્યાપક બને છે. અને તે દરેક ક્ષેત્રને ગ્રહણ લગાડે છે. તે હિંસાને પણ ઉચિત ઠેરવે છે. આ સંકૂચિત માનસ, બીજાને ડામવાની વૃત્તિ સામાજિક વ્યવહારમાં, આર્થિક વ્યવસ્થામાં, સાંસ્કૃતિક ક્ષેત્રમાં વ્યક્ત થવા લાગે. હિંસા અને ભયનું સામ્રાજ્ય આવે.

આવા અસહિષ્ણુ સમાજને બે પ્રકારના લોકો નથી ગમતાં - એક તો પોતાથી જૂદાં - અલગ અને બીજાં નિર્ભય - જેને ડર ન હોય તેવાં. જૂદાંની વ્યાખ્યા તો જાતજાતની રીતે થઈ શકે - વિચારમાં, વાણીમાં, ખાન-પાનમાં, પહેરવેશમાં, ઉત્સવમાં, ધર્મમાં, લિંગમાં, જ્ઞાતિમાં - ભિન્નતાની તો જેટલી રીતે અને જેટલી વાર વ્યાખ્યા કરવી હોય તે કરી શકાય. એટલે જૂદાં પડતાં હોય તેને ડામી દેવા એવો આ રાજ્ય અને સમાજનો જાણે અધિકાર બને છે.

અને બીજા છે નિર્ભય - ડરવિનાના. પોતાનાં આંતરમનને અનુસરનારા, પોતાને લાગતા વિચારો વ્યક્ત કરનારા, પોતાના સત્યને માટે જાતના કોઈ ભય વિના બહાર પડનારા. આથી અસહિષ્ણુ સમાજમાં ભયનું, આતંકનું, અસહિષ્ણુતાનું વાતાવરણ ફેલાવવું અત્યંત જરૂરી છે. જેટલો વધારે ભય ફેલાવો તેટલા વધારે લોકોને, તેટલા લાંબા સમય સુધી ડામી શકાય. આથી લોકોને ભયભીત કરવાનો પ્રયાસ કરવામાં આવે.

પણ આટલેથી આવું રાજ્ય અને આવો સમાજ અટકતો નથી - તેમને સંતોષ નથી - કારણ કે તેમણે તો દિગ્વિજય કરવો છે. જો લોકો પાસેથી બે વસ્તુ છિનવી લઈએ તો આ કામ આસાન થાય - એક તો તેમની ભાષા છિનવી લઈએ - અને બીજું વિચાર કરવાની ક્ષમતા.

આપણી ભાષા કેટલી બદલાઈ છે તે જૂઓ - તે ઠાલી થઈ ગઈ છે તેમાં કોઈ અર્થ નથી માત્ર અવાજ જ છે - જૂઓ નર્મદે-સર્વદે, Vibrant Gujarat, Five-star NGO, કે પછી કૌરવો-પાંડવો, મને બહુ ગમતા શબ્દો અસ્મિતા, સંસ્કૃતિ, ઓળખ, ભારતીયતા અને બહુ જ જૂનો પણ યાદ કરવા જેવો Psuedo- secular. આ ભાષા વ્યવહાર આપણી ને એ જ પ્રમાણે જવાબ આપવાની ફરજ પાડે છે - પણ આપણે આપી શકતા નથી. કારણ કે તે આપણી ભાષા નથી.

અને જો વિચાર કરતા જ બંધ કરીએ તો ? આ માટે સૌથી સરળ રસ્તો એ કે શાળા, કોલેજ, યુનિર્વસિટી, અખબાર, સાહિત્ય-સંસ્કૃતિની સંસ્થાઓ પર કબજો કરી લઈએ - તાળાબંધી કરીએ વિચારો માટે. ગુજરાતના શિક્ષણની જે દુર્દશા છે તે આ કારણે છે. યુનિર્વસિટી શબ્દ બહુ જ સુંદર છે. Universe / city એ બે શબ્દોથી બનેલો છે.

આખા વિશ્વને શહેરમાં સમાવવું અને એક શહેરને આખા વિશ્વને આંબી જવાની પહોંચ આપવી. આનો પાયો જ સંવાદ છે, અભિવ્યક્તિ છે, ખોજ છે, મથામણ છે - પછી તે ગમે તેટલી વિહવળ કરનારી કેમ ના હોય. આપણે આ શક્યતાને જ ભૂંસી નાખવા મથતા રાજ્ય અને સમાજમાં રહીએ છીએ.

જે સમાજમાં ભાષા કુંઠિત હોય, શિક્ષણનો મૃત્યુઘંટ વાગ્યો હોય ત્યાં સાહિત્ય કે સંસ્કૃતિની શી વાત ? છેલ્લે કઇ એવી કૃતિ વાંચી કે કયું નાટક જોયું જેને જોઈને મન ધરાઈ-ભરાઈ ગયું ?

આપણે ઉન્મેશ વગરના, સર્જન વગરના, આત્મરંગમાં કે સર્વરંગમાં રાચી ન શકે તેવા સમાજની શક્યતા ને નજરે નિહાળી રહ્યાં છીએ.

ત્યારે આપણે શું કરીશું શું ?

ન્યાયપાલિકા પાસે જઇશું ? ના. આ પ્રશ્નોનું નિરાકરણ લાવવાની નથી ન્યાયપાલિકાની ફરજ કે નથી આવડત. તેઓ કેવળ કાયદાનું - અને કેવળ કાયદાનું અર્થઘટન કરી શકે - આ તેમની ફરજ છે અને આવડત. ન્યાયતંત્રમાં સામાજિક કે સાંસ્કૃતિક પ્રશ્નોનું નિરાકરણ લાવવાની નથી સૂઝ કે નથી તેની ફરજ.

આ તો આપણને કેવળ નાગરિક સમાજ પાસેથી અપેક્ષા રાખી શકીએ – સ્વૈચ્છિક કાર્ય દ્વારા. 'સ્વ' ની ઇચ્છા – તે સ્વૈચ્છિક. આ 'સ્વ' તે કોણ ? તે પેલો જ કે જેને સારા–નરસાંનો ભેદ ખબર પડે છે – તે જ કે જે સુધાર–કુધાર નો ભેદ પારખે છે. આથી આપણે આ સ્વની ઇચ્છાને મજબૂત અને પ્રબળ કરીએ અને તેના ઊપર થોડા–ઘણાં – ક્યારેક ક્યારેક પણ સમિર્પિત થઈએ તો જ સંવાદ થશે, આપણને આપણી ભાષા, આપણી યુનિર્વસિટી અને આપણો ઉન્મેશ પાછા મળશે.

ત્રિદીપ સુહૃદ

**વિદ્યાર્થી, આદિવાસી અકાદમી**

આદરણિય ડૉ. દેવીસર

કુશળ છું. હશો.

સર, મને ઘણા સમયથી પ્રશ્ન થઈ રહ્યો હતો જે રહી રહીને સતાવતો હતો. ત્યાં આ ભાષાપત્ર શરૂ થયો, અને ઘણી જ મુંઝવણ સાથે આ ભાષાપત્રનો આધાર લીધો છે. પહેલા તો વિચાર થયો કે આ પ્રશ્ન ભાષાપત્રમાં આપવો કે નહી. પરંતુ ગડમથલ પછી હિંમત ભેગી કરીને આ પ્રશ્ન ભાષાપત્રમાં રજૂ કર્યો છે.

આદિવાસી સમાજમાં ઘણીબધી જાતિઓ આવી છે જેમાં દરેક જાતિઓ અલગ–અલગ દેવોને માને છે અને તેમની પૂજા કરે છે. રાઠવા જાતિ પિઠોરાને પોતાનો આરાધ્ય દેવ માને છે. પિઠોરાની પૂજા–અર્ચના, બાધા–આખડી જેવી માનતાઓ પણ રાખે છે. પિઠોરાની સ્થાપના પણ ધાર્મિક વિધિથી કરવામાં આવે છે અને ધાર્મિક વિધિથી જ ઉઠાવવામાં આવે છે.

ખરીદનારને પિઠોરાની ધાર્મિકતાની કે વિધિ–વિધાનની કોઈ જાતની ખબર નથી હોતી. એતો બસ પોતાના ઘરની દિવાલને સજાવવા ખરીદતા હોય છે. અને જ્યારે જુનું થઈ જાય ત્યારે કાઢીને કચરા પેટીમાં નાખી દેતા હોય છે. અને મન પિઠોરાનું કોઈ મહત્વ હોતું નથી. તો પછી પિઠોરો જે રાઠવા સમાજનો આરાધ્ય દેવ છે, એની શું હાલત થતી હશે એ કલ્પના કરવી રહી.

તો શું ? આ પિઠોરાનું વેચાણ કરવું જોઈએ ? અગર વેચાણ કરવું જોઈએ તો શા માટે ? પિઠોરાનું વેચાણ કરવું યોગ્ય છે ? હું તો આનો જવાબ ના માં આપીશ. મારી દષ્ટિએ પિઠોરાનું વેચાણ યોગ્ય નથી.

આપના જવાબ તથા માર્ગદર્શનની આશા સહ,

ભૂલચુક માફ. ના પૂછવા જેવો સવાલ કર્યો હોય તો ક્ષમા માંગુ છું. પૂછવા જેવો સવાલ કર્યો હોય તો, જવાબ માંગુ છું.

# ભાષા-પત્ર
**ઓક્ટોબર ૨૦૦૭**

## ડૉ. કિરણ શીંગ્લોત, ટ્રસ્ટી - ભાષા

પ્રિય ભાષા મિત્રો,

ભાષાના નેજા હેઠળ ''પ્રકૃતિ હેલ્થ પ્રોજેક્ટ'' શરૂ કર્યાને હવે છ વર્ષ પૂરાં થવા આવ્યાં છે. આ કામગીરી ચાલુ કરી ત્યારે મારા મનમાં તેની કોઈ ચોક્કસ રૂપરેખા કે ભાવિ આયોજન નહોતા. ચાલતાં શીખતું બાળક જેમ એક ડગલું આગળ ભરે, પછી થોડી વાર ઊભું રહે અને વિશ્વાસ આવે પછી આગળ બીજું ડગલું મૂકે તેમ ઘણી ધીમી પણ મક્કમ ગતિએ ભાષાનું આરોગ્ય કાર્ય ચાલી રહ્યું છે. શરૂઆતમાં ગામડે ગામડે ફરીને અનેક આરોગ્ય કૅમ્પ કર્યા અને સેંકડો આદિવાસી ભાઈબહેનો અને બાળકોને સારવાર આપી. પછી તેજગઢમાં દર શનિ-રવિવારે હેલ્થ ક્લિનિકની સ્થાપના કરી. આ ક્લિનિકમાં આદિવાસીઓ ઘણી શ્રદ્ધા લઈને સારવાર માટે આવે છે. શનિવારે અને રવિવારે તેજગઢમાં આદિવાસીનું પ્રાંગણ દર્દીઓથી ઊભરાય છે એ દશ્ય જોવા જેવું છે. જાણે મેળો ભરાયો હોય એવું વાતાવરણ ખડું થાય છે. બસોથી પણ વધારે સંખ્યામાં આદિવાસીઓ પોતાનો વારો આવે ત્યાં સુધી ધીરજ ધરીને કલાકો સુધી રાહ જોતા હોય છે. એમનું શિસ્ત હૃદયને સ્પર્શે તેવું હોય છે. કોઈ પ્રકારની બૂમરાણ કે ધમાલ નહીં. શહેરોની પ્રજામાં આવું જોવા ન મળે. આટલાં વર્ષોમાં ૪૦ હજારથી પણ વધારે આદિવાસીઓ સારવાર લઈ ચૂક્યા છે.

પછી ત્રીજું ચરણ ભર્યું. વીસ જેટલા યુવાન આદિવાસી ભાઈબહેનોને આરોગ્ય કાર્યની બે વર્ષથી વધારે સમય માટે તાલીમ આપી. એમના સહકારથી ભાષાના આરોગ્ય કાર્યક્રમને ગામડે-ગામડે અને ઘરે-ઘરે પહોંચાડયો. સેંકડો આદિવાસીઓને વડોદરા સયાજી જનરલ હૉસ્પિટલ સુધી વિશિષ્ટ સારવાર માટે લઈ જવાનો પ્રબંધ કર્યો. આ દરમિયાન ભાષાના આરોગ્ય કાર્યક્રમમાં સંકળાયેલા હોવાનો મને ઘણો ગર્વ રહ્યો છે. આ કામમાં હું એકલો નથી; એકલાથી કંઈ થઈ શકે તેમ નથી. એક આખી ટીમ આ કામમાં જોડાયેલી રહી છે. બધાના સહિયારા પ્રયત્નથી આદિવાસી વિસ્તારમાં ખરેખર કોઈ ચમત્કાર પેદા કરી દીધો છે ખરો ? ના, એવો કોઈ દાવો કરી શકાય તેમ નથી. આમ જુઓ તો આદિવાસી લોકોને રોગમુક્ત બનાવવાના ઉદ્દેશથી આ કાર્યક્રમ ચાલે છે, પણ મારા મનમાં કાયમ એક પ્રશ્ન રહે છે કે આવું ખરેખર શક્ય છે ખરું ? હું એવું માનતો થયો છું કે કોઈપણ સમાજને સંપૂર્ણ નિરોગી બનાવવાનું અને રાખવાનું શક્ય નથી. રોગનાં મૂળ કેવળ માણસના શરીર તેમ જ તેની આસપાસના ભૌતિક વાતાવરણમાં જ છે એવું નથી. ઘણા રોગોનાં મૂળ આપણી વિષમ સમાજ-વ્યવસ્થામાં રહેલાં છે. મને ઘણું દુ:ખ થાય છે કે આપણો સમાજ શોષણના પાયા પર ટકેલો છે. જ્યાં સુધી આપણે આપણી સમાજ વ્યવસ્થાને ન્યાયી અને માનવીય અભિગમથી ભરેલી ન બનાવી શકીએ ત્યાં સુધી કોઈ વ્યક્તિ કે કોઈ સમુદાયને રોગમુક્ત બનાવી શકવાના નથી. આદિવાસી લોકોના રોગોનાં મૂળ શહેરોમાં છે, દેશની અને વિશ્વની વિકાસની દોડમાં છે. જો શહેરોને આપણે નાબૂદ કરી શકીએ કે વિકાસની આપણી દોડને થંભાવી દઈએ તો કદાચ શોષિત અને પીડિત વર્ગ નિરોગી થાય. પણ આવું કદી બની શકવાનું નથી. હજારો વર્ષથી આવું બન્યું

નથી. માનવજાતિના બે ભાગ પડી ગયા છે. એક ભાગ રોકેટની ગતિથી પ્રગતિ માટે એને જે ઈંધણ જોઈએ છે તે આ પ્રગતિશીલ સમાજ નીચલા વર્ગોનું શોષણ કરીને મેળવે છે. પોતાની પ્રગતિ માટે તેણે હવે વિજ્ઞાન અને ટેકનોલોજીનો પણ સહારો લીધો છે. તેથી વસતિનો બીજો ભાગ પછાત અને રોગીષ્ટ રહી ગયો છે.

પણ એનો અર્થ એવો નથી કે શહેરો અને મહાનગરોની પ્રજા વધારે નિરોગી છે. એમને એમના રોગો છે. આ રોગો એમને વિકાસની પ્રક્રિયાએ ભેટ આપેલા છે. આ રોગો આદિવાસીઓની બિમારીઓ કરતાં જરા જુદી તરાહના છે એટલું જ. એવું છે કે આપણા શરીર અને સમાજમાં રોગ અને આરોગ્ય એક સાથે ઘર બનાવીને રહે છે. આ બેમાંથી એકને કાઢી ને બીજાને રાખો એવું તો કદી બનવાનું નથી. તેથી આપણે બે કામગીરી એકસાથે કરવાની છે; એક બાજુ આપણા સમાજને તંદુરસ્ત, નિરોગી બનાવતા જવાનું છે અને બીજી બાજુ આપણી અંદર જે રોગો છે એનું જતન પણ કરવાનું છે.

એટલે મને એક વિચાર આવે છે. આપણે આદિવાસી વિકાસની કામગીરી ઉપાડેલી છે. પણ જેમ જેમ આદિવાસીઓ પ્રગતિ કરતા જશે તેમ તેમ તેમની અંદર નવા રોગો પણ ઊભા થશે. આ રોગોને પહોંચી વળવાની સજ્જતા પણ ભાષાના આરોગ્ય કાર્યક્રમ હેઠળ આપણે કેળવવી પડશે. સિકલ સેલ જેવા એમના પરંપરાગત રોગો તો એમની સાથે રહેશે જ, પણ વિકાસની પ્રક્રિયામાં આપણે એમને નવી બિમારીઓ ભેટ આપીશું.

આનો અર્થ એવો થાય ખરો કે હું ભાષાના આરોગ્ય અને વિકાસલક્ષી કાર્યક્રમો પ્રત્યે નિરાશાવાદી અને નકારાત્મક વલણ ધરાવું છું ? ના, હરગીજ નહીં. ભાષાની સમગ્ર કામગીરીનો હું ભારે આદર કરું છું. આ કાર્યક્રમ બે પક્ષ વચ્ચે પરસ્પર આદાન-પ્રદાનનો છે. હું શહેરી સભ્યતા, આધુનિક વિકાસ અને તબીબી વિજ્ઞાનની અદ્યતન જાણકારીનાં જે કંઈ ફળો જાણું છું તે આદિવાસીઓને ચખાડું છું. તેમના રોગોના નિદાન અને સારવાર માટે હું આધુનિક તબીબી વિજ્ઞાનનાં જ્ઞાન, દવાઓ, પદ્ધતિઓ અને સાધનોનો ઉપયોગ કરું છું. તેના બદલામાં હું તેમની પાસેથી તેમની સરળતા, સાદગી, ભોળપણ, પ્રકૃતિનું તેમનું જ્ઞાન, અને તેમના શરીર અને રોગો વિશેની તેમની સમજ અને પરંપરાનો લાભ મેળવું છું.

આ પ્રક્રિયામાં આપણે, ભાષા સાથે સંકળાયેલા સૌએ, એકબીજાના સહભાગી થવાનું છે.

## વસંત રાઠવા

સામાજિક પરિવર્તન આદિકાળથી થતું રહ્યું છે. સમયની સાથે વસ્તુમાં બદલાવ થતો રહે છે. સામાજિક વ્યવસ્થામાં પરિવર્તન ક્યારેક આપો આપ આવે, ક્યારેક પ્રયત્નથી થતું હોય છે. આમ આ દેશમાં ચાર પ્રકારના નાગરિકો રહે છે. જેમાં એક ગ્રામીણ મજુર, શહેરોમાં માલગાડી ખેંચનાર, કારખાનોમાં કામ કરતા અને ગંદી વસતિ કે ઝૂંપડપટ્ટીમાં રાત રહેતા હોય છે. આ સામાન્ય નાગરિક છે જ્યારે બીજા તબક્કાના નાગરિકો ઊંચી જાતિના તેઓ મધ્યમ વર્ગના નાગરિકો છે. ત્રીજા તબક્કાના નાગરિકો પ્રભાવશાળી જગ્યાઓ ઉપર કામ કરતા

હોય છે. આ ત્રણેય વર્ગ ઉપરાંત એક ચોથો વર્ગ આદિવાસીઓનો આદિવાસી સભ્યતા મુખ્ય ધારાથી અલગ રહી છે. અલગ જ નહીં પણ દેશની રાજનીતિથી પણ અલગ રહી છે. દેશની સંપૂર્ણ જનસંખ્યામાં લગભગ ૮ ટકા આદિવાસીઓ છે આદિકાળથી રહેતા આદિવાસીઓને સ્વતંત્ર ભારતમાં કંઈક સંવૈધાનિક લાભ છે તે આમ નાગરિકથી થોડા વિશેષ છે. તેમને સંવિધાનમાં વિશેષ અધિકાર આપ્યા છે. એટલે નાગરિક હોવા છતાં પણ વિશેષ નાગરિક છે. આમ આદિવાસીઓ પાસે સંવિધાનની જે શક્તિ આપી છે તે જ કાનૂની શક્તિ છે. આમ છ દાયકા વીત્યા છતાં પણ આદિવાસીઓનો જે પ્રમાણે વિકાસ થવો જોઈતો હતો તે પ્રમાણે થયો નથી. આદિવાસીના વિકાસની સાથે એક ઐતિહાસિક ઘટના જોડાયેલી છે આપણે ભારપૂર્વક કહેવું જોઈએ કે દેશના આદિવાસી કોઈના કોઈ રીતે દેશના વિકાસ માટે ફાળો આપતા રહ્યા છે. તે છતાં તેમના વિકાસના ઉદ્દેશ્યથી તેમને મુખ્યધારામાં (આવવાના) વિચારોથી તેમની સંસ્કૃતિ તથા તેમની સમાજ વ્યવસ્થા ઉપર કોઈની કોઈ કમિટી કે પંચની મારફતે તેમના ઉપર કાનૂન પસાર કરતા રહ્યા છતાં પણ તેમાં આર્થિક, શૈક્ષણિક કે રાજકીય બદલાવ કંઈ ખાસ અંશે થયો નહીં.

આમ આદિવાસીઓમાં રાજકીય સ્થિતિ જોઈએ તો આદિવાસી કોઈના કોઈ રીતે રાજનીતિમાં અવશ્ય જોડાયેલા રહેલા છે. ઝારખંડ આંદોલન આ વાતને સ્પષ્ટ બતાવે છે. આદિવાસીઓ રાજનીતિ સાથે જોડાયેલ છે. આ ઉપરાંત ઉત્તર પૂર્વના આદિવાસીઓએ બરાબર એક લાંબી રાજનૈતિક લડાઈ લડી છે. દેશના મધ્ય ભાગોમાં જેમાં છત્તીસગઢ હોય કે ગુજરાતનો ડાંગ જિલ્લો, બિહારના ગોન્ડ કે સંથાલ હોય યા તો રાજસ્થાનના ભીલ હોય, આ બધાએ દેશના વિભિન્ન ઐતિહાસિક કામમાં કોઈને કોઈ રીતે કોઈના કોઈ પ્રકારે રાજનીતિ અવશ્ય કરી છે. આમ થયા બાદ પણ આદિવાસીઓની રાજનીતિમાં એક અલગ અંદાજ રહ્યો છે. સરદાર પટેલ અને ગાંધીજી દ્વારા પ્રેરિત દક્ષિણ ગુજરાતનું બારડોલી તાલુકાનું આદિવાસીઓની અહિંસક આંદોલનમાં સામેલ થવું એ રાજનીતિનો એક અંદાજ છે. જ્યારે બીજું ઉત્તર-પૂર્વના આદિવાસીઓ કેન્દ્ર સરકારની સામે હિંસંક કે બગાવત કરે એક બીજો અંદાજ છે. આમ આદિવાસીઓની રાજનીતિ સમજવી હોય તો તેની ઐતિહાસીક ઘટનાઓ સમજવી પણ જરૂરી છે.

આદિકાળથી આદિવાસીઓમાં પ્રશાસનની વ્યવસ્થાઓ હતી. તેમાં ગર્ભિત રાજાશાહી અને સામંતશાહી મુખ્ય હતા. રાજ કર્તાનાં સગાં વહાલાંઓને રાજનૈતિક વ્યવસ્થામાં વિવિધ હોદ્દાઓ આપવામાં આવતા. ઘણા સમાજોમાં લોકશાહી આવ્યા પછી પણ આદિવાસી કુળ, ગામ અને પ્રદેશના વંશપરંપરાથી બનતા આગેવાનોનું રાજકીય વર્ચસ્વ ચાલતું હોય છે સમાજ કે પડોશી સમાજ સાથેના સંઘર્ષમાં રાજા કે મુખિયાની આગેવાનીને માન અપાય છે. હિન્દુસ્તાનમાં આદિવાસીઓનાં આગવાં રાજનૈતિક સંગઠનો ઉપર અંગ્રંજ રાજકર્તાઓએ ૧૭૬૫ પછી નિયંત્રણો મૂકવાની શરૂઆત કરી. જોકે સમાજના આંતરિક નિયંત્રણ અને વહીવટમાં આદિવાસી રાજા વગેરેને સંપૂર્ણ છૂટ આપવામાં આવી હતી. પરંતુ બહારના પરિબળો સાથેના સંબંધોમાં અંગ્રેજોનું નિયત્રંણ આવ્યું.

ઈસાઈ પ્રચારક પણ આદિવાસી સમાજમાં આવીને તેમને સહાય કરવાના હેતુંથી આદિવાસીઓમાં ધર્મપ્રચાર માટે આવ્યા ત્યારે શિક્ષણના માધ્યમ સાથે આદિવાસીઓમાં પરિવર્તનની પ્રક્રિયા શરૂ થઈ. પરંતુ આથી

આદિવાસીઓની પરંપરાગત આગેવાનોની પ્રતિષ્ઠાને નુકશાન થયું. અંગ્રેજો સાથેની આઝાદીની ચળવળથી આદિવાસીઓને દૂર રાખવાના પ્રયત્નો થયા. સ્વતંત્રતા મળ્યા પછી લોકશાહીને અનુકૂળતાને અનુરૂપ અનેક રાજકીય પક્ષો રચાયા. નવા-નવા પક્ષોની રચના થયા બાદ આદિવાસી સમાજોમાં ચૂંટણીના પ્રચાર થવાથી નવી રાજનૈતિક જાગૃતિ આવતી થઈ પણ આ પહેલાં ઘણી આદિવાસી જાતિઓનું પોતાનું રાજકીય માળખું હતું. જેનો વડો 'રાજા' કે 'નાયક' કહેવાતો કેટલીક જગ્યાએ રાજા વારસાગત નક્કી થતો તો કેટલીક જગ્યાએ લોકો તેની પસંદગી કરતા. આ રાજા પાસે સામાજિક અને આર્થિક વ્યવસ્થા માટેની સત્તાઓ રહેતી. પરંતુ રાષ્ટ્રીય વહીવટી માળખામાં મૂડીવાદી અને આર્થિક પરિબળોને કારણે આદિવાસી રાજકીય માળખું તૂટ્યું અને તેઓ દેશના વિશાળ રાજકીય પ્રવાહમાં ભાગરૂપ બન્યા. તેમજ આદિવાસી વિસ્તારોમાં તેમની બહુમતીને આધારે અનામત બેઠકો રાખવામાં આવી. વિકાસની નવી નીતિઓ આવી. પરંપરાગત ગ્રામ પંચાયતોને સ્થાને કાયદેસર પંચાયતો આવતાંની સાથે નવા આગેવાનો ચૂંટાઈ આવ્યા. મતદાન, નવી વિકાસલક્ષી યોજનાઓ, કાયદા અને રાજનૈતિક પક્ષોના પ્રચારથી આદિવાસીઓમાં સંગઠનની નવી પ્રક્રિયા શરૂ થઈ. આઝાદી માટે અગ્રસ્થાને રહેનાર કોંગ્રેસ પક્ષની અસર આદિવાસી સમાજો ઉપર હતી તેમાં ફેરફાર થયા. જમીન સુધારણાને નવી રાજનીતિમાં અગત્યનું સ્થાન અપાયું છે. ગણોતધારો અને જમીન ટોચ મર્યાદાના અમલથી ઘણા આદિવાસીઓને ફાયદા થયા છે. પરંતુ તેમાં સંપૂર્ણ સફળતા ન મળવાથી આ મુદ્દાને ચૂંટણી પ્રચારમાં લાવીને રાજકીય પક્ષાએ આદિવાસી સંગઠનોમાં ભંગાણ પડાવી કેટલાક રાજ્યોમાં આદિવાસીઓને સંગઠિત કરીને રાજનૈતિક પક્ષ બનાવવાના પ્રયત્નો કર્યા તેમાં થોડી ઘણી સફળતા મળી પણ ખરી. પણ આ પક્ષો રાષ્ટ્રવ્યાપી સ્થાન ન મેળવી શક્યા. તેમાં પણ રાજકારણની દૃષ્ટિએ ઐતિહાસિક બે પરિબળો છે જેના આધારે આદિવાસીઓમાં બે ભાગ પાડી શકાય. એક સરહદી વિસ્તારના આદિવાસીઓ તેમજ બીજો બિન સરહદી વિસ્તારના આદિવાસીઓ. દેશના આદિવાસીઓમાં સાંસ્કૃતિક અને આર્થિક ભિન્નતાઓ એવી છે કે બધા જ આદિવાસીઓને અપીલ કરી શકે એવો કોઈ અખિલ ભારત કક્ષાનો આદિવાસી પક્ષ પણ પેદા થયો નથી, માત્ર પ્રાદેશિક પક્ષો છે જેમકે બિહારમાં ઝારખંડ પક્ષ, ઓરિસ્સામાં ગણતંત્ર પરિષદ, સરહદી રાજ્યોમાં ઓલ પાર્ટીહિલ લીડર્સ કાઉન્સિલ, મિઝોરમમાં મિઝો યુનિયન અને મિઝો પાર્લ મેન્ટરી પાર્ટીવગેરે. સરહદી રાજ્યોમાં આદિવાસીઓની પસંદગી મોટા ભાગે પ્રાદેશિક પક્ષો પર ઢળે છે. જ્યારે બિન સરહદી રાજ્યોમાં આદિવાસીઓ કોંગ્રેસ તરફ વલણ ધરાવે છે. એક સર્વેક્ષણ મુજબ ૧૯૭૬ના વર્ષમાં દેશમાં ૩૬ જેટલી આદિવાસી ચળવળો ચાલી હતી. તેમાંની મોટાભાગની આર્થિક હિતો સાચવવા અને રાજકીય હિતો માટે અલગ જિલ્લા કે રાજ્યની માંગણી અંગેની હતી.

વીસમી સદીની શરૂઆતમાં હિન્દુઓની ધર્મવ્યવસ્થામાં વણાઈ ગયેલા ભક્તિ સંપ્રદાયોનો જુવાળ આદિવાસી પ્રદેશોમાં ફરી વળ્યો હતો. ગુજરાતના આદિવાસીઓમાં સતકૈવલ, વલ્લભધર્મ, આરતી સમાજ, સનાતન ધર્મ, કળવાડિયા પંથ તથા સ્વામિનારાયણ સંપ્રદાયને ઉપક્રમે સામાજિક-ધાર્મિક ચળવળો શરૂ થઈ હતી. તે પહેલાં દક્ષિણ ગુજરાતના આદિવાસીઓમાં સુધારણા માટેની લહેર પ્રસરી હતી. દેવી ચળવળના નામે જાણીતી થયેલી આ ચળવળે આદિવાસીઓ પર સારો પ્રભાવ પાડ્યો હતો. આમ આજે વીસમી સદીના અંતમાં

આદિવાસી વિસ્તારમાં ધાર્મિક પ્રવૃત્તિ કે નાની મોટી કંપનીઓ પણ જે તે રાજકીય પક્ષોના આધારે તેમના સહકારથી તેઓ પોતાના ધર્મનો લોકોમાં પ્રચાર કરતા જોવા મળે છે. જેમ પહેલાં આદિવાસીઓ પાસે પોતાની પરંપરાગત સૂઝ હતી તે આજે કોઈ ધાર્મિક પંથ કે રાજકિય પક્ષ માટે પોતાના જ સમાજમાં અલગ-અલગ ફાંટા પડી ગયા જેથી આજે પોતાના અસ્તિત્વ સાથે જોડાયેલા પ્રશ્નો જેવા કે જળ, જંગલ,જમીન જેવા મોટા પ્રશ્નો માટે પણ બીજા રાજકીય પક્ષો કે સંગઠનો નો સહારો લેવો પડે છે. હિન્દુ ધર્મ પોતાની વર્ણવ્યવસ્થામાં સૌથી નીચેની વ્યવસ્થામાં સામેલ કરવા માટે આદિવાસી વિસ્તારમાં આવીને પોતાની ધાર્મિક રાજનૈતિક પ્રયાસ કરી રહ્યા છે જ્યારે ખ્રિસ્તી મિશનરી સેવાને નામે પોતાના ધર્મનો સ્વીકાર કરાવવા અને પોતાનું સંખ્યાબળ વધારવાની રાજનૈતિક રમત રમે છે. જ્યારે રાષ્ટ્રના રાજકીય પક્ષો પોતાના પક્ષના પક્ષના વોટની સંખ્યા વધે તે માટે તે અલગ અલગ ધાર્મિક સંગઠનો નો સહાય કરીને આદિવાસી વિસ્તારમાં પોતાનું વર્ચસ્વ સ્થાપવાની કોશિશ કરી રહ્યા છે. આ બધી પ્રક્રિયામાં આદિવાસી આજે અલગ-અલગ ધાર્મિક પ્રવૃત્તિ કે અલગ રાજકીય પક્ષો તરફ ઢળી રહ્યા છે. જેની મોટી અસર એ રહી કે રાષ્ટ્રમાં આટલી આદિવાસીઓની બહુબળક સંખ્યા હોવા છતાં પણ પોતાનાં નેતૃત્વો રાષ્ટ્રવ્યાપી પક્ષ કે અન્ય પક્ષો ઉપર દબાણ કરી શકતા નથી. જે આદિવાસી વિસ્તારોમાં પંચ એ જ પરમેશ્વર તરીકે સ્વીકારાતું હતું ત્યાં આજે ઘરે ઘરે અને માણસે માણસે રાજકીય અલગ વિચાર ધારા ચાલી રહી છે. આજની રાજનૈતિક વ્યવસ્થામાં સત્તા પ્રાપ્તિ મુખ્ય લક્ષ્ય થઈ ગયું છે. આદિવાસી લોકો શાસન સત્તાથી ઉદાસીન રહીને પોતાનું અલગ જીવન પહાડો કે જંગલોમાં પસાર કરતા આવ્યા છે. હવે લોકતંત્ર વ્યવસ્થામાં સત્તાની નજીક આવીને ઉભા છે. હવે આપણા વગર કોઈ પણ રાજનૈતિક સંસ્થા અધૂરી માનવામાં આવે છે. એ વાત હવે થોડી સ્પષ્ટ થતી જણાઈ રહી છે. આ પરિસ્થિતિનો લાભ લઈને ફરી આપણે સંગઠિત થઈને આદિવાસીના મૂલ્યોને ધ્યાનમાં રાખીને પોતાનો અલગ પક્ષ રચીને રાષ્ટ્રના વિકાસમાં સાથે આદિવાસી વિસ્તારનો વિકાસ કેન્દ્ર બિંદુ રાખીને સાથે રહીને રચના થવી જોઈએ. જેવી રીતે મહાત્મા ગાંધી, વિનોબા ભાવે અને જય પ્રકાશ નારાયણ આ ત્રણેય વ્યક્તિ એ ક્યારેય પણ રાજકારણમાં પ્રવેશીને પ્રધાન મંત્રી કે રાષ્ટ્રપતિ બનવાની અપેક્ષા રાખી ન હતી પણ તેમણે ખરા અર્થમાં સામાજિક કલ્યાણ, ક્યારેય પુનઃ નિર્માણ માટે રાજકીય આંદોલનો કર્યાં હતાં.

ફરી આપણે ગાંધી જંયતિ નિમિત્તે યાદ કરીને એમને કલ્પેલું સ્વરાજ આપણને પ્રાપ્ત થયું કે નહીં તેને ફરીથી ચકાસવું જોઈએ. એમને યાદ કરવા જોઇએ પણ તેમણે જે સ્વરાજની વાત કરી હતી તે આમ છ દાયકા વીત્યા છતાં પણ ભારતમાં સ્વરાજ્યની સ્થાપના થઈ નથી. માત્ર સત્તાનું હસ્તાન્તરણ થયું છે સ્વતંત્રતાનો લાભ નાના ધનવાન વર્ગ અને નેતા વર્ગને જ વધારે ને વધારે મળે છે. બાકી પ્રજા હજુ પણ હાંસિયા ઉપર ઉભી છે. આને સ્વરાજ્ય નહીં કહી શકાય. આમસમાજનો નાગરિક શું સત્તા અને આઝાદીને પોતાના જીવનમાં અનુભવે છે? એ તો બે ટંકના ખોરાકની દોડમાં દોડયા કરે છે. આવા પ્રકારની વ્યવસ્થામાં ક્યારેય પૂર્ણ સ્વરાજ્ય સ્થાપિત નહીં થઈ શકે.

**શ્રીમતી નિશા ગ્રોવર, ટ્રસ્ટી - ભાષા કેન્દ્ર**

'ભાષા'ના પ્રારંભથી જ તેની સાથે જોડાયેલી છું. જેનો મને ગર્વ છે. સંસ્થાની પ્રગતિ ખુબ નજીકથી જોઈ છે. ભાષા ની શરૂઆત એક સપનાના રૂપમાં થઇ હતી. આવા માત્ર અનાકારીત અભિલાષા માંથી દરેક સર્જનાત્મક કાર્ય વિકસે છે. ઘણા બધા પરિશ્રમ પછી એ અભિલાષા, એ સપનું ધીરે ધીરે હકીકતનું રૂપ ધારણ કરતું નજરે પડે છે, આકાર લઇ લે છે. પછી એ પડછાયા અવતરે છે. આજે આપણે બધા એવા મુકામે પહોંચી ગયા છીએ અને ભાષાનાં પાછળનાં દસ-અગ્યાર વરસનું અવલોકન કરી રહ્યા છીએ.

ભાષાએ પોતાના માટે નિશ્ચિત કરેલો માર્ગ આમ તો ખુબ જ મહત્ત્વાકાંક્ષી હતો પણ સાથે સાથે જ જાણીજોઇને થોડો બહુવિધ સંભાવનાવાળો હતો. તેની આગેકૂચની દિશા આંખ બંધ રાખીને કરી ન હતી. પણ ભાષાએ જે મેળવ્યું, જે સર્જ્યું તે ખુબ જ સ્પૃહણીય રહેલું છે. મને યાદ છે કે એક વાર મેં ડૉ. દેવીને કહ્યું કે લગભગ ભારત સરકારે આદિવાસીઓ માટે જે જે કરવું જોઈએ તે બધું જ ભાષા સંસ્થા કરી રહી છે. ભાષાનાં ધ્યેય ધોરણો બૃહદ્ ફલકનાં રહેલાં છે. અમે સંસ્થાની રચના કરી ત્યારે અમે બધા જ ટ્રસ્ટીઓ પ્રમાણમાં અનુભવમાં કાચા હતા. જાણે કે, અમે આદિવાસીઓ તરફ બહારનાની હોય એવા દષ્ટિથી જોતા હતા, એવું અત્યારે લાગે છે. તે સમયે માત્ર અભ્યાસ, દસ્તાવેજીકરણ, સંશોધન વગેરે હેતુ જ આંખ સામે હતા. પણ દસ વરસ પછી આ આખું જ પટલ ફેરવાઈ ગયું છે, હવે એ પટલ પર એક નવી છબી અવતરેલી છે. હવે ભાષા બહારથી છેક અંદરસુધી આવેલ છે અને હવે એક કેન્દ્રબિંદુ ની આજુબાજુ મોટા બીજા વર્તુળો દોરવામાં આવી રહ્યા છે.

ભાષાનો વિકાસ એક વૃક્ષ ની જેમ થયો, તે વિકાસની અંદર કોઈ ચોક્કસ નિર્જીવ નકશો હતો નહી. મને લાગે છે સંસ્થાનો વિકાસ આવો જ હોવો જોઇએ. મારો સ્વૈચ્છિક સંસ્થા સાથે કામ કરવાનો જે અનુભવ રહ્યો છે તેના આધારે હું કહી શકીશ કે સ્વૈચ્છિક સંસ્થા કોઇ ઔદ્યોગિક સાહસના રીતે ભવિષ્યના વર્ષો માટેનો પ્રવૃત્તિનો નિર્જીવ નકશો બનાવે તો એ અયોગ્ય છે. જેમ જેમ વર્ષો વિતે છે તેમ તેમ સ્વૈચ્છિક સંસ્થાનું ભાવિ કુદરતી રીતે જ ખુલતું જાય છે. અનપેક્ષિત બનાવો અને જે વિશે ક્યારે ય વિચાર ન કર્યા હોય એવા મુદ્દાઓનો સામનો સંસ્થાને કરવો પડે છે. કોઈ જહાજ દરિયામાં એકલું ભટકતું હોય એ પ્રકારનું જ સ્વૈચ્છિક સંસ્થાના કાર્યમાં હોય છે.

ગયા દસ વરસના ભાષા એ હાંસિલ કરેલી સિદ્ધિઓની યાદી નિહાળુ છું ત્યારે ત્રણ શબ્દો મારા મનમાં પડાપડી કરે છે, એ શબ્દો છે : 'સશક્તિકરણ', 'નવી ક્ષિતિજો' અને 'વાચા' (Empowerment, Opportunity and Voice)

થોડી આકરી નજરથી જાત તરફ જોઇએ તો અમુક પ્રશ્નો પૂછવા રહ્યાઃ આપણે બહુ દિશામાં કાર્યનો વિસ્તાર કરી પોતાની જ ખેંચતાણ તો નહી ચલાવીએ ને? કોઈ ક્ષેત્રો એવાં તો નથીને કે જેમાં આપણને ઉતરવું ન જોઇતું હતું? કદાચ એવું હોઈ શકે કે આપણામાં જે આત્મવિશ્વાસ સંચારેલો છે તેથી ક્યારે ક્યારે અમુક પ્રવૃત્તિ વિશે વધારે પડતો ઉત્સાહ પણ પેદા થાય છે. પણ જ્યાં સુધી ભાષા સંસ્થા એક વિચાર પ્રણાલિથી બંધાયેલી છે,

સંકળાયેલી છે, જીવતી છે ત્યારસુધી આવું ચાલે તો પણ ચિંતા કરવા જેવું નથી. નકારાત્મક વિચારનો અભાવ એ પણ એક મોટો સદ્દગુણ છે, મોટી ઉપલબ્ધિ છે.

પણ એક પ્રશ્ન બાકી રહે છે, અને તે છે, ન કે આપણે આપણા આરંભનાં ધ્યેય ધોરણોને વળગી રહ્યા કે નથી, પણ તે છે કે આપણને આ બધા કાર્યમાં જે નવું ચૈતન્ય મળતું ગયું તેથી આપણે એક નવી સમજ વિકસાવી કે નહિ ? ખરેખર તો આપણા ટ્રસ્ટનો નિયમ પત્રક કે પછી આદિવાસી એકેડમીનું બંધારણ આપણે જેટલા ક્ષેત્રમાં કામ કરી રહ્યા છીએ તે બધા ક્ષેત્રોની કલ્પના કરી ન હતી. તો પછી ભવિષ્યમાં પણ આ પ્રકારે જ નવા કાર્યક્ષેત્રોનું આકર્ષણ આપણા બધાના સામુહિક ચિત્તમાં વસતું રહે એવું સિધ્ધ થશે ખરૂ ?

હવે પછી આપણી ભૂમિકા શું રહેવી જોઈએ ? ભાષા સંશોધન અને પ્રકાશન કેન્દ્ર એ માત્ર આપણે નિર્માણ કરેલી અન્ય સંસ્થાઓની 'મા' બની રહેશે ? કે પછી સંસ્થા દેશના અન્ય પ્રાંતોમાં નવી શાખાઓ ખોલશે, અને જેને તેજગઢ આદિવાસી એકેડમી સાથે જોડવામાં આવે ?

હવે આપણી સંસ્થાએ હાલમાં જ હિમાચલ પ્રદેશમાં પણ કાર્ય શરૂ કર્યું છે. તે કામ સાથે ભાષાનો સંબંધ કેવો રહેશે ?, કેવો હોવો જોઇએ ? ભવિષ્યમાં હિમલોક કેન્દ્રમાં પોતાની નાણાકીય વ્યવસ્થા કરતું અને સ્વતંત્ર કેન્દ્ર બનશે ? એ પણ શકય થશે જ પણ આદિવાસી એકેડમીસાથે જોડાયેલા વ્યક્તિ, જેનું સંવર્ધન અને ઉછેર આપણે કરેલું છે, એવા આદર્શવાદી વ્યક્તિઓએ હિમલોક સાથે જોડાવું પડશે.

આદિવાસી એકેડમીમાં જે ભણતર આપવામાં આવે છે એ મૂળભૂત રીતે ખૂબ જ મહત્ત્વનું છે, તેના આધારે અન્ય કેન્દ્રો રચવાં શકય બનશે. અને આ પ્રકારનો નમુનો, આ પ્રકારનો આદિવાસી વિકાસનો દાખલો દેશના અન્ય આદિવાસી વિસ્તારમાં પણ ઉભો કરવો શકય બનશે. પણ જે સૌથી મહત્વની જરૂરિયાત રહેશે તે છે દર્શન, વિશાલ દષ્ટિ, સપનું જોવાની તાકાત, અને સાથે સાથે નાણા ભેગા કરવાં અને તેનો પારદર્શકતાથી વ્યવહાર કરવાનું કૌશલ્ય. આ કીમિયા, આ જાદુઈ મહાન કાર્ય પૂરુ કરવામાટે આપણા બધાની અને આપણી સંસ્થાની શું તૈયારી કરી રહ્યા છીએ ?

## શ્રીમતી સંધ્યા ગજ્જર, ટ્રસ્ટી – ભાષા કેન્દ્ર

માનવીની જીદંગીમાં એવી ક્ષણો આવે છે જયારે પોતે રચેલાં કાર્યો વિશે નવાઈ નો અનુભવ થાય છે. અર્થાત મોટા ભાગે આવા ક્ષણોમાં દુઃખદ અને પશ્ચાતાપ ના ક્ષણો વધારે હોય છે. પણ મારા માટે પાછળના દસ વર્ષમાં એક વાર પણ હું ભાષામાં કેમ જોડાઈ, શા માટે જોડાઈ એવો પશ્ચાત્તાપ ભર્યો પ્રશ્ન પુછવાનો સમય આવ્યો નથી. અને હવે હું જયારે આ દસ વર્ષો વિશે વિચારી રહી છું ત્યારે મને લાગે છે કે આખો સમય એક સહજતાપૂર્વક પસાર થયેલો છે.

હું બરોડા યુનિવર્સિટીના અંગ્રેજી વિભાગમાં ભણતી હતી, અને લગભગ બે-એક વરસના ફેરથી હું ડૉ. ગણેશ દેવીની વિદ્યાર્થીની નહીં બની શકી. પણ જુઓને તકદીર કે તમે એને જે કહેતા હોવ એ કેવી હોય છે ! ગણતરીના જ સમયમાં અમે બંન્ને પાડોશી બની ગયા, અમારાં બે મકાનો વચ્ચે માત્ર એક નાનકડો રસ્તો હતો. મારા પતિ

હંમેશાં મોડી રાતસુધી અમારા રસોડાને ફોટોગ્રાફીની પ્રયોગશાળા બનાવી કામ કરતા હતા. અને મારી ટેવ છે વહેલા ઉઠવાની. ત્યાર પછી કુટુંબમાં જ્યારે બાળકો જન્મ્યાં ત્યારે એમની માંદગી હોય કે તેમના રાતભર રડવાના લીધે મને રાતની બે ક્ષણો પણ આંખ બંધ કરવી મુશ્કિલ બનતી ગઈ. માત્ર ક્યારે નિરાશ નહી થઈ કારણ કે સામે રહેતા ડૉ. દેવીના મકાનમાં પણ આખી રાત અજવાળું રહેતું હતું. એ મકાનમાં એવી એક દંપતી રહેતી હતી જે લગભગ રાતની વિશ્રાંતિ લેછે એવું લાગતું હતું નહીં. એ મકાનનો પ્રકાશ અમારા માટે આશાના કિરણ જેવો રહ્યો હતો. એ અજવાળાથી મારો અંધકારનો ભય, એકલવાયા પણાનો અને હતાશાનો બોજો ઓછો થતો રહ્યો. એમના ઘરે હું વાંચન માટે ગ્રંથો મેળવવાના હેતુથી અવાર નવાર જતી હતી. એમને મળતી હતી. ડો. દેવી પાસે પોતાના અસંખ્ય પુસ્તકોનો સરસ સંચય હતો. એ મુલાકાત દરમ્યાન સાહિત્ય અને સર્જન પર અમારી ચર્ચા ચાલતી હતી. મને ઘણા બધા સમય વિત્યા પછી સભાનતા આવી કે એક રીતે ડો. દેવી મને ગંભીર અને સર્જનાત્મક લખવા માટે પ્રોત્સાહિત કરી રહ્યા હતા. એક વાર અંગ્રેજી વિભાગમાં તેઓએ યોજેલા એક મહત્ત્વની સાહિત્ય ચર્ચા માટે મને આમંત્રિત કરવામાં આવી જેથી હું ફરી એક વાર સંસ્થાકીય વિદ્યાભ્યાસના પરિક્ષેત્રમાં આવી પહોંચી. મને યાદ છે કે આ ચર્ચાસત્ર દરમ્યાન જ ડૉ. દેવીને કેંદ્રિય સાહિત્ય અકાદમીનું ઇનામ મળવાના સમાચાર આવ્યા હતા. આ અનુભવે મને નવો આત્મવિશ્વાસ આપ્યો. લગભગ દસેક વર્ષ સુધી કોલેજના વાતાવરણ બહાર અને અન્ય ક્ષેત્રમાં કાર્યરત રહ્યા પછી ફરી એકવાર મને ગંભીર અને સુજાણ એવા સાહિત્ય અને વિદ્યાપ્રેમીઓ સાથે જોડાવા મળ્યું. ત્યાર પછી થોડા જ દિવસોમાં હું વડોદરા યુનિવર્સિટીના વૃત્તપત્ર વિભાગમાં ભણાવવા લાગી.

મને સૌથી કુતુહલજનક અને પ્રભાવી કરે એવો ડૉ. દેવીનો ખાસ એક દિવસ લાગ્યો. એ ભણાવતા હતા, સંશોધન પણ કરતા હતા અને સાથે સાથે જ ઘણા બધા વ્યવહારિક પ્રવૃત્તિઓ સાથે જોડાયેલા રહ્યા હતા. એ મુલકી સેવાના નિયોજક પણ હતા, 'સેતુ' નામનું સામયિક ચલાવતા હતા, એક નાનકડી નાટક મંડળી એમણે ઉભી કરેલી અને જાત જાતના વ્યક્તિઓ સાથે એ એકદમ સહજતાથી હળી મળી જતા હતા. (ખરેખર જ મને આનું ખુબ આશ્ચર્ય થતું હતું) મેં જોયું કે વિશ્વના સાહિત્ય ના અધ્યયન થી એમણે પામેલા જ્ઞાન અને બુધ્ધિનો ખજાનો એ વિવિધ સમસ્યાઓની ઉકેલ લાવવા માટે રોજીંદા જીવનમાં વાપરતા હતા. તમને કદાચ વિશ્વાસ નહીં આવે, પણ મેં એવા અભ્યાસીઓને જોયા છે કે જે વર્ષો સુધી શેક્સપીયરના 'કિંગલીયર'જેવા શોકાંતીકા ભણાવતા રહ્યા છે પણ પોતાની જીંદગીમાં કશું નાનકડુ દુઃખ પણ આવે તો ભાંગી પડે છે. હેરીટેજ ટ્રસ્ટમાં જોડાયા ત્યારથી ડૉ. દેવી અને હું સાથે મળીને કામ કરતા થયા. અને ત્યાં પણ ખુબ ગહન પ્રશ્નોની એ અત્યંત સહજ ચતુરાઈથી અને સમસ્યાઓનો ઉકેલ લાવવો જ જોઇએ એવા અભિગમથી સમસ્યા ઉકેલતા હતા. મેં જેટલા વર્ષોથી તેમને જોયા છે તેના આધારે મને ખાતરી થઇ છે કે જે પ્રશ્નોમાં એ ઉતરે છે તેનો સખોલતાથી નિરીક્ષણ કરી એ પ્રશ્નોને સમજી લે છે, અને પછી ગમે તેવી પાર ન પડે તેવી મુશ્કેલી હોય પણ હાર માન્યા વગર એ છેક સુધી જે તે ક્ષેત્રમાં મથતા રહે છે. પછી એમને કોઇ રોકી નથી શકતું.

આ લેખ લખતાં મારો હેતુ ડૉ. ગણેશ દેવીની પ્રશંસા કરવાનું નથી. હેતુ માત્ર આટલો જ છે કે માત્ર એક વ્યક્તિ ઘણા બધાઓને કેવી રીતે ચૈતન્યમય બનાવી દે છે એનો દાખલો આપવાનો છે, અને આવા એક થી વધારે

વ્યક્તિ એકઠા થાય તો શું થશે તેની કલ્પના કરવાનું નિમંત્રણ તમને આપુ છું. એક સમયે 'ભાષા' સંસ્થા માત્ર ડૉ. દેવીના મનમાં રહેલી એક કલ્પના જેવી હતી. એ કલ્પનાને મૂર્ત સ્વરૂપ મળ્યું તે જ્યારે સાપુતારામાં મારા જેવા જ અન્ય પ્રોત્સાહિત થયેલા વ્યક્તિ ઊનાળામાં એક દિવસે ભેગા થયા ત્યારે. એ કલ્પનાનો ઉછેર ભાષા પત્રના દરેક વાચકે એક કે બીજા રીતે કર્યો છે, તમારામાંથી દરેકે એ ઉછેરનું કાર્ય કરેલું છે. આપણે બધાજ ભાષા સંસ્થાના તન, મન અને આત્મા નો અંશ રહ્યા છીએ.

ગયા વરસે હું ટી.ડી.એચ. ના એક કાર્યક્રમ નિમિત્તે જર્મની ગઈ હતી, અને ત્યા મેં દક્ષિણભાઈની ભાષા વિશે ની એક ફિલ્મ દર્શાવેલ હતી. ત્યાં બેઠાં બેઠાં મને લાગ્યું કે આપણામાંથી દરેક જણ ત્યા મારી સાથે ઉપસ્થિત રહેલા હતા. ત્યાં ઘણા બધા જર્મન નાગરિક ઉપસ્થિત હતા પણ તેમાંથી અપવાદ બાદ કરતાં કોઈને ય ભારતના આદિવાસીઓ વિશે જાણકારી હતી નહીં. એટલે હું જ્યાં પણ આ ફિલ્મ દર્શાવતી ત્યાં ઘણા બધા મને કુતુહલથી પ્રશ્નો પુછતા. ઘણા જર્મન યુવક અને યુવતીઓ તેજગઢ આવી ત્યાં કામ કરવાની તૈયારી દર્શાવતા થયા. હવે એ ખરેખર આવશે કે કેમ એ હું નથી જાણતી. પણ આપણા આદિવાસીના ઢોલે તેઓના દિલો દિમાગ પર ખાસી અસર કરી હતી. ભાષા સંસ્થાના દસ વરસ પછી, મારા માટે એ સંતોષજનક વિચાર છે.

## પ્રા. સુરેખા દેવી, ટ્રસ્ટી – ભાષા કેન્દ્ર

હું ભાષા પરિવારને શરૂઆતથી જાણું છું. થોડાક જણને ખૂબ નજીકથી જાણું છું. થોડાને ઓછું જાણું છુ. અને સરેરાશ ગણશો તો હું કહીશ તમને હું જાણું છું. હું યુનિવર્સિટીમાં ૨૬ વર્ષથી ભણાવું છું એટલે મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીથી સંકળાયેલા અને બીજા યુનિવર્સિટીના લોકોથી પણ પરિચિત છું. એટલે હું અધિકારથી તુલનાત્મક વિશ્લેષણ કરી શકીશ. ભાષા સંસ્થાને આપણી એક ઓળખ છે. ભાષા કેંદ્ર એક પ્રકારનું ચોક્કસ તત્વજ્ઞાન આચરે છે જેમાં સમાનતા, માનવતા, સ્વાશ્રય, ભાગીદારી, કાળજી અને કોઈ શોષણ નથી. આજ રોજ બધી જગ્યાએ શોષણ, સંગ્રહ, વ્યક્તિમત્તા મૂલ્યો બની ગયાં છે અને બીજાં સિધ્ધાંતોને નિર્બળતા માનવામાં આવે છે.માણસની પરખ આકરા સંજોગોમાં થાય છે. આપણા સિદ્ધાન્તો સમય સાથે, સત્તા સાથે બદલવા નહીં જોઈએ. ભલે આમાં પોતાનું નુકસાન થાય. ઇતિહાસની તરફ જુઓ તો આવા દાખલા જરૂર મળશે. ગાંધીજીની હત્યા, ઇસુનું ક્રોસ પર ચઢવું, સોક્રેટીસનુ વિષપાન એ ઘણું બધું કહે છે. આ બધા કર્મયોગી હતા. કામમાં માનતા હતા. ગાંધીજીએ ઘણા બધા પ્રયોગો કર્યા. શરૂઆતમાં તો એવું જ લાગ્યું કે આ બધા નિષ્ફળ ગયા છે. અસરકારક નથી. પણ એમને પોતાના પ્રયોગોમાં દઢ વિશ્વાસ હતો એટલે એ છેવટ સુધી કર્મવીર જ રહ્યા. અને આજે પણ એટલા વરસ પછી એમના વિચારો કેટલા દુરદર્શી હતા એ આપણે જોઇ રહ્યા છે. ઔદ્યોગિકીકરણ ના કુપરિણામોથી આપણે પરિચિત છીએ. આઝાદી પછી આપણે ગાંધીજીના વિચારોથી ચાલ્યા હોત તો કદાચ આજની સ્થિતિ જુદી હોત. હજુ મોડું થયું નથી. આપણે બધા ભેગા થઇને એક સશક્ત સમાજનું સપનું જોઈએ જ્યાં બધા માટે તક હશે. સંપત્તિ, સત્તાનો, અવ્યાજબી વિભાજન થયેલું ના હોય. રસ્તો દુર્ગમ છે, અશક્ય નથી. અમે ટ્રસ્ટી મંડળે જે શ્રદ્ધાઓ જાળવી રાખી છે તે ભાષા પરિવાર સમજી લેશે અને વર્તનમાં લાવતા રહેશે એવો પૂર્ણ વિશ્વાસ મને છે.ભવિષ્યમાં જ્યારે અત્યારના ટ્રસ્ટીઓમાંથી આપની સંગાથે

કોઈ જ નહિ હોય એવા સમયમાં ભાષાનો પ્રકાશ તમે ફેલાવતા રહેશો, એ જ ઉજ્જવળ માર્ગ પર આગળ વધતા રહેશો, પછી ગમે તેટલી મુશ્કેલીઓનો સામનો કેમ ન કરવો પડે. મેં એવી પણ શ્રદ્ધા રાખેલ છે કે અન્યાય વગરનો સમાજ નિર્માણ કરવાનું કાર્ય આપણે બધા થાક્યાવગર ચાલુ જ રાખીશું. મને એવી પણ શ્રદ્ધા છે કે અન્યાય વગરના સમાજ નિર્માણ કરવાના આપણા કાર્યમાં તમે સફળ રહેશો, એ પ્રકારનું સમાજ જીવન તમે પોતે પ્રત્યક્ષ અનુભવશો. પણ આ બધું શક્ય થશે જ્યારે આપણે બધા નિશ્ચયપુર્વક કામગીરી કરતા રહીશું તો જ.

## પ્રા. ગણેશ દેવી, ટ્રસ્ટી – ભાષાકેન્દ્ર

મારા નાનપણમાં મારા બાપુજીએ આંબાનું એક ઝાડ વાવ્યું હતું. અને એમને જ્યારેપણ સમય મળતો ત્યારે એ ઝાડનો સારી રીતે ઉછેર કરતા તે માટે એ પરિશ્રમ કરતા. હું નાનો હતો, અને હંમેશા બાપુજી મારી સાથે રમે એવો જીદ કરતો હતો. મેં એમને કહ્યું, ''તમારી જીંદગીમાં તો આંબાનાં ફળ ચાખવા તમને મળવાનાં નથી, તો સમય શા માટે બગાડો છો ?'' બાપુજી હસ્યા અને એમણે કહ્યું, ''એજ કારણથી.'' ઘણા વર્ષો પછી અમણે કહેલી વાત વિશે વિચાર કરતો થયો.

સ્પેનના એક સર્જકે એક વાર્તા લખી છે. એક માણસ કંટાળી ગયો, એને થયું કે રોજ બરોજ એવું ને એવું જીવું. આ કઈ જીંદગી છે ? એને લાગ્યું કે પોતાની જીંદગી કોઈ આગવી હોવી જોઈએ, એ બીજાઓ જેવી નહી હોવી જોઈએ. વિચાર કરતા કરતા એ પોતાના ઘર સુધી આવી પહોંચ્યો. ઘર સાત માળનું હતું. આ ભાઈ લીફ્ટમાં જઇને ઉભા રહ્યા, એમનું ઘર પાંચમા માળે હતુ. પણ વિચારમાં રહ્યા હોવાથી ભૂલથી એ ત્રીજે માળે લીફ્ટમાંથી બહાર નીકળ્યા. બારણા બાહરની ઘંટડી વગાડી. બારણું ખોલ્યું. ભાઈ ઘરનાં અંદર. ખુર્સી પર બેસ્યા. છાપુ ખોલ્યું. સામે ચા આવી. પી લીધી. રાતે જમ્યા. રાત પણ ત્યાંજ. સવારે બહાર નીકળ્યા. લીફ્ટમાં બેસી ગયા. ત્યારે ખબર પડી કે આ ત્રીજા માળની જીંદગી અને પાંચમાં માળની જીંદગી તદ્દન એકબીજા જેવી છે.

એક ઢિંગલી હતી. અને એની એક બેનપણી. બન્ને ઘરમાં એક કબાટમાં રહેતા હતાં. દિવસ અને રાત ખુલી આંખથી જોયા કરતા. ઘરમાં નવા બાળકો આવતા અને એ ઢિંગલીઓ સાથે રમતા હતા. પછી એ ધીમે ધીમે મોટા થતા. પછી એમના લગન પણ થતા હતા. પછી એમના બાળકો આવતા. પછી એ ઢિંગલીઓ સાથે રમતા. પછી એ મોટા થતા જતા. અને એમના પણ લગન થતા. પછી એમના બાળકો આવતા. અને એ ઢિંગલીઓ સાથે.....

જીંદગી ચાલ્યા કરે છે. એક પેઢી પછી બીજી પેઢી આવતી જાય છે. અને જે પહેલા પેઢીએ કર્યુ તેજ બીજી પેઢી પણ કરે છે. પણ આ બધું જાણ્યા પછી પણ કબાટમાં બેસેલી ઢીંગલી જેવા માત્ર જોયા કરીશું ? કે પછી એકાદ આંબો વાવીશું ? ભલે એના ફળ આપણને ચાખવા નહી મળે, પણ ત્યાર પછીની પેઢીને એ આંબો છાયડો તો આપશે. અને ફળ આપે તો ખુબ જ સારુ. અને એ ફળ મીઠાં હોય તો તો....

એટલે ભાષા કેન્દ્રની સ્થાપના થઇ.

### ૮ ઓગસ્ટ ૨૦૦૭ના રોજે ઓગસ્ટક્રાંતી મેદાન, મુંબઈ ખાતે થનાર કાર્યક્રમનું આમંત્રણ પત્ર

૧૯૪૨ના 'હિંદ છોડો' આંદોલનની યાદ આજે ફરી એક વાર મારે શાથી કરવી પડે છે ? ૧૯૪૨ અને તે પહેલાંની ગુલામીની સ્થિતિ આજે છે તેમ કેમ માનવું પડે છે ? હવે તો આપણા ઉપર અંગ્રેજો રાજ નથી કરતાં અને દુનિયામાં વિશ્વયુદ્ધ પણ ચાલી નથી રહ્યું. ૧૯૪૭ની આઝાદી અને ત્યાર પછી આપણે બનાવેલા બંધારણ સાર્વભૌમ પ્રજાસત્તાક, લોકશાહી પ્રણાલીવાળા દેશમાં 'હિંદ છોડો' જેવા સૂત્રોચ્ચાર કરવાની જરૂર ન રહેવી જોઇએ.

આમ છતાં દરેક આઝાદી પ્રેમી વ્યક્તિના મનમાં 'હિંદ છોડો'ના વિચાર અને છબી નજર સમક્ષ આવે છે. આપણા દેશની આર્થિક, સામાજિક અને રાજકીય પરિસ્થિતિ એવી બનતી જાય છે કે આપણે ખરેખર આઝાદ છીએ કે કેમ તેવો પ્રશ્ન આપણા મનમાં ઊભો થાય.

ઉત્પાદનની પ્રક્રિયામાં સીધી રીતે જોડાયેલી દરેક વ્યક્તિ ઉત્તરોત્તર આર્થિક પીડામાં ધકેલાઇ રહી છે. ગરીબીમાં સપડાયેલા લોકો જાણે આપણા સમાજ અને અર્થતંત્ર ઉપર બોજો છે તેવી લાગણી રેલી રહી છે. અર્થકારણ અને અર્થનીતિના રાજ રસ્તા પરથી તેમને શક્ય તેટલા દૂર ધકેલવાનો પ્રયાસ ચાલી રહ્યો છે. રાજ્યના આશીર્વાદથી સેઝની રચના થઇ રહી છે. અમર્યાદ લોભને ઉચિત ઠેરવતી આ વ્યવસ્થામાં કુદરતી સંસાધનોનો વિનાશ થશે તેવી ચિંતા પણ નથી. કુદરતનું સંતુલન, આ પહેલાં ક્યારે જ નહીં હતું તેવી રીતે, સંકટમાં સપડાયેલું છે.

સરકાર આપણને રક્ષણ આપશે અને આપણા હિતની જાળવણી કરશે તેવી આશામાં લોકો સરકારોની પસંદગી કરે છે. સરકાર, પછી તે ગમે તે પક્ષની હોય, આજે આંતરરાષ્ટ્રીય ઔદ્યોગિકગૃહોની નિર્બળ સાગરીત બની છે. તે આપણા દેશનાં દુર્બળ, પછાત, વંચિત વર્ગોનું રક્ષણ કરવા લાયક નથી રહ્યાં.

આજે દલિત, આદિવાસી, વિચરતી જનજાતિ, નાનાં-સિમાંત ખેડૂતો, ખેતમજૂરો, અસંગઠિત શ્રમિકો, વૃદ્ધો, શાળાવિહોણા બાળકો, સારવારથી વંચિત રોગીઓ, ભૂખ્યા-તરસ્યાં લોકો, છેલ્લી પાયરીના પોલીસ અને સૈનિકો, ઘરઘાટીઓ, નટ-બજાણિયાં અને અન્ય લોકરંજકો, રલવે કે પોસ્ટ ખાતાના ત્રીજા-ચોથા વર્ગના કર્મચારીઓને કોઇ આશાસ્થાન રહ્યું નથી. આવા તમામ લોકો પોતાના હિતોનું રક્ષણ જાતે કરવા જોઇએ તેવી માન્યતા ફેલાઇ છે.

નવા કાયદાઓ આજે ઉદ્યોગગૃહો અને તેમના માટે જરૂરી અન્ય સેવાઓના હિતને પ્રથમ ધ્યાનમાં રાખી ઘડાય છે. આપણા શહેરોમાં સડક ઉપર રહેતાં અને સડક પર ફરતાં લોકોને બુલડોઝરથી સાફ કરવામાં આવી રહ્યાં છે. ગ્રામીણ ગરીબોને જાતે જ પોતાના ગળામાં ફંદો નાખવો પડે તેવી સ્થિતિમાં છોડી દીધા છે. આ સમાજને માનવતાવાદી સમાજ કેવી રીતે માનીએ ? ૧૯૪૨ના શહીદો કલ્પના કરેલો દેશ તો આવો હતો નહીં. જે રસ્તા ઉપર આ દેશને છેલ્લા બે-એક દાયકાથી ધકેલવામાં આવ્યો છે તે રસ્તા ઉપર જ જો ચાલતો રહેશે તો સુખ અને

શાંતિ જે લોકોના નસીબમાં આજે નથી તેવા લોકો માટે સુખ અને શાંતિના બધા રસ્તા બંધ થઇ જશે.

શોષિત, પીડિત, વંચિત અને ભૂખ્યા જનસમુદાય પ્રત્યે સહેજ પણ અનુકંપા હોય, ઉત્પાદન કરતાં શ્રમિકો સાથે જરાપણ લાગણી હોય અને ભારતના વારસા અને કુદરતી સાધનો પ્રત્યે જેને સદ્ભાવ હોય તેવી દરેક વ્યક્તિને આજે ચિંતન કરવું રહ્યું કે અમર્યાદ લોભ-લાલસાવાળાઓના સકંજામાંથી દેશને કેવી રીતે છોડાવવો.

આ કાર્ય સરળ તો નથી. આઝાદી, બંધારણના ફકરાઓમાં આવનારા અનેક કાળ સુધી કેદ કરાયેલો કોઇ નિષ્પ્રાણ શબ્દ તો નથી. આઝાદીમાં તે દરેક પેઢીએ પોતાની રીતે પ્રાણ સિંચવો પડે છે. એ એવું ધ્યેય છે કે જેને વારંવાર ઉજાગર કરવું પડે છે.

આ વર્ષે આઠમી ઑગસ્ટે મેં મુંબઈના ઑગસ્ટ ક્રાંતિ મેદાનમાં પહોંચવાનું નક્કી કર્યું છે. ત્યાં અન્ય સાથીઓ પણ આવેલા હશે. બહુ નહીં, થોડા.

ઑગસ્ટ ક્રાંતિ મેદાનમાં અમે કોઇ બેનર લટકાવવાના નથી, સૂત્રોચ્ચાર કરવાના નથી, રાજકીય પક્ષોના દૂષણો જાહેર કરવાના નથી. અમે સાથે બેસીને ગંભીરતાથી વિચાર કરીશું કે આપણા દેશનાં તમામ નાગરિક-સ્ત્રી-પુરુષને આઝાદીનું સુખ કેવી રીતે મળી શકે. આપણા દેશનાં સૌથી અદનાં વ્યક્તિ- સૌથી વંચિત વ્યક્તિથી લઈને આપણા દેશની ટોચ પર બેઠેલાઓ સાથેના પરિચયના આધારે હું માનવા લાગ્યો છું કે નવી આઝાદીનો પાયો તો નક્કર નૈતિકતામાં જ હોવો જોઇશે. આ આંદોલન બેમાં ભાગ લેનારાઓના વાણી-વ્યવહાર એકસૂત્ર હશે તો જ આગળ વધશે. એવી શક્તિ સંખ્યાબળ પર નહીં હોય અને એવા સંખ્યાબળ ઉપર તો નથી જ કે જેમાં આંદોલનમાં ભાગ લેવા લોકો કોઈ એક ચોક્કસ જૂથકે વિચારનું હિત સાચવવા ભેગા થયા હોય.

જે માર્ગ હું સ્વીકારી રહ્યો છું તેની સ્પષ્ટતા કરવા આ પત્રક જાહેર કરી રહ્યો છું. મારા માટે આજ આપણા માટે આજે આપણો ધર્મ અને કર્તવ્ય છે. દેશના મારા દરેક બહેન અને ભાઇને આ માર્ગમાં જોડાવા માટે તેડું છું. ચાલો ફરી એક વાર આઝાદી અને માનવતાવાદી દેશની કલ્પના કરીએ. તમારા પાસેથી આવતા એક વરસ દરમિયાન જે તેજ અને તાકાત આ લડતને મળશે તે ભેગા કરી આઠ ઑગસ્ટ ૨૦૦૮ના રોજ આપણે બધાં આઝાદીની નવી લડતનો આરંભ કરીશું.

(સૌજન્ય : દિવ્યભાસ્કર, બુધવાર ૮ ઓગસ્ટ ૨૦૦૭)

## डॉ. देवी द्वारा ८ अगस्त के भेजे गये निमंत्रण का जवाब

### अजीत कौर

*प्रसिद्ध उर्दू लेखिका*

*मैं आप की विचारधारा से २०० प्रतिशद सहमत हूँ । भारत की आज़ादी के लिए किए गए वे सभी संघर्ष, भारत पाकिस्तान के विभाजन में बही खून की नदियाँ, जाती संहार - क्या जिस आज़ादी के लिए यह सब हुआ था, क्या यह वही आज़ादी है ?*

*कोई भी शहर या नेता भ्रष्टाचार से दूर नहीं है । भारत ही ऐसा देश है जहाँ बहुराष्ट्रिय कंपनीयाँ आकर हजारो की संख्या में मानवजाती का नाश कर सकती है ।*

*कहाँ है हमारा गौरव ? कहाँ है हमारी महिमा ?*

*हमारा प्रशासन बिना घूस के काम नहीं करता । यह कैसा देश है जिसकी कार्यपद्धती कारागार में बैठे अपराधी संगठनों के हाथों में है ! मेरी अंतर आत्मा मुझे यह सोचने पर मजबूर करती है कि यह संघर्ष और लड़ाइयाँ शायद ही अपना उद्देश पा सकें ।*

*हमने बचपन में दुनिया बदलने का सपना देखा था । हम ये अक्सर कहते थे, ''दूर हटो, दूर हटो ऐ दुनिया वालों, ये देश हमारा है ।'' पर यह देश अब 'हमारा' नहीं रहा है ।*

*भ्रष्टाचार बहुत बढ़ चुका है । संस्कारों का कोई मूल्य नहीं रहा है । किसी को पाप या अपराध करने में कोई शर्म नहीं आती है । अब उन निडर, श्रेष्ठ आकांक्षाओं वाले लोगों का जमाना नहीं रहा । ये जमाना है छोटी सोच वाले बौनों का ।*

*अगर इसके बाद भी आप अपनी आज़ादी की लड़ाई लड़ने वाले हैं, तो मेरी यह पुकार आपके दोस्तों तक जरूर पहुँचाइएगा ।*

*मैं ऐसे कई दिवाने, अव्यवहारिक विचारों वाले लोगों को पहचानती हूँ जो सपनों को जीवित रखने में मानते हैं । उनमें से एक हैं विश्वनाथ प्रताप सिंह, जो हमेशा अपनी अंतरआत्मा की आवाज़ को सुनते हैं और कभी भी अपने उसूलों से समझौता नहीं करते । बहुत कम लोग यह बात जानते हैं कि उनके दोनो गुर्दे नाकाम हो गए हैं और उन्हें हड्डियों का कैंसर है । उनके छोटे से प्रधानमंत्री पद के कार्यकाल के पश्चात् उन्होंने समाज में सुधार लाने की बहुत कोशिश की ।*

*१९९२ मे उन्हें यह पता चला की कोई सरकारी कर्मचारी अनाज के आयात द्वारा पैसा कमाने की कोशिश कर*

रहा है । उनकी सरकार से यह लड़ाई रही की जब सरकारी गोदामों में अधिक अनाज होने के कारण सरकार किसानो कों उनके अनाज के लिए कम पैसा देती है , तो फिर यह आयात क्यों ? जब उन्हे अपने सवाल का कोई जवाब नहीं मिला तो उन्होंने इस आयात को रोकने के लिए बंदरगाह पर धरना दी और अपनी भूख हड़ताल प्रारंभ की ।

उनकी भूख हड़ताल के आठवें दिन डॉक्टरों ने उन्हें यह बताया कि इस भूख हड़ताल से उनके गुर्दों पर बुरा असर पड़ा है । फिर भी वे अपने इरादों पर डटे रहे । २२ वें दिन जहाज़ लौट गये, आयात रोक दिया गया । लेकिन हमारे दोस्त केन्सर की जकड़ में आ गए । उनका संघर्ष आज भी जारी है । हप्ते में तीन दिन वे अस्पताल में होते हैं और बाकी के चार दिन वे अधिकारहीन और पीड़ित लोगो के लिए संघर्ष में जुड़े रहते हैं ।

दूसरे ऐसे व्यक्ति थे रामू गांधी, एक महान दार्शनिक जो अपने आंतरिक नियमों पर चला करते थे । पिछले पाँच-छः सालों से मेरी बेटी अर्पणा ने तो जैसे उन्हे गोद ले लिया था । वह एक बहुत ही साधारण सा जीवन व्यतीत करते थे । बंगाली मार्केट के एक गेरेज के उपर उनका छोटा सा घर था । उनके महिने का खर्च मेरी बेटी अर्पणा बहुत गर्व से देती थीं और ऐसा करने मे वे खुद को भाग्यशाली मानती थीं । रामू गांधी हमारे विद्यालय में हर शनिवार तीन घंटे पढ़ाते थे । उन्होंने कभी भी भारत सरकार से अपने दादाजी (महात्मा गांधी) के नाम से पैसे नहीं मांगे । अब जब वे नहीं हैं तो हम बीस लोग जो उनकी विचारधारा से सहमत हैं और उनके जिंदगी को देखने के नज़रिये की प्रशंसा करते हैं, अब भी हर शनीवार उनकी याद में एकत्रित होते हैं ।

तीसरी हैं महाश्वेता दीदी । आदिवासीयों के लिए उनके जोश समर्पण और प्रतिबद्धता की कोई बराबरी नहीं कर सकता । काश में उनसे पहले मिली होती तो उनके साथ काम करने के लिए अपना सारा जीवन उनके चरणों में व्यतीत कर देती ।

और एक आप हैं, मेरे प्रिय डॉ. देवी । आप के आदिवासीओं और बंजारों के हित में समर्पित जीवन को मेरा सलाम । क्या कोई सपने में भी हावर्ड युनिवर्सिटी की अच्छी नौकरी को छोड़कर डॉ. देवी की जिंदगी व्यतीत करने के बारे में सोच सकता है ?

फिर हैं बाबा आमटे और उनके बेटे प्रकाश आमटे ।

ऐसे और भी कई लोग होंगे पर मुझे उनसे मिलने का मौका अब तक नहीं मिल पाया है ।

भगवान इन दिवाने, जोशीले, समर्पित लोगों के स्वप्नों को लंबी उमर दें ।

## વિપુલ કાપડીયા, વડોદરા

ભાષા કેન્દ્ર દ્વારા હિમાલય વિસ્તારમાં રહેતી વિવિધ જાતિઓની કલા-સંસ્કૃતિના રક્ષણ અને વિવિધ સંશોધનોના કાર્ય માટે હિમાચલ પ્રદેશના કિન્નોર જીલ્લામાં વસેલ એક આદિવાસી ગામ કલ્પા ખાતે હિમલોક નામની સંસ્થાની સ્થાપના થોડા વખત પહેલાં કરવામાં આવી. છેલ્લાં એક વર્ષમાં ભાષા, વડોદરા તેમજ હિમાચલ કલા સંસ્કૃતિ ભાષા અકાદમી, શિમલા અને હિમલોક, કલ્પા દ્વારા બે વર્કશોપ અને એક સેમિનારનું આયોજન કલ્પા અને શિમલા ખાતે કરવામાં આવ્યું હતું. આ વર્કશોપ અને સેમિનાર દ્વારા આ ક્ષેત્રમાં કામ કરતા આશરે ૫૦ તજજ્ઞો અને વિદ્યાર્થીઓ હિમલોકના કાર્ય સાથે જોડાયા. હાલમાં હિમલોકના કાર્યમાં ૫ તજજ્ઞો સલાહકાર તરીકે જોડાયા છે અને ભાષા કેન્દ્રના સંશોધન કાર્ય સાથે જોડાયેલ શ્રી ટી. સી. નેગી જે પોતે કલ્પા ખાતે રહે છે તે હિમલોક સંસ્થાનું કાર્ય હાલમાં ત્યાંથી સંભાળી રહ્યા છે. ખાસ કરીને હિમલોકનું કાર્ય હિમાલયમાં વસતિ અલગ અલગ જાતિઓની કલા અને સંસ્કૃતિનું રક્ષણ, આ ક્ષેત્રમાં સંશોધન કાર્ય, આ વિષય ઉપર વર્કશોપ અને સેમિનારનું આયોજન, યુવાન વિદ્યાર્થીઓને આ ક્ષેત્રની આદિવાસી અકાદમી દ્વારા તાલીમ, આ જાતિઓના વિવિધ પ્રશ્નો ઉપર વિકાસલક્ષી કામો વગેરે રહેશે. આ સિવાય એક મુખ્ય કાર્ય પણ હાથમાં ધરવાનું વિચારેલ છે અને એ છે પ્રકૃતિની રક્ષા. અને એ માટે પર્યાવરણ સમિતિ બનાવવાનું પણ વિચારવામાં આવેલ છે. જેનું કાર્ય હાલમાં થઇ રહેલ પ્રકૃતિના બદલાવ વિશેનું રહેશે.

### ગ્લોબલ વોર્મિંગ

હાલમાં આખા દેશમાં એક શબ્દ ઉપર ચર્ચા થઇ રહેલ છે અને એ છે ગ્લોબલ વોર્મિંગ. પ્રકૃતિમાં થઇ રહેલ અચાનક બદલાવને આપણે ગ્લોબલ વોર્મિંગ કહી રહ્યા છીએ. પ્રકૃતિમાં બદલાવ જેમકે – કોઇ જગ્યાએ અવિરત વરસાદ કે જે વિસ્તાર રણ પ્રદેશ જેવો છે અને ત્યાં વર્ષોથી વરસાદ થોડા માત્રામાં થતો રહ્યો છે, આગની જેમ સૂર્ય ગરમી ઓકી રહ્યો છે. હાલમાં જ કશે વાંચ્યું છે કે હવે ગુજરાત અને હિમાલય વિસ્તારના તામપાનમાં કોઇ ફરક રહ્યો નથી. આપણે સૌ જાણીએ છીએ કે આ વર્ષે અમરનાથનું શિવલિંગ સમય કરતાં બે મહિના પહેલાં જ પીગળી ગયું, હિમાલય વિસ્તારમાં આવેલ સતલજ નદી હિમાલયના પર્વતને ધોઇને સાથે લઇ જઇ રહી છે. પહેલાંની જેમ બરફ પડતો નથી. આપણે પણ હવે અનુભવી રહયાં છીએ કે પહેલાંની જેમ ઋતુઓનો કોઇ નક્કી સમય રહ્યો નથી. ક્યારે પણ ગરમી, વરસાદ કે ઠંડી પડે છે. પહેલાં ઘણાં વર્ષો પછી ધરતીકંપ સાંભળવા કે જોવા મળતો. હવે વર્ષમાં એક કે બે વાર ધરતીકંપ સાંભળવામાં આવે છે. હવે પહેલાં કરતાં પૂરનું પ્રમાણ પણ વધ્યું છે. બે વર્ષ પહેલાં મધ્ય ગુજરાત, ગયા વર્ષે દક્ષિણ ગુજરાત અને આ વર્ષે ઉત્તર ગુજરાતમાં પૂર. આ દર્શાવી રહ્યું છે કે ગમે ત્યારે ગમે તે વિસ્તારમાં અણધાર્યો વરસાદ. પહેલાં આપણે શિયાળામાં તાપણું કરતાં હતાં હવે એવી ઠંડી પણ રહેલી નથી. વળી સાથે સાથે દરિયાનાં મોજાંને ઉછાળી

લોકોને નુકશાન કરે એવો સુનામી શબ્દ પણ થોડાં વર્ષ પહેલાં સાંભળવા મળ્યો. આ બધું શાના કારણે ? શું આ માટે પ્રકૃતિ જવાબદાર છે કે આ દેશમાં રહેલ પ્રજા. હા, આ દરેક પ્રાકૃતિક બદલાવ માટે મનુષ્ય જવાબદાર છે. આપણે જ પ્રકૃતિને નષ્ટ કરી રહ્યાં છીએ. જેમકે એક માર્ગ હોવા છતાં બીજો માર્ગ અને તેના માટે હજારો વૃક્ષોનું નીકંદન કે જે વૃક્ષો આપણને વરસાદ આપે છે. ચંદ્ર ઉપર પહોંચવાની ઘેલછાએ આકાશને ઉપગ્રહોથી દુષિત કર્યું છે. મોટી મોટી જમીનો કે જે ખેતી લાયક છે ત્યાં મોટી મોટી કંપનીઓ કે મોટામોટા મોલ બનાવી રહી છે. ખેડૂતોની જમીન લઇને તેઓને ફાંસી લેવા માટે તૈયાર કર્યા છે. મોટી મોટી નદીઓ આપણે વૈશ્વિકરણના નામે વેચી રહ્યાં છીએ. કોઇ એક પ્રકલ્પ માટે આપણે આખેય આખી નદીનો પ્રવાહ બદલી તેની પ્રાકૃતિકતાને મારી રહ્યાં છીએ. હાલમાં જ અમે જોયું કે હિમાલય વિસ્તારમાં પણ હવે હેલિકોપ્ટર ફરતાં થઇ ગયાં છે. મનુષ્ય હવે કોઇ એક પ્રસંગ માટે માઉન્ટ એવરેસ્ટ જેવા સૌથી ઉંચા પર્વત ઉપર એક્સપ્રેસ હાઇવે બનાવી રહ્યો છે. વર્ષોથી જે હિમાલય વિસ્તારમાં ઔષધિઓ રહેલી છે તેવા હર્યાભર્યા વૃક્ષો કાપી આપણે પહાડોને ખેદાન-મેદાન કરી રહ્યાં છીએ.

આવા ઘણા બધા દાખલાઓ છે અને આ બધાજ માટે મનુષ્ય જ જવાબદાર છે. આમ પર્યાવરણને દૂષિત કરીને મનુષ્ય પ્રકૃતિને બદલવા માટે મજબૂર કરી નાંખી છે, સૃષ્ટિને અસંતુલિત કરી નાંખી છે. આમ રક્ષણ કરનાર જ હવે ભક્ષણ કરનાર બની રહ્યો છે. મારું એવુ માનવું છે કે એક દિવસ એવો પણ આવશે કે પ્રકૃતિને પણ વિકૃત થતાં વાર નહીં લાગે. શું મનુષ્યને ખબર નથી કે આ રીતે થઇ રહેલ પ્રાકૃતિક બદલાવની પહેલી અસર મનુષ્યને જ થવાની છે ? જેમકે સુનામી, પૂર અને ધરતીકંપ જેવી પ્રાકૃતિક ઘટનાઓમાં લાખો લોકો નાં મોત થયાં. આ બદલાવની પહેલી અસર પ્રકૃતિ સાથે હંમેશા રહેનાર ગામનાં લોકોને જ ભોગવવી પડશે. કારણકે જમીન, વૃક્ષ, ખેતી, પર્યાવરણ, પાણી જેવી કુદરતી સંપત્તિ સાથે થઇ રહેલ બદલાવની અસર તેઓના જીવનની સામાજિક અને આર્થિક પરિસ્થિતિ ઉપર સૌ પ્રથમ થવાની છે.

સાથે સાથે આપણે જાણીએ છીએ કે આ બધી પરિસ્થિતિની સામે દેશમાં શરીર સંખ્યા (વસ્તી) પણ વધી રહી છે અને આ વધારાને કારણે દેશમાં સંશાધનોની જરૂરિયાતો પણ વધવાની છે અને આ માટે આપણે હજુ પણ વધારે પ્રકૃતિ સાથે ચેડાં કરવાનાં છીએ. આથી મનુષ્યએ જ વિચારવું રહ્યું કે પ્રકૃતિને કઇ રીતે બચાવવી. કારણ કે આ રીતે અચાનક થઇ રહેલ પર્યાવરણનો બદલાવ આપણે જ ભોગવવાનો છે. આપણાં સાથી મનિષાબેને બરાબર કહ્યું છે કે આ રીતે બદલાવથી પૃથ્વી કોને મારશે અને કોને તારશે એ તો કુદરત ઉપર જ નિર્ભર છે.

પ્રિય ભાષા-મિત્ર,

ઉનાળો ગયો. ચોમાસામાં ય ઉનાળો લાગે છે. બધું હવામાન ગરમાઈ ગયું છે. માણસનો દિમાગી પારો ઊંચે ચઢી ગયો છે. હવામાનમાં એકલો પલટો હોત તો ય ઠીક. આ તો જીવનનાસક તત્વોથી હવામાનનો બગાડ થઇ રહ્યો છે. આ પલટો, બગાડ કાંઇ કુદરત નથી કરતી. માણસ જ એ કરી રહ્યો છે. એનું શરીર બગડયું છે. એનું મન વંઠયું છે.

આજે જે વીસ ત્રીસ વરસના યુવાન છે એમણે નાનપણમાં, ગામમાં ઝાડવાં પર, વાડ પર ખેતરોમાં ચકલીઓ ઊડતી જોઇ હતી, એ કયાં ગઇ? કાગડા કયાં ગયા ? મોર ગયા. વાઘ ખૂટયા. કૂતરાં ઘટયાં.

માણસ એકલો વધી રહ્યો છે. એનું કામકાજ જ એવું છે કે બીજાં પ્રાણીઓ ને કુદરત ખલાસ થાય.

શું આ ધરતી એકલા માણસ માટે છે ? સૂડા, પોપટ, દેડકાં, સાપોલિયાંને પણ કુદરતી યોજનામાં સ્થાન છે.

ઉપરના લખાણમાં વિપુલભાઇએ ગ્લોબલ વોર્મિંગની વાત કરી છે. એમાં 'હિમલોક' સંસ્થાની શરૂઆત પાછળ નો એક હેતુ સમજાવ્યો છે. પ્રકૃતિમાં અચાનક બદલાવ થાય છે તે વિશે 'હિમલોક' કાર્ય કરશે.

ભાષામિત્રો, આપણું સહુનું કામ લોકની સુરક્ષાનું છે. લોક એટલે બે પગે ચાલનારો માણસ જ નહિ પણ કીડી થી લઈ હાથી, તણખલા થી લઇ હિમાલય સુધીનું બધું. એને ટકાવી, રક્ષણ કરીને જ આ ધરતીને સુંદર રાખી શકાય.

પર્યાવરણ વિના સાહિત્ય, સંગીત, કલા કેવાં હશે? એ ટકશે ? માણસ પ્રાણીઓ, પંખીઓ, વૃક્ષો જ્યાં ખાલી થઇ જશે ત્યાં સાહિત્ય શું ને કલા શું ?

માણસે પોતે જ મરવા માટે ઊતાવળ માંડી છે. શા માટે આટલી ઊતાવળ છે ? કુદરતે બક્ષેલું આયુષ્ય ભોગવીનતે, પોતાનું કર્મ કરીને જજો, બીજાંને જવા દેજો. પણ એમ ઝટ ઝટ જઇને શું?

શું આપણને જીંદગી નથી ગમતી? આપણાં ભાઇ બહેન, સંતાનો, એમનાં ભાવિ આપણને વહાલાં નથી? આપણને જો આ બધાં વહાલાં હોય, આ ધરતી વહાલી હોય તો એને ટકાવવા, મજબૂત કરવા, ગમતી રાખવા આપણે જ ઝીણી ઝીણી વાતોમાં લાગી જવું પડશે.

ક્યાં ક્યાં કામ કરીયે તો ધરતી લીલી રહે? જીવજંતુ, માનવ, પંખી વિ. ટકી રહે ? શું દુનિયા જાણતી નથી?

આવું ચાલ્યું તો રોવાનો વારો આવશે. રોતાં ય નહિ આવડે એવા દિવસ આવશે.

પ્રકૃતિ વિના નોંધારી થયેલી ધરતી પહેલાં તે સહુ માનવોને અહીંથી પોટલાં બાંધવા ફરમાન કરશે. એવું ફરમાન આવે એ પહેલાં આટલું થાય તો કેવું ?

- રાસાયણિક ખાતર છોડી દઇએ, - સજીવ ખેતી કરીએ, - ઝાડ ઉછેરીએ, - પ્રદૂષણ ન કરીએ, - વરસમાં એક કે બે પાક લઇને ધરતીને આરામ આપીએ, - વીજળી ઓછી વાપરીએ

આમ કરીશું તો ધરતીને શાંતિ વળશે. આપણો સમાજ તરીકે આ બધું કરી શકીએ. એકલ દોકલ પ્રયાસો તો ખરા જ પણ એક ધક્કે આ બધું કરીએ તો દુનિયા બદલાઇ જાય.

આ બાબતે સરકારો ને સંસ્થાઓ પ્રયત્નો કરે છે પણ એમાં કશો શ્વાસ નથી, જીવ નથી. એમાં લોકોની ઝાઝી

સામેલગીરી નથી.

સરકારોના, સંસ્થાઓના પ્રયાસો શોભાદાખલ છે. કરવા પડે માટે થઇ રહ્યા હોય એવા એ પ્રયાસો છે. લોકો જો નક્કી કરશે, એક જીવ થશે તો આ સવાલ ઉકલશે. એ જે ધારશે એ થશે. એ જો ધારશે કે ધરતીને જીવજગત બચાવવાં તો બધું પાટે આવી જશે. બધા પ્રયાસો આગ હોલવવા પાણી રેડતી વખતે થાય એવા થશે.

કોઇ લોટાથી, કોઇ ડોલથી કોઇ ઘડાથી, પંપથી પાણી લાવશે ને બધું હોલવાશે. પણ ખબર પડે કે આગ લાગી છે તો ને ?

યુધ્ધના ધોરણે બે પાંચ મુદ્દે લોકે પોતે જીવવા ને ધરતીને જીવાડવા સજ્જડ નિર્ધાર કરવો તો પડશે જ. મચી પડવું પડશે. ગયું તે તો ગયું જ. નાક કપાયું તો ભલે. હોઠ તો રહી જશે. કદાચ એ નાના કુદરતી સંપતિના ટૂકડાના આધારે આ ધરતી બીજાં બે પાંચ હજાર વરસ ટકી જાય.

એવા સારા દિવસોની રાહ કોણ જોતું નથી?

આ બધું ફના થઇ જાય એવું કોણ ઇચ્છે છે ?

તો પછી...............

કાનજી પટેલ

### મનીષા વરીયા, તેજગઢ

૨૯,૩૦,૩૧ માર્ચ ના ત્રણ દિવસના ચર્ચા વિકાસ ના મુદ્દાપર સભામા વાત ચાલી એમાં લોકોની ભાગીદારીની વાત, નાના એક કોમોની વાત થઈ, સ્થળાંતર આત્મનિર્ભરતા અને શિક્ષણની વાત થઈ. આજ વાત દેવી સરે એમને લખેલ 'વિકાસ વિચાર' પુસ્તકમાં કરી છે. પુસ્તક ગુજરાતીમાં છે. તેમા યુવાન અને ઘરડા વચ્ચે સંવાદ દ્વારા ઉપરની વાત બતાવી છે આના પરથી મે ગુજરાતીમાં ગીત બનાવ્યુ છે.

મારુ ગામડુ ગામડુ ઘણુ કિમતી રે
એના હવા પાણી ઘણા ચોખ્ખા રે
છાણીયા ખાતરથી ખેતી સારી થતી રે
અંહીના યુવાનોને સમજાયુ રે
નકલ કરીએ શા માટે મોટા શહેરની રે
ગામમાથી મજુરીએ ના જઇએ રે
મારુ ગામડુ પુરાણુ ઘણુ કિમતી રે.
મોટેરાઓએ યુવાનોને સમજાવ્યુ રે
યુવાનો નવો જમાનો આવ્યો રે
શહેરોમા જશો તો તમારા બાળકો રે
ઇંગ્લેન્ડ અમેરિકા પહોંચશે રે
મારુ ગામડુ પુરાણુ ઘણુ કિમતી રે
યુવાનોએ મોટેરાઓને સમજાવ્યુ રે
અમારે ભણવુ ને ખેતી કરવી ગામડે રે
મારુ ગામડુ પુરાણુ ઘણુ કિમતી રે
વીજળી જશે તો જનરેટર બનાવશુ રે
કોમ્પ્યુટર પણ અંહી બેસાડસુ રે
ખેતર છે તો કોતરમાં બંધ બાંધસુ રે
શાક ઉગાડી બાળકોને ભણાવશુ રે
મારુ ગામડુ પુરાણુ ઘણુ કિમતી રે
શાહકાર પાસે થી દાગીના છોડાવીશુ રે
ગીતો ગાઇશુ ને નાચશુ-કુદશુ રે
આ છે ગામડાના વિકાસનો વિચાર છે
આપ અપનાવો તો પૈસા નહી થાય રે
મારુ ગામડુ પુરાણુ ઘણુ કિમતી રે

**વરીયા એમ. જી.**

### दक्षिण छारा, बुधन थियेटर, अहमदाबाद

*मैं राजकोट था । राजकोट शहेर मे गाँधीवादीयो द्वारा स्थापित श्री कडवीबाई विराणी कन्या विद्यालय की छात्राओं के साथ नाट्य कार्यशाला ले रहा था । शाला का नोटीस बोर्ड देख रहा था । इस छोटे से नोटीस बोर्ड पर एक जज द्वारा एक विधानसभा के सभ्य को गाँधी मदुराई के गाँधी संग्राहलय मे जाकर, पांच दीन तक गाँधी की लिखी गई कीताबे पढने*

*की सजा दी गई थी एसा एक अखबार की पर्ची मे पढा ! रात को भाषा पत्र पढ रह था सर द्वारा भाषा मित्रो को 'गाँधी के विचारो की प्रबलता, शक्ति, इतिहास के बारेमें लीखा गया था' । दुसरे दीन छात्राओं के साथ र्चचा कर रहा था । र्चचा के दौरान लगो की 'गाँधी के विचारो' पर एक नाटीका बनाई जाए और तिन दिन के परिश्रम के बाद एक नाटक का जन्म हुआ ! हमारे गांव*

*पिछले भाषा पत्र मे श्री कान्जीभाई ने गांव, आदीवासी, आदीवासी संस्कृति, आदीवासी की एकता और संस्कृति को खत्म करने के सुक्ष्म राजकारण के बारेमे र्चचा की । अंग्रेजो ने शहरो के निर्माण की संस्कृति का विकास कीया, गांवो का भारत खत्म होता गया फीर देश आजाद होने के बाद हमारे बीच बेच गए अंग्रेजो ने 'शहरो के निर्माण की संस्कृति' केस विचार को अपनाया । गाँव अब भी खत्म हो रहे है.... जंगल अब भी काटे जा रहे है, तालाब अब भी बेचे जा रहे है, खेतिहार अब भी आत्महत्या कर रहे है, हमारे कुदरती संसाधनो की अब भी मालकियत की जा रही है, अमीर और भी अमीर, गरीब और भी गरीब हो रहे है, हमे नामशेष करने का राजकारण फैला रहा है....*

*हमे ऊठना होगा ।*

## डा.कुमार अरविंद प्रताप, तेजगढ

*आदरणीय,*

*डा.देवी सर*

*मै कुशल रहते हुए आपकी कुशलता की कामना करता हुँ । सर मै २९,३०,३१, मार्च के विचार विर्मश के बारे में कल्पना करना चाहता हूं । मै कल्पना शब्द का प्रयोग इसलिए कर कहा हूं की हंमेशा अच्छे कामों का उपयोग कल्पना के साथ शुरु किया जाता है।*

*बहुत अच्छा लगा, क्योंकि वो तीन दिनों में सभी ने अपने विचार अपने तरीके से देने की कोशिश की सभी लोगों ने पूरे जोश के साथ अपने-अपने उपर जिम्मेदारी लेने का प्रयत्न किया । लेकिन जिम्मेदारी कौन सी, विकसित आदिवासीयोको हक दिलाने का, लेकिन कैसे ? मैं समझता हूं कि आगे की सोच और कल्पना कर के हमलोग उस समय को हक दिलाने में कामयाब होगें थोडा वक्त लगेगा लेकिन हममें धैर्य होना अतिआवश्यक है ।*

*उस दिन पूरे भारत से आये विध्वानो ने कहा कि भाषा सारे क्षेत्र से बहुंत ही अच्छा काम कर रही है । अच्छा लगा सुनकर, लेकिन मेरा मानना यह है कि अभी बहुत सारा काम विकास के क्षेत्र में करना बाकी है ।*

*जब भारत के कोने-कोने से आये हुए लोगो ने हमारा काम गाँव विस्तार में जाकर देखा तो उनलोगो को काफी प्रसन्नता हुइ । लेकिन एक प्रश्न हमलोगो के लिए छोड कर गये । वो प्रश्न था नारी जागृत क्यों नही है ? हो सकता*

*है की यह सच हो लेकिन मुजमे मे लगता है की सभी नारी जागृत नही है, यब मै नही मानता, लेकिन मेरा भी एक प्रश्न समाज के सभी वर्ग के लोगों से है की समाज में नारी के दोमत दर्जेके लिए कौन जिम्मेदार यह विडंबन है कि पूरे विश्व को 'नारी सबकी प्यारी' का आदर्श वाक्य देने वाले समाज मे हमेशा से ही नारी को दोमत दर्जा ही प्रदान किया गया है।*

*आज इस साक्षार और शिक्षित समाज मे तथाकभित शैक्षित रुप से संपन्न परिवारो में भी नारी तिरस्कृत दृष्टि से देखी जाती है। जो निश्चित रुप से समाज की अस्वस्थ मानसिकता का परिचायत है।*

*नारी के स्वयं व सम्मान, उसकी गरिमा के निर्वहन तभी हो सकता है जब उसे इन नारी रिश्तो का सहयोग मिले, आज पुरुषो से हर क्षेत्रमे नारी कंधे से कंधा मिलाकर साथ चल रही है, चाहे वह क्षेत्र प्रशासनित सेवा. उधोग, राजनीती, अभिगम या जहाज उडाने का भी क्यों न हो।*

*आज आदिवासी समाज को जरुरत है कि बचपन से ही बेटियो कों प्रोत्साहन दे, भेदभाव न करे, उसे उचित शिक्षा दे, वो समाज औरसमय दूर नही, जब लडकी की ही आवश्यकता पडेगी, इसलिए आदिवासी समाज मे नारी को जागृत करने के लीए सभीलोगो को एक मत से आगे आना होगा। क्योकि,*

The leader that takes on the responsiblity of a society should first conduct himself responsibly.

*नारी को जागृति के लिए किसी ने कुछ पंक्तियाँ लिखि है जिसे मै यहाँ पर लिखकर अपनी बात खत्म करने की इजाजत चाहूंगा',।*

*फलक की जिद है, जहाँ बिजलियाँ गिराने की*

*तो हमें भी जिद है, वहाँ आशियाँ बनाने की ।*

*माना कि किस्मत ने हरा दिया हमें,*

*पर इतने भी गुनहगार नहीं हम*

*अपने हक के लिए लडे,*

*क्या इसके भी हकदार नही हम ।*

*धन्यवाद.*

## વિપુલ કાપડીયા, વડોદરા

ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર દ્વારા સ્થાપિત ૧૫ જેટલાં ગ્રામ વિકાસ કેન્દ્રો દ્વારા આશરે ૮૫૦ જેટલાં ગામોમાં ચાલતા વિકાસના કામો જેવાંકે માઇક્રોફાઇનાન્સ, અનૌપચારિક શાળા, આરોગ્ય, સજીવ ખેતી, મજૂર સંગઠન, અનાજ બેંક નું અવલોકન કરવા માટે માર્ચ મહિનાની ૨૯ થી ૩૧ તારીખના રોજ એક વિકાસ મોડેલ નામથી કાર્યશાળાનું આયોજન કરવામાં આવ્યું. આ કાર્યશાળા અને ગામ મુલાકાતનો મુખ્ય ઉદ્દેશ ભાષાના વિકાસના કામોનું અવલોકન કરવું તેમજ તેના ઉપર ચર્ચા કરી આ મોડલ ને વધુ વેગવાન બનાવવાનું આયોજન કરવું.

આ કાર્યક્રમ માટે દેશ ભરથી ૧૫ જેટલાં વિકાસના કામો સાથે જોડાયેલા તજજ્ઞોએ ભાગ લીધો. જેમાં ફોર્ડ ફાઉન્ડેશ, દિલ્હીના ડૉ. અજીત કાનીટકર, ગુજરાતના આદિજાતિ વિભાગના સચિવ શ્રી તિવારીસાહેબ, ગાંધી લેબર ઇન્સ્ટીટયુટના શ્રી અરૂણ સુતરિયા જેવા ખૂબ મોટા તજજ્ઞોએ પણ ભાગ લીધો.

પ્રથમ સત્ર વડોદરા ખાતે મળ્યું. જેમાં આ તજજ્ઞઓ અને ભાષા સંસ્થાના ટ્રસ્ટી, સલાહકાર મંડળ સાથે ભાષા ના વિકાસના મોડેલ ઉપર ચર્ચા કરી. જેમાં શ્રી અજીત કાનીટકર, શ્રી તિવારી તેમજ શ્રી અરૂણ સુતરિયાએ આદિવાસી વિસ્તારના લોકોની આર્થિક પરિસ્થિતિ ઉપર અભ્યાસ અને તે દિશામાં ચલાવવામાં આવતા કાર્યો ઉપર પોતાનું વકતવ્ય આપ્યું. આ સિવાય વિચરતિ અને વિમુકત જનજાતિ, તેમજ આદિવાસી વિસ્તારમાં આરોગ્યનું કાર્ય આ બધા વિષયો ઉપર પણ ચર્ચા થઇ.

આ કાર્યક્રમના બીજા દિવસે સૌ વિકાસનું મોડેલ પ્રત્યક્ષ રીતે નિહાળવા આદિવાસી અકાદમી અને નજીકના ગામ વિકાસ કેન્દ્રો જેવા કે ઝોઝ, પાવી જેતપુર, પાનવડ, ખાટીયાવાંટ અને તેની સાથે જોડાયેલ ગામોની મુલાકાતે ગયા. આ મુલાકાતમાં ઘણા કાર્યકર્તાઓ પણ જોડાયા. અલગ અલગ ટુકડીઓમાં બધા ગામડાઓમાં ગયા અને ત્યાં ગામના લોકો અને વિકાસ કાર્ય સાથે જોડાયેલા લોકો સાથે વિકાસ કાર્ય અને ગામની પરિસ્થિતિ ઉપર વિસ્તૃત ચર્ચાઓ કરી. ખાસ આ વિકાસના કામોથી તેમની આર્થિક અને સામાજીક પરિસ્થિતિમાં થયેલ પરિવર્તન ઉપર તેઓની સાથે ચર્ચા કરવામાં આવી. આ મોડેલ દ્વારા આદિવાસીઓ એ પોતે ચલાવેલ વિવિધ કાર્યો, વિવિધ યોજનાઓ તેમજ અલગ અલગ આત્મનિર્ભરતાના પ્રયોગો પ્રત્યક્ષ રીતે જોઇ તે વિશે આ તજજ્ઞોએ ગામના લોકો સાથે ખૂબજ સારી ચર્ચા ઓ કરી.

અંતિમ દિવસે બધાજ તજજ્ઞો તેમજ ભાષા, આદિવાસી અકાદમી તેમજ ગ્રામ વિકાસ કેન્દ્રોના કાયકર્તાઓ વડોદરા ખાતે મળ્યા. જેમાં આગલા દિવસે લીધેલ મુલાકાત બાદ વિકાસના મોડેલને આગળ ધપાવવા માટે આયોજન કરવામાં આવ્યાં. તજજ્ઞોએ પોતાની ગામડાની મુલાકાતના અનુભવો પ્રસ્તુત કર્યાં. સાથે સાથે કાર્યકર્તાઓ સાથે આ વિકાસના કાર્યોમાં રહેલ ખામી સુધારી, આ કાર્ય વધુ સારી રીતે આગળ ધપાવી શકાય તે વિશે ચર્ચા વિચારણાઓ કરી. ખાસ આ ચર્ચાઓ દ્વારા ગામડામાં કામ કરતાં કાર્યકર્તાઓનો ઉત્સાહમાં વધારો થયો અને તેઓને લાગ્યું કે તેમના દ્વારા ચલાવવામાં આવેલ આ વિકાસ મોડેલને જોવા, જાણવાં અને તેને વધુ સારી રીતે આગળ ધપાવવામાં માટેના આયોજન માટે દેશભર થી લોકોએ આવી તેઓની સાથે ચર્ચાઓ કરી. આવું પહેલાં કદીયે બન્યું ન હતું. આથી તેઓને આ કાર્ય આગળ ધપાવવા માટે પ્રોત્સાહન ખૂબજ મળ્યું.

# ભાષા-પત્ર
**એપ્રિલ ૨૦૦૭**

### વસાવા જિતેન્દ્ર

પ્રિય, ભાષા-મિત્રને નમસ્કાર.

મારા આદિવાસીપણાનાં આ અવાજને શ્રી કાનજીભાઈ પટેલની આંતરચેતના પારખી ગઈ છે; પીછાણી ગઇ છે. નહિંતર, આદિવાસીની મૂંઝવણો, આદિવાસીની સમસ્યાઓનો આટલો બહોળો વિચાર આપ-આદિવાસીને પણ આવવો મુશ્કેલ છે. આદિવાસીઓનાં આવાં પ્રશ્નોનાં મૂળમાં જઇને અભ્યાસો થાય; અહીં જે જે મુદ્દાઓની વાત થઇ છે એમના ઉપર સમગ્રલક્ષી ચર્ચા-વિચારણાં થાય તો આ પત્રનું ફળ પ્રાપ્ત થયાનો શ્રેય પ્રાપ્ત થાય. અને એનાં માટે ભાષા પત્ર માર્ચ ૨૦૦૭માં સમાવેલા કુલ ૧૮ જેટલા મુદ્દાઓ ઉપર ફરીથી દરેક મુદ્દાનું એક-એક 'ભાષા-પત્ર' નીકળે એવો મારો વિચાર છે.

જો એવું થશે તો આ દરેક મુદ્દાની સ્પષ્ટતા, એ મુદ્દાનો મૂળ આધાર સમગ્ર આદિવાસીઓને મળી રહેશે. તો મને વાંચ્યાનો સંતોષ પ્રાપ્ત થશે. અને આ પ્રજાને પોતાનો સાચપણાંનો ઇતિહાસ મળી રહેશે.

પ્રિય ભાષા-મિત્ર,

ગયા ભાષા-પત્રમાં આદિવાસીના દુઃખને જાણવા અને એને મારવા વિશે થોડી વાતો કરી હતી એનો ઈલમ ઝાલવા વિશે કહ્યું હતું. આદિવાસીની પરિસ્થિતિ, દુનિયાની દ્રષ્ટિની ય વાતો કરી.

આજે એને વધુ આગળ પાછળ જઇ આખી વાતને વધુ સમજવા પ્રયત્ન કરીએ.

કુદરતના છાંયે શરૂ થયેલી માણસના જીવનની ઘરની સમાજની, સંસ્કૃતિની યાત્રા આ પ્રકારે રહી છે.

ગુફા, છાપરું, ફળિયુ, ગામ, નગર, મહાનગર.

આજ ને ?

ડુંગર અને સપાટ, મેદાનભૂમિએ માણસના જીવનમાં ઘણો મોટો ભાગ ભજવ્યો છે. ડુંગરોમાં રહે અને ઝંઝટવિનાનું જીવન જીવે એને આદિવાસી કહે છે. ડુંગર-જંગલમાંથી બહાર આવી સપાટ ભૂમિ પર વસેલાંને નગરવાસી, નાગરિક તરીકે ઓળખવામાં આવે છે. મૂળે બધું એક હતું -એ કહેવું પડે એવું તો નથી. છતાં ફરીને કહેવું પડે છે. સપાટ ભૂમિ પર આવેલાંએ ખેતી, ઉદ્યોગ, વિજ્ઞાન વિકસાવ્યાં. પણ ડુંગરમાં રહેનારાંએ પોતાની રીતે ખેતી, ઉદ્યોગ, સંસ્કૃતિ વિકસાવ્યાં જ છે. મેદાનવાળાંએ બધી સંપત્તિને કાબૂમાં રાખવાની તરકીબો સૂક્ષ્મ રીતે વિકસાવી. નગર, મહાનગરમાં રહેતા લોકોએ સંગ્રહવાદી જીવન પધ્ધતિ બનાવી. નગરના ચિંતનશીલ લોકો જંગલના કિનારે જીવનનાં સત્ય સમજવા ગયા અને સાહિત્ય રચ્યું. એ માટે ડુંગરવાસી-આદિવાસીનું

બધું જાણીને અંકે કરી લીધુ. એ દીવા જેવું છે કે ડુંગરવાળા-આદિવાસી પોતાની મેળે કોઇને કનડયા વગર જીવવામાં માને છે. એની પાસે શાંતિ છે. ઉધમાત નથી. એની સરળતા, નિર્દોષતાને નગરવાળા મૂર્ખતા, જડતા, પછાતપણા અને સ્થગિતતા માને છે. નગરવાળા એને 'સુધારવો' જોઇએ એમ માને છે.

હવે આમાં આ અને તે એવી જ વાત છે ને ? સમજવા માટે આ રીતે વાત કરીએ - મેદાનવાળા તરફી બોલીએ તો ડુંગરવાળા 'તે' કહેવાય ને ડુંગરવાળા તરફી બોલીએ તો મેદાનવાળા 'તે' કહેવાય. આ જૂદાગરું ટળે તો ન્યાયની શકયતા ઊભી થાય.

બધા હકીકતે એક છે એ સૌ જાણે છે તો પણ આ વાતો કરવી આજે અનિવાર્ય કેમ બની છે? સપાટભૂમિવાળાં ડુંગરાવાળાંની ચીજોને યેન કેન પ્રકારેણ લઇ લેવામાં મંડેલાં છે. એ દેખીતું છે. ડુંગરાવાળાં તો ડુંગરમાં ઠરીને શાંતિથી રહેવા મળે એનાથી વધારે ઇચ્છતા નથી. પરિસ્થિતિઓ એમ રચાતી જાય છે કે ડુંગરાવાળા શાંતિથી જીવવા ચાહે તોય દુનિયાનો પ્રવાહ એને એમ જીવવા દેતો નથી.

મેદાનવાળા ને એમની સરકારો ડુંગરાવાળાનો ડુંગર જોર વાપરીને નમાવીને લઇ લેવા ચાહે છે. જંગલ, જળ, જમીનને જો ડુંગરવાળાં 'અમારાં છે' એમ કહે તો મેદાન વાળાં રાડારાડ કરી મુકે છે.

આ ખેંચતાણનો અંત ખરો ?

આ ઝઘડો મટશે ?

કોણ મટાડશે ?

ઝઘડો મટાડવાવાળાં બધી હકીકતોને ધ્યાનમાં રાખશે ? એ તો મન ફાવે એનેજ ધ્યાનમાંરાખશે ને વળી બાહુ, બુદ્ધિ બળથીડુંગરાવાળાને હરાવવા તત્પર છે.

વિકાસ માટે મચેલી બૂમરાણ, કાગારોળમાં કોઇ હકીકતોને સાંભળવા કોઈ તૈયાર છે ? વહીવટ, ન્યાય, સાધનો, સુરક્ષાબળ ને બુદ્ધિ સંપદામેદાની-માનસના કાબૂમાં છે.

અધ્યાત્મ, ધર્મ, સંચયની યુક્તિ, સંસ્કૃતિ બધાનો કાંટાળો એવો ગોટો બન્યો છે, એના દાંતા એકમેકમાં એવા ચૂસ્ત બેઠા છે 'સ્વ' રક્ષણની યુદ્ધ બૂમ વારેવારે ઊઠે છે, કાયમની બૂમ ઊઠેલી જ હોય છે.

આ બધામાં ડુંગરાવાળાં સામું કોણ જૂએ ?

સાંભળવાની વાત તો પછી.

ન્યાયની વાત કદી થશે ?

આવું કમઠાણ બાઝ્યું છે.

પોતાની વાત ડુંગરવાળાએ અસરકારક રીતે કહેવાનો સમય ક્યારનો પાકી ગયો છે.

સમયના ભાનપૂર્વક પોતાની વાતો, સંભળાય એ રીતે ડુંગરાવાળાં કરી શકશે ? એમની સામેનો બધો વિપરિત વ્યવહાર ખાળવા કેવી રીતે ?

રાજયના, સમાજના મજૂર તરીકે આદિવાસીને આજે તો માની લેવાયો છે. અજ્ઞાન, વ્યસન, જડતા,

નિરક્ષરતા જ આદિવાસી માટેના પર્યાયો તરીકે મેદાની સમાજે ઘડી કાઢ્યા છે.

ક્યારેક બસમાં મુસાફરી કરતાં આદિવાસી ભાઈ બેનો બાળકો બસમાં દાણા દૂણી, વાસણ કૂસણનાં પોટકાં ભેગા ત્રીકમ પાવડા ને તગારાં લઇને ચઢતાં જોયાં છે. બસના બીજા મુસાફરોનાં નાકનાં ટેરવાં ચઢી જાય છે, સાડલાથી નાક ઢાંકી દેવાય છે ને બે સીટ પર બેઠેલાં બે જણ પહોળાં થઇને ત્રણની જેમ બેસે છે. જીવતરની વખરી લઇને ફરતાંઆદિવાસીને બસમાં બેસવાનું આકરું થઇ પડે છે. કંડક્ટરને બસનાં બીજાંમુસાફરો એ નવી જ જમાતને આવકારવા તૈયાર નથી એવું સ્પષ્ટ દેખાય છે.

'આ સામાન અહીં વચ્ચે કયાં મૂક્યો છે ? ચાલો હટાવો અહીંથી' એ સામાનના ઢગલા પર, ઢગલાને અઢેલીને એ બેસે છે.

બસ ચાલે છે. બે ચાર કલાક પછી સ્ટેશન આવ્યે એ ઊતરે છે ને બીજાં બસવાળાંને રાહત થાય છે. 'હાશ. આ જ્યાં જુઓ તો રવડતાં જોવા મળે છે.' જીવ નિકળી જાય એમની સાથે બેસતાં ઊઠતાં.' આ દશ્ય, આવી પ્રતિક્રિયાઓ દરેક બસમાં, ટ્રેનમાં જોવા સાંભળવા મળે છે. આવી પ્રતિક્રિયાનો આદિવાસી પાસે કોઈ જ જવાબ નથી.

ક્યારેક એમની સાથે વાત કરતાં ખબર પડે છે 'અમારા માણસ ને તમારા માણસ' એમ એ કહે છે, ક્યારેક જ કરી કહી શકે છે. એટલી મોટી દિવાલો, અણગમાનાં તીરછાં તીર. કેવું કેવું થતું હશે એ મસ્તકોમાં.

આ દશ્યનું વર્ણન કરવું ખરે જ અકારું છે, પણ આ દશ્ય સર્વત્ર દેખાતું હોઈને કહેવાથી કંઇ થઇ શકે એવી સમજે આ કહ્યું છે.

આ સ્થિતિ બદલાશે ? કેવી રીતે બદલાશે ?

એનાં આભુષણો, ગૃહવ્યવસ્થા, ગાન-નાચ-વાદન, મેળા, વિધિ વાર્તા બધામાં ઊંડી સમજ છે એમ કહી વખાણીને વાત પૂરી નથી થવાની.

કોઇ સરકારી કચેરીમાં આદિવાસી જતો જોયો છે ? ત્યાં એની શી હાલત છે ? બજારમાં દુકાને એને જોયો છે ? નિશાળમાં આદિવાસી બાળકને ભણતું જોયું છે ? કેવું દશ્ય ઉભું થાય છે ? આજે ય આવું કેમ છે ? આટલા મોટા, આટલા શાંત માનવસમૂહ સાથે આ સમયમાં આવું ચાલે છે એનો શું કોઇ રસ્તો નથી ? એના મેળાઓ પોલીસ દ્વારા, બીજાં સરકારી ખાતાં દ્વારા આડકતરી અગવડો, અવરોધો ઉભાં કરી બંધ કરવામાં આવી રહ્યા છે. કાયદો-વ્યવસ્થાના નામે અવિધિસરના આદેશોથી એની સ્વતંત્રતા ઘટાડી દેવામાં આવી છે. સ્વાભાવિક આનંદના માર્ગો આદિવાસી પાસેથી લઇ લેવાયા છે એનો જવાબ કેવો આવશે ? એથી આકરો રસ્તો લેશે તો એની સામે કાયદો આકરો થશે. આ બધી પજવણી છે. આ પજવણી કરતું માનસ શું છે ? કેમ છે ?

કશું ન બોલતા, કોઇ પરેશાની ન કરતા નિર્દોષ માનવોને થતી આ પજવણી વરસોથી ચાલી આવે છે. એને આદિવાસી માફ કરી દે છે. એના દાબ એ મનમાં સંઘરતો જાય છે. પોતાનાં ભાઈભાડુંને બાળકોને એ વિશે કશું કહેતો હશે ?

આ બધા સવાલ એના વર્તમાન અને ભાવિ જીવનની ચિંતામાં થી પેદા થાય છે.

અરે ભાઈ, બધું આદિવાસીને લખી આપ્યું તોય શેની બૂમો પાડો છો ? એને જંગલ આપ્યા. સ્થળાંતર આપ્યાં, વિસ્થાપન આપ્યાં, અનામત આપી, યોજનાઓ આપી તો દીધી, હવે કાંઈ બાકી રહે છે ?

એને જંગલમાં રહેવું હોયતો જંગલમાં રહે. શહેરમાં નોંધારા રહેવુંહોય તો એમ રહે. ભણવું હોય તો ભણે. એને ઘણો 'સુધારી' દીધો છે. હવે આપ મેળે 'સુધરવું' હોય એટલું 'સુધરે.'

કેટલું નાણું, સરકારી તીજોરીમાંથી ખાલી થયું તો ય સ્થિતિમાં ફેર ના પડે તો અમે શું કરીએ ? કહેવાવાળા એવું ય કહેશે.

દેશના વિકાસમાં એનો સૂર શું આ રીતે લેવાશે ? દયા, રહેમની વાતો ક્યાં સુધી ચાલશે ? આદિવાસી જે શરતે, જે રીતે પોતાની વિકાસ પદ્ધતિ ગોઠવવા માગતો હોય એ રીતે થવા દેવું જોઈએ. લાખો વરસોથી કુદરતનાં સાધનો વાપર્યાં. પણ દુનિયાના લોભથી એ સાધનો ય ખૂટવા આવ્યાં.આદિવાસીના રહેવાના ઠામ પર સરકાર અને બળિયો સમાજ તૂટે ત્યારે એ કયાં જાય?

ઘણું કહ્યું. સો વાતની એક વાત. આ જે કઇં બચ્યું છે, આ જેટલાં બચ્યાં છે એમને એમની રીતે પોતાનો નિર્ણય, અમલ કરવાની છૂટ હોય.

એવી છૂટ તો સરકારે કયારનીય કાયદા કરીને આપી છે. તો બીજી કંઇ છૂટ ? પોતાની રીતે પોતાના વિસ્તારોની વ્યવસ્થા પંચાયતથી નિર્ણયો કરવાનો અધિકાર છે પણ એના વાસ્તવિક અમલની આડે આવતા તમામ અવરોધો પ્રામાણિકતાથી સરકાર દૂર કરે એની જ રાહ જોવાની છે કે સરકાર પરદા પાછળ જાય.

એક હાથે આપવું ને બીજા હાથે પાછું લઇ લેવાનું આ કાગળિયાની સરકારો કર્યા કરે છે. એક કાગળિયું બીજા કાગળિયાને કાપે આ બધાં કાગળિયાં ઉપર તંત્રવાળાના મગજમાં વગર લખાયેલું કાગળિયું છે એ કાગળિયું કયારે મટશે ? પહેલા એ મટાડીએ.

એ મટશે તો સરકાર સુધરશે. આદિવાસી મામલે સરકારને બગાડનારાં સુધરશે.

પહેલાં એ મટાડીએ

એને સુધારીએ.

કાનજી પટેલ

# ભાષા-પત્ર
**માર્ચ ૨૦૦૭**

પ્રિય ભાષા-મિત્ર,

ભાષા-પત્રમાં વિવિધ વિચારો, આદિવાસી જગત વિશેના સવાલોની ચર્ચા ચાલે છે. થોડા વખત પહેલાં આદિવાસી યુવક-યુવતી સાથે વાતો કરતાં આદિવાસીની મુંઝવણો, અન્યાયો વિશે ખાસું જાણવા મળ્યું. એમાંથી કેટલીક વાતો આ પ્રમાણે છે :

આદિવાસીની ચિંતા છે કે :

- ❖ એમાં જંગલ ઝડપથી સંકોચાઈ રહ્યા છે.
- ❖ શક્તિમંત સમાજ આરોપ કરે છે કે આદિવાસી જંગલને કાપે છે.
- ❖ કેમ કોઇ માનવા તૈયાર નથી કે આ જંગલને તો સરકારી તંત્ર અને વેપારીઓ કાપે છે.
- ❖ બહારની દુનિયા એને 'પછાત' શા માટે ગણે છે ?
- ❖ ભણતરમાં એનાં સંસ્કૃતિ, ઇતિહાસ વિશે ન્યાયપૂર્ણ રજૂઆત ક્યારેય થશે ખરી ?
- ❖ વિકાસનાં સાધનો એને જલદી મળશે ?
- ❖ અંગ્રેજ રાજ અને અત્યારના લોકશાહી ભારતના રાજમાં જરા ય ફેર કેમ નથી ? હવે સ્વરાજ આવ્યું છે તો ય એની એ જ સ્થિતિ છે.
- ❖ સ્થળાંતરના કારણે આદિવાસીની શક્તિ વેરવિખેર થાય છે.
- ❖ અનેક પ્રકારે શોષણ થાય છે. આદિવાસીને કાયમી છેવાડે રાખવાનું પાકું થતું જાય છે.
- ❖ પહેલાં ખ્રિસ્તી, ઇસ્લામી અને હવે હિન્દુ પ્રચાર આદિવાસી સમુદાયોમાં વધ્યા છે. આની સામે શું કહેવું ? કેવી રીતે કહેવું ?
- ❖ આદિવાસીને 'વનવાસી' કહીને તેના 'આદિ'પણાને ભૂંસવાનો પ્રયત્ન વેગવાન બન્યો છે.

  સાચું તો એ છે કે :

- ❖ જંગલ કાપનાર તો સરકારો અને વેપારીઓ છે.
- ❖ જે ઓછામાં ઓછું વાપરે, કોઇને કનડે નહિ એનો વિવેક આદિવાસીમાં છે.
- ❖ સ્થળાંતર કોઇ સરકાર રોકે એવું બને નહિ કારણ કે વિકાસ, શહેરીકરણ વિ. સરકારને ગમતા વિષયો છે. વિકાસમાં શ્રમિક તરીકે આદિવાસી ને સરકાર-સમાજ ઉપયોગી સમજે છે.
- ❖ જંગલ-મેદાનની સંસ્કૃતિઓના સંઘર્ષો મેદાનના સાહિત્યમાં મેદાનની રીતે આલેખાયા છે. એમાં જંગલવાળાને અબુધ પ્રાણી ગણવામાં આવ્યો છે.

- ❖ સરકારી વિકાસનાં સાધનો અત્યારે એને મળી રહ્યાં છે એનાથી બમણાં સાધનો મેળવવા દસગણી શક્તિ વધારવી પડશે.
- ❖ અંગ્રેજો તો 'બહાર'ના હતા એટલે 'હિંદ છોડો' કહીને કાઢી મૂક્યા પણ આ પેટમાંથી પેદા થયેલા, આપણા તો શાસ્ત્રો, પુરાણો, ચાતુર્વર્ણના, જ્ઞાતિ વ્યવસ્થાનાં દશ્ય અને અદશ્ય હથિયારોથી સજ્જ છે.
- ❖ આદિવાસી એ આદિવાસી કે 'વનવાસી' એવો શબ્દફેર કરવાથી તથ્યફેર થઇ જાય, એને સ્વીકાર જ શકાય.

છેલ્લાં પાંચસો હજાર વર્ષોમાં વિવિધ બળવાન, સત્તાવાન જ્ઞાતિ સમૂહોમાં આદિવાસી ખેંચાવા લાગ્યો છે. જૂની અટકો બદલીને એ ક્ષત્રિય, પટેલ, ભાઇબંધ, બારિયા વિ. અટકો ધારણ કરીને નવી જ્ઞાતિઓમાં સ્થાન પામી રહ્યો છે. વિવિધ ધર્મ સંપ્રદાયો મારફતે ઉપરોક્ત જ્ઞાતિઓ ભેગા બેસવાના આકર્ષણથી એ તેમ કરી રહ્યા છે, આ બધો ખોટનો ધંધો છે. એવી જ્ઞાતિઓમાં બેસીને એનો કશો ઉધ્ધાર થશે નહિ. જંગલ, જમીન અને સમગ્ર જંગલની સંપત્તિ તેમજ માનવ અધિકારના પ્રશ્નો જ્ઞાતિ વ્યવસ્થા, સરકારીતંત્રની જ્ઞાતિ વ્યવસ્થા સાથે ગૂંચવાઇ ગયા છે. આદિવાસી પોતાના અધિકારો વિશે બોલે એની કોઈ અસર વરતાતી નથી. જ્ઞાતિ અને રાજ્યનો હિત સંબંધ એવો દઢ છે કે એ બેની વચ્ચે આદિવાસીને પેસવાની જગા નથી.

જો કોઇ વ્યક્તિ, સ્વયંસેવી સંસ્થા કે આદિવાસીનું પોતાનું સંગઠન જંગલ, જમીન કે સમસ્ત આદિવાસી અધિકાર બાબતે કશું કહે તો સમાજની શાંતિ, સમરસતા જોખમમાં આવી ગઇ એમ સરકાર-સમાજ માની લે છે. રાજ્યની વ્યાખ્યા ભાષા, જ્ઞાતિ, ઉદ્યોગ-સંપત્તિ વિકાસ દર્શન વિ. ના પાયા પર બંધાય છે. આજ દિન સુધી આદિવાસીનો સ્વર આ વ્યાખ્યામાં આવ્યો નથી. એનાં ભાષા, સાહિત્ય, કળા જીવનરીતિ કશાને રાજ્ય કે સરકારી-સમાજ સ્વીકારતો નથી.

દેશમાં, મુખ્યધારા કે સરકારી-સમાજ કે બળવાન જ્ઞાતિ સમાજના જાળામાં આખો સમાજ એવો તો અટવાયો છે કે આદિવાસીએ સમાજને રાહ ચિંધવા પોતાના પ્રયોગો કરવા પડશે.

આ પ્રયોગોની શરૂઆત તેજગઢની આદિવાસી અકાદમીએ કરી દીધી છે. એમાં ભણેલાં સહુ આદિવાસી સમાજને ભૂખ, ભય, દેવું, રોગ, શિક્ષણ-અભાવથી મુક્ત કરવા સંકલ્પ કરે છે. આ અકાદમી આદિવાસીનો પોતાનો અવાજ છે. પોતાની હિંમતનું સાહસ છે. મૌન છોડીને બોલવા અને કર્મ કરવાની શરૂઆત છે.

આદિવાસીએ પોતાની રીતે વિકાસ કેવી રીતે કરવો એનું ભણતર ત્યાં શરૂ થયું છે. અકાદમીમાં ઉત્સાહ, પ્રતિભા અને સમજથી ભરેલાં યુવક-યુવતી જોડાતાં જાય એ જોવાનું કાર્ય સૌનું છે.

સ્થળાંતર વિનાનાં, રોગ વિનાનાં, ઝઘડા વિનાનાં, ભૂખ વગરનાં, નિરક્ષરતા વિનાનાં ગામ ઉભાં કરવાનો કિમિયો આદિવાસી અકાદમીમાં છે. આપણાં સંસાધનો, સાધનો, આપણા નિશ્ચયમાં છે. કોઇના વિરોધ માટે નહિ પણ આપણા વિકાસ, સુખ માટે અત્યારના સંજોગોમાં આપણી એકતા કરીએ. આપણી એકતા સમજપૂર્વકની હોય.

અનેક આક્રમણો આદિવાસી પર થયાં છે. એની સામે વળતો જવાબ આપ્યો હતો. આજના આક્રમણનું સ્વરૂપ

સુક્ષ્મ છે. આક્રમણ કરનાર કોણ છે એ પકડીને કહી શકાતું નથી. ધર્મો, રાજ્ય, સરકારી-સમાજ, જ્ઞાતિ વ્યવસ્થાની પીઠે ચઢીને વૈશ્વીકરણ, ઉદારીકરણની સવારી આવે છે. ધર્મ, રાજ્ય વિ. બધા આપણા ભાઈ, કાકા-પિતરાઇના વેશમાં છે. આપણે આપણો બંધારણે આપેલા અધિકારો, કુદરતે આપેલા અધિકારો વિશે જાણવું ને બોલવું પડશે. ભણતર સાથે આવું ગણતર પણ કરવું પડશે. બહારના મિત્રો જે કાંઇ કરશે તો ઓછું જ પડશે. આપણા પોતાનામાં જોર નહિ હોય તો, કાચા પડીશું તો, હિંસાવાદી, નકસલવાદી, ધર્મના દુશ્મન, રાજ્યના દુશ્મન એવી અનેક ગાળો પડશે. આવી ગાળો અનેકને મળી છે.

આપણા જંગલને, ગામને મજબૂત, સમૃધ્ધ કરવા ગામમાં જ કામ ધંધા ઉભા કરવા પડશે. ખેતી, પશુપાલન, વિવિધ કુટીર ઉદ્યોગ, સહકારી બચત મંડળીઓ વિ. આપણાં હથિયાર હશે. આપણી બદીઓને ઓળખી લેવી પડશે. આપણી ઓળખ આપતું ભણતર લેવું પડશે.

ટ્રાયબલ સબપ્લાનની મદદ, અનામત, સબસીડી વિ. સરકારી સહાયો ગમે તેમ તો ય બહારની કહેવાય. એ લેવા માટે બદલામાં આપણે ઘણી મોટી કિંમત ચૂકવવી પડે છે. એ બધું છોડવાનો પણ વારો આવે. સરકારી મદદના સો રૂપિયામાંથી એક રૂપિયો આદિવાસીના છાપરે આવે એ લઇને ય શું વળશે ?

કોઇ હિંસા, ગાળ, તિરસ્કાર વિના આપણે જંગલનાં વાસી દસ વરસ આપણા જાગરણ અને ભણતર, ઘડતરના કામમાં લાગી જઇએ. હજારો વર્ષો સુધી વેઠ્યું છે. આપણી સહનશક્તિ અનેક વાર કસોટીએ ચઢી છે.

અત્યારે જે દલિત સમુદાય છે તેને, જ્ઞાતિ સમાજનાં પરિબળોએ, અન્યાયથી પેદા કર્યો છે. આદિવાસીની પણ એવી સ્થિતિ ન થાય એ માટે આપણે જાગીએ, જાણીએ ને યત્ન શરૂ કરીએ.

કેવી રીતે ?

શિક્ષણ લઇએ.
એક થઇએ.
સમજીને સંઘર્ષ કરીએ.
આપણું દુ:ખ હજારો વરસ જૂનું છે.
દુ:ખ વધતું જાય છે.
દુ:ખને નહિ મારીએ તો
દુ:ખ આપણને મારશે.
દુ:ખને જાણુ છું અને મારવું
શું અશક્ય છે ?

મિત્રો, આ વાતે વળતો ઉત્તર કરજો. આ સંવાદ માંડયો છે. દુ:ખને જાણ્યાનો, દુ:ખને ડામવાનો.

સંવાદમાં મળીશું ને ?

**કાનજી પટેલ**

# ભાષા-પત્ર
**ફેબ્રુઆરી ૨૦૦૭**

ભાષા આંદોલનમાં જોડાયેલ પ્રિય મિત્ર,

૨૦૦૭ સુધી આવી ગયા. ૨૦૦૨ થી ૨૦૦૭, ૫ વર્ષનો પ્રવાસ. ૨૦૦૨ માં વડોદરા ઓફિસમાં અને મારા ઘરે, તેમજ તેજગઢના મહુડા નીચે ચર્ચા થયેલી તે વખતે આત્મનિર્ભરતા માટે ગ્રામ વિકાસ કેન્દ્ર સ્થાપન કરવાની વાત હતી. દરેકના મનમાં જાતજાતની આશંકા. હું વિચારતો હતો કે આ વિદ્યાર્થીઓને ભણતર આપી, પણ ભણતરનો જે મુખ્ય મુદ્દો, એ એમના ગળે ઉતર્યો છે કે નહી ? વિદ્યાર્થીઓના મનમાં તેઓના ભાવી વિષેની આશંકા. ૨૦૦૨ જૂન મહિનામાં ગ્રામ વિકાસ કેન્દ્ર ધીમે ધીમે બાળકના પગલે ચાલવા માંડ્યા. નવા કેન્દ્રોની સ્થાપના થાય, અને તરત જ ૨-૩ મહિનામાં ઓફિસની જગ્યા બદલવાનો પ્રસંગ ઉભો થાય એવું પણ બન્યું. ઝોઝ કેન્દ્રની સ્થાપના ના દિવસે જ ઓફિસમાં જગ્યાનો પ્રશ્ન ઉભો થયો.

એક-બે એવા પ્રયત્નો કર્યા જેથી સમાજ સાથે ઝડપથી સમરસ થઇશું. ખાતર લાવ્યું વડોદરાના ગુજરાત રાજ્ય ખાતર નિગમ પાસેથી, સાથે સાથે જ સજીવ ખાતર પણ પહોંચી ગયું. એનું વિતરણ કરવામાં આવ્યું. પૈસા એકઠ્ઠા થતા વાર લાગી. આ વિષયમાં મારો આત્મવિશ્વાસ થોડો હળવો થયો. એકબારી વ્યવસ્થા નો પ્રયત્ન કર્યો. વડોદરાના જિલ્લા ખેડૂત સમિતીમાં અનાજ પહોચાડ્યું. તે માટે વ્યવસાયિક માર્ગદર્શન મેળવવાના હેતુથી એક અનુભવી અધિકારીની નિમણુંક કરી. પણ એ અનુભવી ભાઈની કામ કરવાની પદ્ધત આપણને અનુકુળ નહી નીવડી. પછી એમના થી વિદાયી લેવી પડી.

પંચમહાલમાં કામગિરીની શરૂઆત થઇ, પણ ત્યાં વિચરતી અને વિમુક્ત જનજાતીના પ્રશ્નો વધારે મહત્વના બન્યાં. પાનવડ કેન્દ્રમાં સૌથી વધારે કામગિરી ચાલતી હતી, પણ કવાંટ સુધી એ પહોંચશે કે કેમ તેનો અંદાજ આવતો ન હતો. સ્ત્રી કાર્યકર્તા ને કામગિરીમાં શામીલ કરવું કે નહી કરવું તે વિશે પણ મનમાં પ્રશ્નો હતા. એમની સલામતીની શું વ્યવસ્થા કરવી ? તેની નક્કી કલ્પના હતી નહી. અમુક એક-બે કાર્યકર્તાને પાણીની મંડળીની કામગિરી સોપેલી. તેમાં પોતે થઇ કોઇ અન્ય વ્યક્તી શામીલ થવા માગતા હતા. તે વ્યક્તિના અનુભવ પ્રમાણમાં અસંતોષકારક રહ્યા. મધમાખી પાલન ની કામગિરી શરૂ કરી. સરકારને સાથે લઇ આ કામગીરી કરવાની હતી. સરકાર સાથે કામ કરતી વખતે જે પરિસ્થિતી અનુભવી પડે છે, તેવા બધા અનુભવો ફાળે આવ્યા. કઇ દિશામાં કામ કરવું, કયા પદ્ધતીથી કામ કરવું, પ્રશ્નો અનેક રહ્યા.

કાર્યકર્તાઓ સાથે ચર્ચા થતી ગઈ. મને જે વ્યાજબી લાગ્યું એવા એ પ્રકારના પ્રશિક્ષણની વ્યવસ્થા કરતો ગયો. કાર્યકર્તાનું માળખું ગોઠવવા પ્રયત્ન કર્યો. ગ્રામ વિકાસ કેન્દ્રની સમરચના વિશે લખાણ રૂપમાં કશુંક લખ્યું પણ. જે કાર્યકર્તાઓને પ્રોજેક્ટ્સ ની જવાબદારી આપી તે કાર્યકર્તા અને જેમને ગ્રામ વિકાસ કેન્દ્રની જવાબદારી આપી તેવા કાર્યકર્તા, આ બંને વચ્ચે સુસંવાદ જાળવી રાખવાનો પ્રયત્ન કરતો રહ્યો. અમુક કાર્યકર્તાના દિમાગમાં 'શિસ્ત' શબ્દનો અર્થ 'કોઈ ઓફિસ ની શિસ્ત' જેવો રહ્યો હતો એ જોવા મળ્યું, એટલે કે જે જવાબદારી સોપેલી છે માત્ર તેટલીજ જવાબદારી નિભાવવી અને અન્ય કોઇ જવાબદારી પોતાની નથી જ

એવું માનતું રહેવું.

રોજે સાંજે મારા ઘરના અગાસીમાં ઉભા રહી રાતના આકાશમાં નક્ષત્રને તારા જોતો હતો. આ એકદમ અનુભવ વિનાના અને નવા છોકરાઓને આત્મનિર્ભરતા નો અર્થ અને આઝાદ વૃત્તીથી કામ કરવાની ટેવ કઈ રીતે સમજાવવી તેનો વિચાર કરતો હતો. થોડા સમય માટે સવારે ૯ વાગે ટેલીફોન દ્વારા રિપોર્ટ કરવાની પદ્ધતી શરૂ કરી. આ પદ્ધતી અસરકારક થતી નથી એ જાણ્યા પછી તેનો આગ્રહ હું રાખ્યો નહી. કાર્યકર્તા વચ્ચે જયારે 'તારુ' અને 'મારું' એવા પ્રકારની હરીફાઈ ચાલતી જોવા મળી ત્યારે હું કોઈકને સખત શબ્દોમાં વખોડયું નહી. હું વિચાર્યુ, કે થોડો સમય દરકને આપીયે તો જેતે પોતાના મેળેજ પરિપકવ ને સભાન બની જશે.

કામ માટે નાણા આપનારી સંસ્થાઓ અને મારા અન્ય મિત્રો કયારે કયારે આ વિશે પર મારી સાથે ચર્ચા કરતા હતા. તેઓને હું કહેતો કે આ એક પ્રયોગ છે અને પ્રકલ્પ નથી. આ પ્રયોગમાં માનવી નો સુધાર અને સમાજના સુધાર મહત્વના છે, 'લક્ષ્યાંક' અને 'લાભાર્થી' એવા શબ્દોથી અમારા કાર્યનું મુલ્યમાપન નહી કરવું જોઈએ. બીજે તરફ રાજકીય વિચારધારાના મિત્રો મને પુછતા રહ્યા કે આટલા બધા કાર્યકર્તા સાથે જોડાયેલા છે તો રાજકીય પ્રવૃત્તીમાં સંસ્થાનું જોડાણ કેમ નથી થયું ? હું એ પ્રશ્નનો જવાબ આપવો ટાળતો હતો. કારણ કે જે રીતે હું 'વિકાસ વિચાર' માં લખ્યું છે એ રીતે ''કોઇ પણ પાયાની સાંસ્કૃતિક પ્રવૃત્તી મુલતઃ રાજકીય જ હોય છે'', પણ એનો સત્તા સાથે કોઈ સંબંધ હોતો નથી. સત્તા ના રાજકારણ માટે આપના કાર્યકર્તા નથી, નહી હોવા જોઈએ. ખુબ પહેલાથી જ હું મનમાં નિશ્ચય કર્યો છે કે આધ્યાત્મિક સત પ્રવૃત્તીમાં રહેવું, પણ પરલોક પ્રાપ્તીમાટે નહી અને સમાજ કાર્યમાં રહેવું પણ સત્તા પ્રાપ્તી માટે નહી. સ્વર્ગ અને સત્તા થી દૂર રહી સમાજ સુધારાના કાર્ય કરવા. આપના દેશના સાંસ્કૃતિક પરંપરામાં એવા કાર્ય કરવા વાળા અનેક મહાત્મા થયેલ છે. કબીર, તુકારામ, નાનક, ગાંધી અને ગૌતમ બુદ્ધની આ પરંપરા રહેલી છે.

શરૂઆતના આશંકાના પરિસ્થિતીમાંથી, શરૂઆતના અનિશ્ચિતતાના પરિસ્થિતીમાંથી અને પ્રારંભના દિશાહીનતાના સંજોગોમાંથી, આ બધું કાર્ય અને આપણે બધા પસાર થયા. અને ધીમે ધીમે કાર્ય ને આકાર મળતો રહ્યો. આ આકાર મળ્યો તેનું શ્રેય માત્ર કોઇ એક વ્યકતીનું નથી. દરેકનો ફાળો એમા રહેલો છે. દરેક જણાએ કયારે કયારે ભૂલો પણ કરી, તેમજ દરેક જણાએ શિકસ્તના પ્રયન્ત પણ કર્યા. એક સામુદાયિક કાર્યપદ્ધતી ઉપસી આવી.

૧૧મી તારીખે છોટા ઉદેપુરમાં રિપોર્ટ લખાવવો, ત્યાં ચર્ચા કરવી, ભંડોળફળિયાનો મહાસંઘ રચવો, ચૈતન્ય ટ્રસ્ટ ઉભો કરવો, દર્દીઓની વિગત માટે સોફ્ટવેર બનાવી લેવું, અનૌપચારીક શાળાના ભણતરમાં યોગ્ય તે ફેરફાર કરવા એવા પ્રયોગો પોતે જ કાર્યકર્તા કરવા લાગ્યા. ક્યારે જ કોઈ પાસેથી વ્યવસ્થાપન ની ભણતર નહી મળેલી હોવા છતાય વ્યવસ્થાપન કરવા લાગ્યા. અને વ્યવસ્થાપનની ભણતર અન્ય કાર્યકર્તાઓને પણ આપતા ગયા. એક પછી એક ગ્રામ વિકાસ કેન્દ્રો ખુલતા ગયા. એક પછી એક ભંડોળ ફળિયા તૈયાર થતા ગયા. આજે એવા ભંડોળ ફળિયાની સંખ્યા ૧૫૦૦ ને પણ પાર કરી આગળ નીકળી છે. એક પછી એક ગામડાઓમાં કાર્યનો વિકાસ થતો ગયો. આજે એનો ફૈલાવ ૭૦૦ થી ૮૦૦ ગામડાઓમાં થઇ ચુકયો છે. વ્યવસ્થાપનનું માળખું વિકસીત થયું છે. 'તુ' અને 'હું' પણું સગળું ઓછું થતુ ગયું છે. જવાબદારીની સભાનતા વધી ગઈ છે.

આ બધુ અનુભવના આધારે ? કે પછી આપણા કાર્યકર્તાનું સમાજમાં બની રહેલું માનનું સ્થાન છે તેના લીધે ? કે આપણા પ્રયોગનો અનોખોપણ બોલી રહ્યું છે, તેના લીધે ?

શરૂઆતમાં હું જ્યારે ગ્રામ વિકાસ કેન્દ્રોની મુલાકાત લેવા જતો હતો ત્યારે મને લાગતું હતું કે દર દિવસે વિકાસ કેન્દ્રો સાથે જ સમય વિતાવીએ. કાર્યકર્તાઓ સાથે ચર્ચા કરતા રહીએ. ત્યાર પછી જોવા મળ્યું કે ચર્ચા કરવામાં અને મિટીંગ યોજવામાં ઘણીવાર સમયનો અપવ્યય થાય છે. લગભગ એક-દોઢ વરસ, નિશ્ચય કરી, ગ્રામ વિકાસ કેન્દ્રોની મુલાકાત લેવાનું ઓછુ કરતો ગયો. મારે જોવું હતું કે પોતે થઇ કેન્દ્રો કાર્યરત બને છે કે નહી ? પોતે થઇ તેઓના ભલા માટે કાર્યપદ્ધતીમાં ફેરફાર કરે છે કે નહી ? લગભગ ગયા દિવાળીના સમયે ખ્યાલ આવ્યો કે મનમાં જે ધાર્યું હતું તે દિશામાં ખાસા આગળ નીકળી આવ્યા છીએ. સાપુતારામાં બધાને એકઠા કરીને ચર્ચા કરી. આવતા દસ વરસના કાર્યનું આલેખન કર્યુ તે દિવસે હું દરેકને કીધું કે હું પુર્ણ સંતોષીત નથી. મારા એ કહેવાનો પણ ખુલાસો અહી લખવા માગું છું. હું માનુ છું કે જ્યાર સુધી હું પોતે મારા મનપર અને શરીરપર સંપૂર્ણ નિયંત્રણ નહી જાળવી શકું, ત્યાર સુધી આપણા કામમાં અમુક ખામી રહેવાની છે. આ વિચાર મારો નથી, મહાત્મા ગાંધીજીનો છે. પણ હું એ વિચારથી પૂર્ણ સહેમત રહેલો છું. પ્રયત્ન કરી રહ્યો છું કે આ દિશામાં હું કશુંક વધારે હાસીલ કરતો રહીશ.

ત્યાર પછી દરેક ગ્રામ વિકાસ કેન્દ્રની પૂર્ણ ગંભીરતાથી મુલાકાત લીધી. દરેક કેન્દ્રના કાર્યવિશે પૂરતી જાણકરી મેળવી લીધી. દરેક કેન્દ્રના પ્રશ્નો વિશે ચર્ચા પણ થઇ. પંચમહાલ વિસ્તારના કાર્યકર્તાઓએ પંચવાર્ષીક યોજના નું આલેખન કરવાનું નક્કી કર્યુ. ખુબ આનંદ થયો. સેલંબામાં ચાલતા કાર્ય વિશે મને થોડોક અસંતોષ રહેલો હતો. પણ હું ત્યા જોયું કે હેમંતભાઇ અને છીતુભાઈએ ઓફિસના ફાઈલની ગોઠવણ આટલી સરસ બનાવી છે કે તમામ ગ્રામ વિકાસ કેન્દ્રોના ફાઈલની ગોઠવણી હું એમના પર સોપી દીધી. મનમાં ચિંતા હતી એ દુર થઈ. ઝોઝ પાવીજેતપુર અને કવાંટ કેન્દ્રોએ જે કામ બતાવ્યું તેથી પ્રભાવિત થયો. મધ્યપ્રદેશના કેન્દ્રના પ્રશ્નો સમજી લીધા. ખાંટીયાવાંટ પહોચ્યો ત્યારે સાંજનો સમય થયો હતો. કાર્યકર્તાઓ સાથે ટુંકમાં વાત થઇ, પણ ત્યા પહેલાથી જ કામગિરી ને સારુ નેતૃત્વ મળતું રહ્યું, તેથી વધારે વિગત વાર ચર્ચા ના થઇ શકી તેનો ખેદ રહ્યો નથી.

આજે હું ગ્રામ વિકાસ કેન્દ્રના કાર્ય વિશે પૂર્ણતઃ સંતોષ અનુભવુ છું. આટલા મોટા પ્રમાણ પર આદિવાસી યુવક અને યુવતીઓ મળી સ્વનિર્ભરતાની વાત કરી રહ્યા છે, એ વાતને સંપૂર્ણ સમજી પોતાના જીવનમાં એ વાત આત્મસાત કરી રહ્યા છે, શહેરના જીવન પાછળ અને ખોટા વિકાસના ભ્રમમાં પોતાની જીંદગી વેડફાવતા નથી, સમાજ માં સુધારા કરવા માટે મથી રહ્યા છે, આ બધું મારા માટે મારા જીંદગીની એક અવર્ણનીય સફળતા રહેલી છે.

ગયા વરસે એપ્રિલ મહિનામાં કેન્દ્ર સરકારના અધિકારી આવ્યા હતા. આપણે બધાં એકઠાં થયા હતા. મારા આગ્રહથી દરેકે ખાદી ના સફેદ કપડા પણ પહેર્યા હતા. એ સફેદ ખાદીના વસ્ત્રોમાં આપણા બધાનું સંખ્યા બળ ખાસુ લાગતું હતું. ગયા મહિનામાં ગ્રામ વિકાસ કેન્દ્રોની જે કામગિરી જોવા મળી, તે જોતા આપણા બધાની સંખ્યા પ્રમાણથી વધારે નહી એવા નિર્ણય પર આવ્યો છું. મને લાગે છે કે લગભગ ૧૦૦થી ૧૫૦ વધારેના

કાર્યકર્તા આવતા ૩-૪ વરસમાં સાથે જોડાશે તો તે યોગ્ય જ રહેશે. આવતા આર્થિક વરસથી કેન્દ્ર સરકાર અકાદમીના શૈક્ષણિક કાર્યમાટે મદત કરતા થશે. જેથી એકેડમી વિશેની મારા દિમાગમાં રહેલી ચિંતા ખુબ ઓછી થવાની છે. ચૈતન્ય ટ્રસ્ટની ઉજવળ કામગિરી જોવા મળી, જેથી ચૈતન્ય ટ્રસ્ટ વિશેની પણ તેમજ ગ્રામ વિકાસ કેન્દ્રના ભાવી વિશે પણ મારા મનમાં ચિંતા નથી રહી. મને પુરતો વિશ્વાસ છે કે મારા મા રહેલી ખામી ઓછી કરવા માટેનું બળ મને તમારા યશસ્વી પ્રયોગથી મળતું રહેશે. મને ખાત્રી છે કે તમારા કાર્યમાં રહેલી ખામીઓને ઓછા કરવા માટે તમે મથતા રહેશો. મને ખાત્રી છે કે તમે હાથમાં લીધેલું સમાજ સુધારાનું મહાન પ્રયોગ આપણા દેશના ઇતિહાસમાં એક યશસ્વી પ્રયોગ તરીકે ગણાશે. ઇતિહાસ આ રીતે જ ઘડે છે. એક મહાનાયક ના બદલે ૧૦૦ સામાન્ય વ્યક્તી હોય તો સમાજ સુધારાનું કામ વધારે સારી રીતે થાય છે. આપણે બધા સામાન્ય બનીએ, 'હું' અને 'તુ' ના પરે થઇએ, માનવી બનવું જોઇએ. કારણ કે આપણો દેશ, આપણો સમાજ, અને ઇતિહાસ આપણા બધાની પ્રતિક્ષા કરતા રહેલા છે.

તમે જ્યાં પણ છો ત્યાં સારી સ્થિતિમાં હશો એવી આશા સાથે,

ગણેશદેવી

ગણેશ દેવી

# ભાષા-પત્ર
## જાન્યુઆરી ૨૦૦૭

પ્રિય ભાષા-પ્રેમી બિરાદરોં,

ઇસુના ૨૦૦૭ના વર્ષની શુભકામનાઓ. ઇસુનો મુખ્ય સંદેશો છે : પ્રેમનો. 'ભાષા'એ પણ પ્રેમના પાયા ઉપર માનવ સમાજની નવરચનાનું અભિયાન ચલાવેલું છે. ભાષા-આંદોલન દ્વારા પ્રેમમય, આનંદમય, સહજ અને સુખી સમાજનો નમૂનો પેશ કરવાના અથાક પ્રયત્નોમાં સફળતા મળે એવી પ્રેમભરી શુભેચ્છાઓ.

ગયા ડિસેમ્બરના છેલ્લા સપ્તાહમાં ભાષા પ્રેરિત 'ચૈતન્ય' ના નેજા નીચેનાં ઘણાંબધાં ગ્રામ વિકાસ કેન્દ્રો ધમધમી ઊઠયાં. ૨૦૦૬ના વર્ષનું સરવૈયું કાઢીને આગળનાં વર્ષોમાં; ખાસ તો ૨૦૦૭ના વર્ષમાં કરવાની કામગીરી તેમજ નવી યોજનાઓ માટેના મનોમંથન અને ચિંતનનો સિલસિલો ચાલ્યો.

કેટલાંક ગ્રામ વિકાસ કેન્દ્રોની મુલાકાતમાં ભાષામિત્ર તરીકે હું પણ જોડાયો. ૨૬-૧૨-૦૬ના રોજ પંચમહાલના વાંકોડા, નરોડા, દોડીયા અને ભોજેલા ગામોના સક્રિય કાર્યકરોની બેઠકોમાં ચાલેલી ચર્ચામાં ભાગ લેવાથી તેઓના વિચારો સમજવા મળ્યા. તા. ૩૦-૧૨-૦૬ના રોજ વડોદરા જિલ્લાનાં જેતપુર-પાવી અને રંગપુર વિકાસ કેન્દ્રો, ઉપરાંત, મધ્યપ્રદેશના જાંબવા જિલ્લાના અલિરાજપુરના વિકાસ કેન્દ્રના સાથીઓની ચર્ચા-વિચારણામાંથી પણ જાણવાનું મળ્યું. આ ચર્ચા-બેઠકોમાં નવા વિચારો, કાર્યક્રમો અને યોજનાઓના ચમકારા જોવા મળ્યા.

દરમ્યાન, ૨૭-૧૨-૦૬ના રોજ જનપથ સંસ્થાએ ગુજરાત ભરની વિચરતી જાતિઓના અમદાવાદ ખાતે રાખેલા સંમેલનમાં હાજરી આપવાથી, તે જાતિઓના દુખ-દર્દ, પ્રત્યક્ષ રીતે જાણી શકાયાં.

ભાષા-પત્રનાં ચાર પાનાની મર્યાદાને લઇ, બધા જ વિચારો પ્રસ્તુત કરવાનું શક્ય નથી. વળી, જે કેટલાંક વિચારો રજૂ કરી શકાય, તેની વિગતવાર છણાવટને બદલે, નાની સરખી ઝલક જોઇ જઇએ...

અવાર-નવાર શ્રી ગણેશભાઈ સાથે નિખાલસ સંવાદ થતો રહે છે. તેઓમાં તર્કને ધ્યાનથી સાંભળવાની ત્રેવડ છે. તેથી, તેઓએ ધ્યાનમાં લીધેલી મહત્ત્વની બાબતોનો અમલ તત્કાલ કરતા માલુમ પડે છે. તેઓ મને કડવી વાત કરવા માટે પણ પ્રોત્સાહિત કરતા હોય છે. કોઇકવાર ઉશ્કેરે (Provoke) પણ ખરા.

કોઇ-કોઈ વાર હું નુક્તેચીની કરતો રહું છું કે ભાષા આંદોલનમાં **બિનજરૂરી રીતે** અંગ્રેજી ભાષાનો પ્રયોગ વધી રહ્યો છે / થઇ રહ્યો છે. **જરૂર પડે તો** અંગ્રેજી કે અન્ય ભાષાના મર્યાદિત પ્રયોગ સામે કંઇ કહેવાનું નથી. પણ, આપણી ભાષાના ઉપયોગથી ચાલતું હોય ત્યાં સુધી વધારે સારું રહે. તેઓ આ બાબતે ખાસ પ્રતિક્રિયા બતાવતા નહોતા. પરંતુ, મને સુખદ અનુભવ થયો કે વાંકોડાની મુલાકાત વખતે વિકાસ કેન્દ્રના કાર્યાલયની બહાર મૂકવામાં આવેલા અંગ્રેજી ભાષામાં લખાયેલા બોર્ડને બદલે, તેઓએ ગુજરાતીમાં લખેલા બોર્ડને મૂકવાની સૂચના આપેલી. વળી, બધાંને બને એટલો વધુ ને વધુ વ્યવહાર સ્થાનિક ભાષામાં કરવાની પણ સલાહ આપેલી.

જે સમૂહ સાથે આપણે જોડાયેલા હોઈએ તેનું રોજબરોજનું કામ, બને તેટલું તેમની પોતાની ભાષામાં, કે પછી તેઓ સમજી શકે તેવી ભાષામાં, થવું ખૂબ જ જરૂરી છે.

એકાદ વિકાસ કેન્દ્રની ચર્ચા દરમ્યાન, ધ્યાનમાં આવ્યું કે મોટા ભાગનાં વિકાસ કેન્દ્રોનાં નામો ધાર્મિકતા સાથે જોડાયેલાં છે. શ્રી દેવીએ ભારપૂર્વક જણાવ્યું કે વિકાસ કેન્દ્રોને સમાજ સાથે લાગેવળગે છે. માટે, ધાર્મિકતાને વચ્ચે લાવવી જોઈએ નહીં. પછી, નક્કી થયું કે વિકાસ કેન્દ્રને, વિસ્તાર કે ગામનું નામ કે બીજું કોઇ અર્થપૂર્ણ નામ આપવું. શ્રી દેવીએ ઉદાહરણરૂપ બિરસા મુંડા, સરદાર પટેલ, નેતાજી સુભાષ... જેવાં નામો આપવાની ભલામણ કરેલી. આ એક સારું સૂચન હોવા છતાં, મારું માનવું છે કે બને ત્યાં સુધી વ્યક્તિને બદલે વિચાર પ્રધાન કે સ્થળ આધારિત નામો આપવાનું વધારે ઇચ્છનીય છે. જેમ કે પ્રગતિશિલ વિકાસ કેન્દ્ર, કંતાર વિકાસ કેન્દ્ર વગેરે. અલબત્ત, કેટલીક વ્યક્તિઓ વિચારના પર્યાય સમાન હોય છે. તેઓનાં નામ રાખવામાં કોઇ ખાસ હરકત નથી. પરંતુ, તે પણ ટાળી શકાય તો વધારે સારું. ટૂકમાં, વિચાર પ્રધાન અને અર્થપૂર્ણ નામ રાખવાનું વધુ યોગ્ય ગણાશે.

આદિવાસી ચૈતન્ય ટ્રસ્ટના પ્રમુખ શ્રી નગીનભાઇ જે. રાઠવા સાથે થોડીક ચર્ચા થયેલી. મેં તેઓનું ધ્યાન દોર્યું કે ઘણીવાર સાચી હકીકતથી વાકેફ નહીં હોવાથી, અન્યાય થાય છે તેવું ખ્યાલમાં આવતું નથી. અને, અજાણતાં જ આપણે અન્યાય સહન કરતાં હોઇએ છીએ.

આદિજાતિના મિત્રોની વાત તો બાજુએ રહી પરંતુ, સારું એવું ભણેલાઓમાં પણ કેવી સમજફેર હોય છે તેનું એક ઉદાહરણ મેં તેઓને આપ્યું.

ત્રણેક વર્ષો અગાઉ શ્રી જી.એન.દેવી એક ઉચ્ચ શિક્ષણ મેળવેલાં બહેનને ભાષાની કામગીરરી બતાવવા તેજગઢ લઇ ગયેલા. સાથે મને પણ બોલાવેલો. પેલાં બહેનશ્રીની ફરિયાદ હતી કે, ભારતની સંસદમાં મહિલાઓને ૩૩ % આરક્ષણ આપવાનું કેમ વિલંબમાં નાંખવામાં આવી રહ્યું છે ? મેં તેઓને માહિતિ આપી કે મહિલા માટે સૂચિત ૩૩% આરક્ષણના કોટામાં અનુસૂચિત જાતિ અને જનજાતિની મહિલાઓ માટે તે આરક્ષણની અંદર ખાસ આરક્ષણ રાખવામાં ના આવે તો સમાજનાં એ વંચિત વર્ગોની મહિલા ભાગ્યે જ સંસંદમાં પહોંચી શકે. માટે, એવી જોગવાઇ કરવાની જોરદાર માંગ પૂરી ના થાય ત્યાં સુધી કાયદો કરવાનું મુશ્કેલ છે. પેલાં બહેનશ્રીએ કહ્યું કે ખરડામાં પછાત મહિલાઓ માટે આરક્ષણમાં આરક્ષણની વ્યવસ્થા રાખવામાં આવી હોવા છતાં, મહિલાઓ માટેનો કાયદો બનવા દેતા નથી. બધાં મહિલા વિરોધીઓ જ છે. મેં જ્યારે તેઓને જણાવ્યું કે તેઓને ખરડા માટેની વિગતવાર માહિતી હોય એમ લાગતું નથી. તો, તેઓ નારાજ થઇ ગયેલાં. તેઓ સાચી જાણકીરી ની આપ લે કરીને તર્કબદ્ધ વાત કરવા જ તૈયાર નહોતાં !

ઉપરનો દાખલો આપીને મેં શ્રી નગીનભાઈને પૂછ્યું કે, આપણા આદિજાતિના મિત્રોને ખબર છે કે સંસદમાં મહિલાઓ માટેના આરક્ષણમાં, હાલના સ્વરૂપમાં પ્રસ્તાવિત ખરડામાં, અનુસૂચિત જાતિ અને અનુસૂચિત જનજાતિની મહિલાઓ માટે વિશેષ આરક્ષણ (આરક્ષણમાં આરક્ષણ) નથી ? શ્રી નગીનભાઈનો જવાબ હતો કે, આદિજાતિના સમૂહને એવી કોઈ જાણકારી નથી !

ભારતની સમાજ વ્યવસ્થાની જટિલતા જોતાં મહિલાઓ માટે થનાર ૩૩% આરક્ષણના વિચારના પ્રાથમિક તબક્કે જ, સમગ્ર આદિવાસી જનતાએ, તે ૩૩%ના આરક્ષણની અંદર, તેઓનું અમુક ટકા ખાસ આરક્ષણ હોવું જોઇએ એવી જાગૃતિ સાથેની ભારપૂર્વકની માંગણી કરવી જોઇએ. અને, ખરડામાં એ પ્રકારની જોગવાઈ કરાવવી જોઇએ કે જેથી, ખરડો પસાર થાય ત્યારે, એમના માટે ન્યાયપૂર્ણ કાયદો બની રહે. આમ ત્યારે જ બને કે જ્યારે, સક્રિય આદિવાસી કાર્યકરો સમગ્ર બાબતથી વિગતવાર માહિતગાર હોય અને એમના હક માટે સભાનતા સાથે સક્રિય હોય.

વિકાસ કેન્દ્રોની બેઠકોમાં જંગલની જમીનમાંથી કૃષિ કાર્ય માટે જમીન મેળવવા માટેની ચર્ચા કરવામાં આવી હતી. પૂરતી માહિતિ અને જાગૃતિના અભાવમાં આદિજાતિના જે મિત્રો, જંગલની જે જમીન વર્ષોથી ખેડતા હતા તે પણ સરકારના જંગલ ખાતાએ આંચકી લેવાના બવાનો બન્યા છે. આવા અન્યાયને દૂરર કરવા માટે એક યા બીજી રીતનાં પ્રયત્નો તેમજ સંઘર્ષ કરવાના રહે છે.

આદિવાસીઓ અને ખાસ કરીને વિચરતી જાતિઓના ઘણાંબધાં લોકો પાસે મકાન માટે પણ જમીન નથી. તેવા ઘરવિહોણા મિત્રો માટે પણ એક યા બીજા પ્રકારની લડત આપવી પડશે.

વાત એમ છે કે, પેઢીઓથી ખેતી કરનાર આદિવાસીઓને ખેતીની જમીનથી વંચિત રાખવામાં આવે, કે પછી, ઓછામાં ઓછું વિચારતી જાતિઓને મકાન જેવી પ્રાથમિક જરૂરીયાત પણ પૂરી ના પડે ! એ, હળહળતો અન્યાય છે.

વળી, આરોગ્ય; શિક્ષણ; રોજીરોટી જેવી અનેક મૂળભૂત બાબતોમાં આદિવાસી કે બીજા પછાત-ગરીબ માનવ સમૂહોને ભારે અન્યાય થતો રહે છે. પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે થતાં અનેક અન્યાયોની આપણને ખબર પડવી જોઇએ. અને પછી, એ અન્યાયો દૂર કરવા માટે આપણે સતત સંઘર્ષ કરતા રહેવું જોઇએ.

સમાનતા સાથેના ન્યાયપૂર્ણ સમાજની રચના માટેની લડત જારી રાખવાની ફરજ ચૂકી શકાય નહીં.

૩૦-૧૨-૦૬ના રોજની મુસાફરી વખતે, શિક્ષણ ક્ષેત્ર સાથે સંકળાયેલાં દિલ્હીથી આવેલાં બે બહેનો સાથે કેટલીક અવિધિસરની વાતચીત થયેલી. તે વખતે શ્રી દેવીએ તેઓનું ધ્યાન દોરેલું કે, ભારતમાં થયેલી ભાષાવાર પ્રાંત રચનાને લીધે, જે ભાષાઓ બંધારણમાં આમેજ નહોતી, તેવાં કેટલાંક ક્ષેત્રોનાં રાજ્યો બન્યાં નહીં.

નજીકના ભૂતકાળમાં છત્તીસગઢ અને ઝારખંડ જેવાં રાજ્યો બન્યાં. બીજાં પણ કેટલાંક નાનાં-મોટાં રાજ્યો બની શક્યાં હોત, કે હવે બની શકે છે. ભાષાવાર રાજ્ય રચના થઇ તેમાં આદિવાસીઓનો ખાસ્સો સમૂહ જાણે કે તેઓના પોતાના માટેના રાજ્ય વગરનો (Stateless) થઇ ગયો ! આદિવાસીઓની પોતાની ભાષા, કલા અને આગવી સંસ્કૃતિ હોવા છતાં સંબંધિત રાજ્યો કે જેમાં તેઓ રહે છે ત્યાં, જાણે કે પરાયા થઇ ગયા. આવા સમૂહોની અવગણના થતી રહી અને તેઓ પોતાના અસલ વતનમાં જ હડધૂત થતા રહ્યાં.

વિચરતી જાતિઓને તો સદીઓથી પોતાના રાજ્ય જેવું કંઇ હતું જ નહીં જ્યાં તેઓ જાય ત્યાં જાણે કે અજનબી હતા અને રહ્યા છે.

આજની વિચિત્ર અને જટિલ દુનિયામાં, આદિવાસી અને વિચરતી જાતિઓ જેવા સમૂહોને રાજ્ય (State)

દ્વારા ઘણા અન્યાયો થતા રહ્યા છે. એક પ્રકારની પરાયા અવસ્થામાં, આજની દુનિયામાં તેઓ ઘણું વેઠતા આવ્યા છે અને વેઠી રહ્યા છે.

એક પ્રકારની રાજ્યવિહિન (Stateless) અવસ્થાને લીધે જ કદાચ તેઓના સમૂહોમાં વિશેષ એવી આંતરિક સ્વતંત્રતા; ખુલ્લાપણું; પારદર્શકતા; પ્રેમ; પ્રામાણિકતા; સચ્ચાઈ, આનંદ; સંવેદના; માનવતા... જેવા અનેક ગુણો જળવાઇ રહ્યા છે. ખરેખર તો આવા ગુણો માનવીના સાચા સુખ માટે આવશ્યક અને અનિવાર્ય ધરોહર છે.

ઝીણવટથી વિચારીઓ તો જે વર્ગો ભાષાવાર રાજ્ય રચનાનાં પ્રત્યક્ષ ભાગ બન્યાં, તેઓમાંના, સત્તા કેન્દ્રની આસપાસના લોકોને ભૌતિક સાધનો મળ્યાં. બાકીના વિશાળ માનવ સમૂહની શી હાલત થઇ ? આદિવાસી સમૂહો, જેઓ અપ્રત્યક્ષ રીતે રાજ્યવિહિન (પ્રત્યક્ષ રીતે ટેકનીકલી કોઇ રાજ્યમાં હોય છતાં) રહ્યા. તેઓના ઉપર જણાવેલા ગુણો, રાજ્ય પાસેથી સગવડો મેળવનાર વર્ગ જાળવી શક્યો નથી.

અંગ્રેજ રાજ (રાજ્ય), વડોદરા રાજ, છોટા ઉદ્દેપુર રાજ, દેવગઢબારીયા રાજ, રાજપીપળા રાજ... જેવા શબ્દો આપણે સાંભળ્યાં છે. છેલ્લાં લગભગ અઢી-ત્રણ હજાર વર્ષોથી રાજ્ય (State) ને લગતી વ્યવસ્થાનો ખાસો લાંબો ઇતિહાસ દુનિયાએ જોયો છે. આ રાજ શું છે ?

રાજ્ય એટલે શાસન અને સત્તા. સત્તા હોય ત્યાં શોષણ, જુલમ અને ગુલામી પણ હોય.

રાજાશાહી, તાનાશાહી લોકશાહી ! કોઇપણ શાહી હોય ! જ્યાં રાજ્ય છે ત્યાં રાજાની, તાનાશાહની કે પછી લોકશાહીની સરકારો હોવાની. કોઇપણ રાજ્યનું શાસન (સરકાર), રાજ્યને ચલાવવા માટે ડીગ્રીના ફરક સાથે, જનતાને સાચી અને પૂરતી આઝાદી આપશે નહીં. રાજ્ય-શાસનની તેની પોતાની જરૂરીયાતો સંતોષવા માટે શોષણ અને ગુલામી પણ રહેવાનાં. ઓછા-વત્તા અંશે પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ ગુલામી ભોગવવી પડે છે.

રાજ્યના ખયાલને અને અમલને દફનાવી દેવામાં જ માનવ જાતની ભલાઈ છે. રાજ્ય વ્યવસ્થાનાં દુષણોને દૂર કરવા માટે, રાજ્ય વ્યવસ્થાને ખતમ કરો. રાજ્ય (State) ની પકડમાંથી મુક્ત થઇને માનવ જાતને એવી વ્યવસ્થા તરફ આગળ વધવું પડશે, જ્યાં સત્તા કેન્દ્ર જેવું હશે નહીં. સત્તાનું મહત્તમ વિકેન્દ્રીકરણ હશે.

સૈકાઓથી રાજ્ય જે રીતે હાવી થઇ ગયેલ છે તે જોતાં, રાજ્યને વિલિન /અદશ્ય કરવાનો વિચાર, ના હાંસલ થઇ શકે તેવો આદર્શવાદી (Utopian) લાગશે. અવ્યવહારુ લાગશે. પણ, એ અશક્ય લાગતા વિચારને બને તેટલો હાંસલ કર્યા વગર સિદ્ધિ નથી.

મુખ્ય ચિંતન, મનન-મંથન આજ કરવાનું છે કે આ રાજ્યવિહિન સમાજ કેવો હોઈ શકે ?

આપ એવા માનવ સમૂહોની કલ્પના કરો કે જે, મહત્તમ સ્વતંત્રતા અને સ્વાયત્તતા ભોગવતા હોય. એ સમૂદાયના સભ્યો પણ વ્યક્તિ તરીકેની મહત્તમ સ્વતંત્રતા ભોગવતા હોય. તે સમૂદાયની પ્રવૃત્તિઓ, ઉત્પાદનનાં સાધનો, ઉત્પાદન, જરૂરીયાતો વગેરે એની મૂળભૂત જરૂરીયાતોને ધ્યાનમાં રાખીને કરવામાં આવ્યાં હોય. સમૂદાયનું કદ ! સ્થળ અને સ્થિતિ પ્રમાણે હોય. જુદાં-જુદાં સમૂહોની વચ્ચેના અનિવાર્ય વ્યવહાર શિવાયની બાબતોમાં, જે તે સમૂદાય પોતાની રીતે; પોતાને જ આધિન હોય.

કલ્પના કરો કે પાસપોર્ટ ના હોય. પોલિસ ના હોય. લશ્કર ના હોય. જેને જ્યાં જવું હોય ત્યાં બે રોકટોક જઇ શકે. જ્યાં ભય ના હોય. અત્યંત અનિવાર્ય અને ના છુટકાનાં આવશ્યક એવાં અંકુશો શિવાયનાં કોઇ જ બંધનો ના હોય. પરસ્પરના વ્યવહારનો આધાર પ્રેમ અને વિશ્વાસ હોય. દરેકને મહત્તમ મુક્તિ હોય. સત્ય અને પ્રામાણિકતા પ્રવર્તતાં હોય.

સૂક્ષ્મ વિચાર કરીએ તો જે સમૂહોને રાજ્યના વિકાસથી (જે વિકાસ ઘાતક પૂરવાર થઇ શકે છે) દૂર રાખવામાં આવ્યાં તે, આદિજાતિઓ કે વિચરતી જાતિઓ જેવા સમૂહોમાં રાજ્યવિહિન સમાજની પ્રાપ્તિ માટેનાં આવશ્યક તત્ત્વો, ઘટકો, ગુણો ટકેલાં છે.

તેથી, ભાષા-આંદોલનનું આવનારા નવા સમાજના વિચારનું પીંડ બનાવવામાં કેટલું મોટું યોગદાન હોઇ શકે તેનો વિચાર જ તમોને રોમાંચિત અને પ્રોત્સાહિત બનાવી દેશે.

જાન્યુઆરીની ૨૩ મી તારીખ, નેતાજી સુભાષચંદ્ર બોઝનો જન્મ દિવસ છે.

અંગ્રેજોની ગુલામીમાંથી હિન્દુસ્તાનને આઝાદ કરાવવા માટે, આઝાદ હિંદ ફોજની રચના કરીને, અંગ્રેજો સામે યુદ્ધે ચડેલા નેતાજીએ હાકલ કરેલી કે : 'તુમ મુઝે ખૂન દો ! મૈં તુમ્હેં આઝાદી દૂંગા.'

'ભાષા' પણ હાકલ કરી શકે કે : 'તુમ મુઝે દિલ દો ! મૈં તુમ્હેં મુકતિ દૂંગી.'

જશવંતસિંહ.

જશવંતસિંહ ચૌહાણ

૪-૧-૨૦૦૭

આપણા કામ માટે માત્ર બે જ નિયમ હોવા જોઇએ :

પહેલો નિયમ : સતત કાર્યરત રહેવું

બિજો નિયમ : પેહલો નિયમ ક્યારેય ભૂલવો નહીં.

# ભાષા-પત્ર
**ડિસેમ્બર ૨૦૦૬**

પ્રિય ભાષાવાળા જનમિત્રો,

આદિજાતી અને વિચરતી-વિમુક્ત જાતિના મિત્રો એવા આપણે, છેવટે તો સમગ્ર જનજાતિના મિત્રો, 'જનમિત્રો' છીએ.

ભાષા છત્ર નીચેની એક શાખા એવા ચૈતન્ય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ સહિતનાં કેટલાંક મિત્રોની એક મહત્ત્વની બેઠક ૨૪-૧૧-૦૬ ના રોજ મળી ગઈ. ત્રણેક કલાક ચાલેલી એ બેઠક એક **ચર્ચાસત્ર - વિચારસત્ર** તરીકે યાદગાર બની રહી. મને પણ એ ચર્ચા-વિચારણામાં ભાગ લેવાનો મોકો મળેલો. એ અનુભવમાંથી મને ઘણું જાણવા-સમજવાનું અને શીખવાનું મળ્યું.

બધાં મિત્રોની વાતોમાંથી, ડેવલપમેન્ટ સર્વીસીઝ સેન્ટરો દ્વારા ચાલતી કામગીરીની ગુણવત્તા; વ્યાપ અને ફલકનો, જે અંદાજ મળ્યો તેથી મને આનંદ થયો. થોડા સમયમાં થયેલી કામગીરીનો પણ, ઠીક-ઠીક પ્રભાવ પડ્યો હોય એમ લાગે છે. અને માટે જ, આમ જનો તરફની આપણી જવાબદારી ઘણી જ વધી ગઈ છે. એટલે જ મિત્ર શ્રી ગણેશભાઇએ લોકોનો વિશ્વાસભંગ થાય નહીં એની ખાસ કાળજી રાખવાનું સૂચન કર્યું. આપણા કાર્યને લીધે આમ લોકોની અપેક્ષાઓ ઘણી જ વધી ગઈ છે. એમની આકાંક્ષાઓને આંબવા માટે એમણે આપણામાં મૂકેલા ભરોસાને જાળવવાનું, દ્રઢ બનાવવાનું અને વધારવાનું કાર્ય ખૂબ જ મહેનત, ચીવટ અને તકેદારી માંગે છે.

એક બાબત એવીઆવી કે, આપણા કાર્યકર્તાઓનું, કામની સગવડ-અનુકૂળતા ખાતર પ્રોજેક્ટ કો-ઓર્ડિનેટર; સુપરવાઈઝર; કાર્યકર્તા... વગેરેમાં વર્ગીકરણ કરવામાં આવ્યું હોય, એનો મતલબ એવો નથી કે કોઈ, બીજા કોઇનું ઉપરી છે. બધાંએ સમાનતાની ભાવનાથી કાર્ય કરવું જોઇએ. આ બાબતે મિત્ર શ્રી વિપુલભાઇએ ધ્યાન દોર્યું કે સમાનતા સાથે સમજ હોવી જરૂરી છે.

એ વિષે એવું સૂત્ર અપનાવી શકીએ કે, 'સમજ સાથેની સમાનતા અને સમાનતા જાળવવાથી વિકસતી સમજ.' 'Understanding for Equality and Equality for Understanidng.'

મિત્ર શ્રી હેમસિંગભાઇએ મહત્ત્વની વાત કરેલી કે જે મિત્રને જે પ્રકારની તાલીમ મળી હોય, તેના અનુસંધાનના કામની જવાબદારી એને સોંપવામાં આવે. યા તો પછી, તાલીમ આપીને સોંપવામાં આવે. તો, સારાં પરિણામો હાંસલ થઇ શકે.

મિત્ર શ્રી નગીનભાઇએ એક ખૂબ જ અગત્યની વાતનો ઉલ્લેખ કર્યો. એમનું કહેવાનું હતું કે, 'કોઇ કારણોસર શ્રી ગણેશ દેવીનું માર્ગદર્શન ના મળે તો એમને બધાંએ આગળ વધવું કઇ રીતે ?' મને લાગે છે કે આવી ચર્ચાથી શ્રી દેવી મનમાં ખુશ થયા હોવા જોઇએ. એમને થયું હશે કે ભાષા કાર્યકર્તાઓ સ્વનિર્ભર થવાની દિશામાં વિચારતા

થયા એ તો ટૂંક સમયમાં હાંસલ થયેલી મોટી સફળતા ગણાવી શકાય.

કોઇપણ સમૂહમાં પરસ્પરની એકંદર સમજ સાથેના, પરિવર્તન પામતા રહેતા, સામૂહિક નેતૃત્વના નિર્માણ થવાથી કોઇ વ્યક્તિ સમૂહ ઉપર હાવી થઇ શકતી નથી. વ્યક્તિગત નેતૃત્વની ગેરહાજરીમાં જે તે સમૂહ મૂઢ થવાને બદલે સામૂહિક નેતૃત્વ દ્વારા સતત આગળ વધી શકે છે. રખે માનતા કે આવા વિચારથી શ્રી દેવીનું મહત્ત્વ ઘટી જાય છે. બલ્કે, વધી જાય છે. કારણ કે, તેમણે ભાષા આંદોલનને એવી રીતે હાથધર્યું અને જતનપૂર્વક ચલાવવામાં એવું કાળજીપૂર્વકનું યોગદાન આપ્યું કે ભાષાના કાર્યકર્તાઓની પરિપક્વતા વધી. ખરેખર તો કોઇપણ સમૂહ વિચારથી પ્રેરિત હોવો જોઇએ. સમૂહ વ્યક્તિના વધુ પડતા પ્રભાવથી (કે પછી દુષ્પ્રભાવથી) જેટલો મુક્ત હોય તેટલું સારું.

આપણે એવા સમૂહજીવનની કલ્પના કરવાની છે કે જેમાં સમૂહ એકંદર સ્વતંત્ર અને સ્વાયત્ત હોય. અને, સમૂહના સભ્યો સમૂહની અસર નીચે હોય. એટલે કે, માત્ર વ્યક્તિને આધારે સમૂહ ચાલતો ના હોય. સમૂહની ખોટી રીતે અવગણના નહીં કરીને વ્યક્તિઓ જે તે સમૂહમાં તેમની શક્તિ અનુસાર પ્રદાન કરીને સમૂહની પ્રગતિ જાળવી રાખતી હોય.

ફરી પાછા બેઠકની ચર્ચાની વાત કરીએ. બધાંએ ખુલ્લા દિલો-દિમાગથી સંગઠનની ખૂબીઓ અને ખામીઓની ચર્ચાની સાથે-સાથે કેટલાંક નિર્ણયો કરવામાં આવ્યાં. એમાંના બે નિર્ણયોનું ઘણું જ મહત્ત્વ છે.

૧. દરેક કાર્યકર એવી સભાનતા જાળવે કે જેથી ખટરાગ ઊભો થાય નહીં. બિનતંદુરસ્ત હરિફાઇ થવી જોઇએ નહીં. મનભેદ થવો જોઇએ નહીં. ટિકા-ટીપ્પણ સાથેના સંવાદને અવકાશ છે, ઝગડાને નહીં.
૨. આવતાં ૧૦ વર્ષોમાં એટલી પ્રગતિ થવી જોઇએ કે ચારેક હજાર જેટલા પૂરા સમયના કાર્યકરોનું એક બૃહદ માળખું રચાય. આ એક શક્ય એવી મહત્ત્વકાંક્ષી લક્ષ છે.

આગળ ઉપર કેટલાંક મિત્રોનાં નામોનો ઉલ્લેખ કર્યો એનો અર્થ એવો નથી કે તેઓએ જ ચર્ચામાં ભાગ લીધો. બેઠકમાં ઉપસ્થિત તમામ મિત્રોએ ચર્ચા-વિચારણામાં ભાગ લીધો. વળી, ઉલ્લેખનીય બાબત એ છે કે લગભગ બધાં જ મિત્રો ચિલાચાલુ કાર્યક્રમોને બદલે કંઇક નવા કાર્યક્રમો, નવી રીતે કેમ થઇ શકે ? એના પર વિચારણા કરતા હતાં. એમાં એક યા બીજી રીતે કેટલાંક **નવા વિચારોની ઝલક** દેખાતી હતી.

વિચારવા માટે-ચિંતન માટે, પંડિત કે વિદ્વાન હોવું જ જોઇએ એવી કોઇ જ શરત હોઇ શકે નહીં. મૌલિક વિચારો કરવાથી સાચા વિદ્વાન બની શકાય. આપ વિદ્વાન કહેવાતા હોય છતાં મૌલિક વિચારક ના પણ હોય. આપ ભલે પંડિત તરીકે જાણીતા ના હોય પણ, અજાણ્યા એવા એક મૌલિક ચિંતક-વિચારક હોઇ શકો છો. મૌલિક રીતે વિચારવું એ કંઇ કહેવાતા પંડિતો-વિદ્વાનોનો ઇજારો નથી. આજના મોટા ભાગના જાણીતા કહેવાતા પંડિતો પાસે મહિતીનો ભંડાર હોવા છતાં મૌલિકતા ઘણી જ ઓછી હોય છે. અલબત્ત, માહિતી વિચાર કરવામાં મદદરૂપ થઇ શકે છે. એમ કહી શકાય કે, 'બધાં પંડિતો મૌલિક વિચારકો નથી અને બધાં મૌલિક વિચારકો પંડિતો નથી.'

આપણામાં '**વિચારક** (Thinker)' બનવાની ક્ષમતા રહેલી છે. વસ્તુઓનું અને પરિસ્થિતીનું સૂક્ષ્મ નિરીક્ષણ

કરતા રહો અને વિચારતા રહો. વિચારવાની આદત પાડો.

તા. ૨૪-૧૧-૦૬ ની બેઠક માટે અમે છોટાઉદેપુર જતા હતા ત્યારે શ્રી ગણેશભાઇએ મને એક ખૂબ જ મહત્ત્વની વાત કરેલી. તેમણે કહેલું કે 'ભાષા'ના વિચારો અને એ વિચારોના અમલરૂપે હમણાં સુધી થયેલી કામગીરીના 'તટસ્થ' મૂલ્યાંકન કરવામાં મારે (જશવંતસિંહે) પણ બને એટલો ભાગ ભજવવો જોઇએ. એમણે નિખાલસ વાત કરી કે, ભાષાના વિચાર અને કાર્યના કેન્દ્રમાં તેઓ પોતે હોવાથી, તેઓ પોતે થઇને Evaluation કરે એમાં, 'તટસ્થતા' બરાબર ના પણ જળવાય. અજાણતામાં પણ, એમણે કરેલું મૂલ્યાંકન તટસ્થ (Objective) નહીં રહેતાં, વસ્તુગત (Subjective) થઇ શકે છે.

આપણા વિચારો અને કામગીરીનું મૂલ્યાંકન અન્યો દ્વારા થાય એ આદર્શ અને હિતાવહ છે. પરંતુ, ધારીએ તો પોતે પણ જેટલું બને તેટલું તટસ્થ નિરીક્ષણ અને મૂલ્યાંકન કરી શકીએ છીએ.

વ્યક્તિ અને/અથવા સંસ્થાએ તેના વિચારો અને કામગીરીમાં અને તેના મૂલ્યાંકનમાં બને એટલી 'તટસ્થતા' જાળવવી જોઇએ. અને, ઉપરાંત હજી વધારે તટસ્થ રહી શકે એવી એજન્સી (વ્યક્તિ અને/અથવા સંસ્થા) થકી મૂલ્યાંકન કરવામાં આવે તો સમગ્ર મૂલ્યાંકન (Evaluation) પૂર્ણતા (Perfection) ની ખાસ્સું નજીક હોવાની સંભાવના અનેક ઘણી વધી જાય છે.

તટસ્થનિરીક્ષણ અને તટસ્થમૂલ્યાંકન એ તો મૌલિક વિચાર માટેની પાયાની જરૂરીયાત છે.

સામાન્ય રીતે આપણું વ્યક્તિગત બંધારણ એવું હોય છે કે આપણી માનસિકતામાં અનેક વળગણો હોય છે. આપણું મન conditioned હોય છે. અને, આવા કન્ડીશન્ડ મનને લીધે તટસ્થરીતે વિચારવું ખરેખર ! ઘણું જ કઠીન હોય છે. પરંતુ, કન્ડીશન્ડ-બંધાયેલી માનસિકતાથી પર તટસ્થરીતે વિચારવું અશક્ય તો નથી જ.

યોગ્ય અને અયોગ્ય કે સારું - નરસું પારખવાની વિવેકબુદ્ધિ તો લગભગ દરેકનામાં હોય છે જ. સવાલ છે વિવેકબુદ્ધિનો ઉપયોગ કરતા રહેવાનો અને વધારતા જવાનો. જેમ જેમ આદત પડતી જાય તેમ તેમ વિચારવામાં વિવેક (વિવેકપૂર્વકનો વિચાર) વધતો જાય અને બંધાયેલી માનસિકતાથી પર એવો તટસ્થવિચાર ઘડાતો જાય.

ધારો કે આપ અંધશ્રદ્ધાના માહોલમાં-વાતાવરણમાં ઉછર્યા હશો તો ઘણી અંધશ્રદ્ધાઓ આપના મનમાં ઘર કરી ગઇ હશે. જેમ કે ડાકણનો વહેમ આપના મનમાં હશે. ડાકણના વહેમવાળા આપના બંધાયેલા (કન્ડીશન્ડ) મનની ઉપરવટ લાંબો અને ઊંડો વિચાર કરતાં આપને થશે કે, 'દુનિયાની વિશાળ બહુજાતિ ડાકણના વહેમમાં કેમ માનતી નથી ?' સવાલ થશે કે, 'સર્વશ્રી જશવંતસિંહ અને ગણેશ દેવી ડાકણમાં જરાય માનતા નથી તો, ડાકણ એમનું કેમ કંઇ બગાડી શકતી નથી ?' આવા વિચારો કરશો એટલે, આપને થશે કે ડાકણ માટેની આપની અંધશ્રદ્ધા ખોટી અને અસ્થાને છે. આમ તટસ્થરીતે વિચારતાં આપની પોતાની અંધશ્રદ્ધા દૂર થશે. એકવાર આપના મનમાં તટસ્થ અને સ્પષ્ટ વિચાર આવે કે વિકસે પછી આપ અન્યને પણ અંધશ્રદ્ધા દૂર કરવાનું કહી શકશો.

આમ તર્કસંગત વિચારવાની આદત પાડતા જશો તો આપ ચોક્કસ તટસ્થ (Objective) રીતે વિચારતા થતા

જશો.

આપ તટસ્થવિચારો ધરાવો એથી પણ વધારે અગત્યનું એ છે કે આપ એનો તટસ્થ રીતે અમલ કરો.

ઘણીવાર એવું બને છે કે આપના મનમાં સ્પષ્ટ થઇ જાય છે કે અમુક માન્યતા કે વિચાર ખોટો છે. જેમ કે આપને ખાત્રી થઇ જાય કે ડાકણવાળી માન્યતા ખોટી છે. પરંતુ, આપનો સગો ભાઇ એની કોઇ વિધી કરે તો આપણે ચૂપચાપ ચલાવી લઇએ છીએ. આપણે એવું વલણ કેળવવું જોઇએ કે આપણે આપણા સગા ભાઇને સમજાવી શકીએ કે તેઓની ડાકણ માટેની માન્યતા ખોટી છે. અને માટે, તેઓએ ડાકણ અંગેની વિધી કરવી જોઇએ નહીં. આપના સમજાવવા છતાં આપના ભાઇ આપની વાત ના માને તો આપે એમની અંધશ્રદ્ધાની વિધીનો વિરોધ કરવો જોઇએ. આમછતાં, આપના ભાઇ, આપની વાત ના જ માને અને ડાકણ અંગેની કોઇ વિધી કરે અને, તમે એ વિધી થતી ના જ અટકાવી શકો તો, ઓછામાં ઓછું આપે એ વિધીથી સદંતર દૂર રહેવું જોઇએ. મતલબ કે એ વિધીમાં કોઇપણ રીતે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે જોડાવું જોઇએ નહીં.

'તટસ્થ' વિચાર કરવા માટે આપના બંધાયેલા (કન્ડીશન્ડ) મનને તોડતા જાવ. જેમ જેમ મનને Decondition કરવાનો સતત અભ્યાસ કરતા જશો તેમ તેમ તર્કસંગત વિચાર કરીને તટસ્થ રીતે વિચારતા જશો. અને એ તટસ્થ વિચારને અમલમાં મૂકવાના સતત પ્રયત્નો કરવાથી ધીમે-ધીમે એનો અમલ થતો જશે. વળી, બીજાને પણ તટસ્થરીતે વિચારતા કરવામાં અને એનો અમલ કરાવવામાં સહાયભૂત થઇ શકશો.

મૌલિક વિચાર માટે તટસ્થ રીતે વિચારવું એ પાયાની આવશ્યકતા છે. તટસ્થ રીતે તર્કસંગત વિચારવાની પ્રક્રિયાને આપણે **વૈજ્ઞાનિક રીતે વિચારવું** એમ પણ કહી શકીએ.

(નોંધ : તટસ્થનિરીક્ષણ (Objective-Observation) કેમ કરવું ? તે વિષે ફરી કોઇવાર)

આપનામાં રહેલા સુષુપ્ત 'વિચારક'ને જાગૃત કરશો એવી અદમ્ય ઇચ્છા સાથે,

જશવંતસિંહ.

જશવંતસિંહ ચૌહાણ

૩૦ નવેમ્બર, ૨૦૦૬

# ભાષા-પત્ર
**નવેમ્બર ૨૦૦૬**

## રાજેશ કે. ચામઠા, કડાણા, પંચમહાલ

આદરણીય

ડૉ. દેવીસર

સર આપ કુશળ અને કાર્યશીલ હશો, હું છું.

આપનો ભાષા-પત્ર વાંચ્યો એ બદલ મને પડેલી અને જાણવા તથા માણવા મળેલી મજાનો ઉલ્લેખ આપની સમક્ષ ધરું છું. અને આ આપના ઉલ્લેખ મે પત્રદ્વારા કર્યા છે. જે આપના કર્તવ્ય નિષ્ઠ કાર્યના પડકાર છે.

સર હું અત્યારે ધો. ૮મું અભ્યાસ કરું છું અને મારી ધો. ૮ ની પ્રથમ પરીક્ષા પૂર્ણ થઇ છે. અને એમાં મને લગભગ ૮૦ % માર્કસનું પરિણામ મળ્યું છે અને હું મારા અભ્યાસ અર્થે આગળ વધી શકું તેવા આપની પાસે આશિર્વાદ રૂપી યશ માગું છું, સાહેબ.

સર પ્લીજ, આપણા આ દીન દેશમાં સમાજ સુધારણા માટે અને મહાન દેશ નેતાઓ તથા અનેક સમાજ સુધારકોના અમુલ્ય અને મહાન ફાળાઓથી આપણા ભારત દેશે દીનમાંથી અમીર તરફ પરીવર્તન આણ્યું હતું પણ, જેમાંના કેટલાંક દીન-દુખીયા લોકોમાં છેક સુધી પરિવર્તન પહોંચ્યુ ન હતું તેથી આપ એક મહાન અને કર્તવ્યનિષ્ઠ સમાજસુધારકનું બીરૂદ ધારણ કરી આપણા સમગ્ર દેશને અમુલ્ય ફાળો આપવા તૈયાર થયા છો અને છેક સુધી પરિવર્તનનું બીડું ઝડપયું છે અને એને ક્યારે તમે હાથમાંથી છોડશો નહીં એવો મને આપના દિમાગમાંથી ભાસ થાય છે.

સાહેબ, ભવિષ્યમાં સફળ થઇ આ દીન સમાજને કંઇક પરિવર્તનને માર્ગે ચડાવું એવું મને મારા હૈયાની અંદર થાય છે. આમ તો આપણે સમગ્ર સમાજને પરિવર્તનને માર્ગે ચડાવ્યું છે પણ તેની વિશેષ સેવા સહકાર કરું એવી મારી ભાવના છે. અને હું પણ સમાજ સુધારક બનું એ જ મારો દેશનો મહાન અને કર્તવ્યનિષ્ઠ ધર્મ અને ફરજ છે.

સર, આપના આ ભાષા-પત્રો તથા તેમની સાથે લખાયેલા મિત્રોના પત્રો વાંચ્યા તેથી મને પણ પત્ર લખવાનો વિચાર આવ્યો. આપના આ ભાષા-પત્રના ટાઈટલ પરથી મને ઘણી ઘેરી અસર થઇ હતી કારણ કે આપના પત્રનો ટાઈટલ છે 'ભાષા' આના પરથી મને સમજાઇ ગયું કે દુનિયા વચ્ચેના ગાઢ સંબંધ સમજવા માટેનો અને જાણવા માટેનો માવો એટલે ભાષા. ખરેખર આ વિશ્વની અંદર ભાષા ન હોત તો શું થાત ? આપણે આ દુનિયાનું પુર્વાપાર સંબંધ કેવી રીતે જાણતા. આ પ્રત્યે મને એક લાગણી પૈદા થઇ છે કે ભાષા ને આપણે જેટલું પ્રાધાન્ય આપીએ એટલું ઓછું છે. અને મને એમ લાગે છે કે ભાષા એ તો પુરુષોની અનુપમ કીર્તી છે અને ભાષાનું મહત્વ આપણે ખરેખર જાણવો મહત્વનો છે. અને એ બાબતને આપે ખ્યાલ અને ધ્યાન આપી મુખ્ય ટાઈટલનું નામ આપ્યું છે ભાષા.

ખરેખર દેશનો વાસ, વાચા, એ ભાષાં જ છે. એવો મને ભાસ થાય છે. આ દુનિયાનું પરિવર્તન અને વિકાસના

માર્ગે જવા માટે પણ ભાષા મહત્વનો ભાગ ભજવી લે છે અને દુનિયા સાથેનું જે આ દેશ-દેશોનો સંબંધ એટલે ભાષા. સર મે આ આપના ભાષા-પત્રો વાંચ્યા છે અને મને ઘણી બધી મજા આવી છે. એ બદલ આપને હું ધન્યવાદ આપી આભાર વ્યક્ત કરું છું.

સર મને પત્ર વાંચ્યાપછી થોડાક પ્રશ્ન પણ થયા છે જે પ્રશ્નોનો સ્વીકાર કરવા વિનંતી.

સાહેબ થોડું લખ્યું છે ઘણું માનજો, ભુલચુક થઇ હોય તો માફ કરજો.

૧. સર આપ કહો છો કે અવાજની ભાષા બનતી નથી તો પછી અવાજ એ ભાષામાં ઉમેરો કરે છે ખરો ?

૨. સર આપ સહો છો કે તાકદનું નામ ભાષા કહો છો એ દ્વારા આપ શું કહેવા માંગો છો ?

૩. અવાજની ભાષા એટલે શું ?

૪. વાચા શબ્દ ભાષાનો ઉદ્દભવ કેવી રીતે કરે છે ?

૫. સામાજિક પરિવર્તનમાં ભાષા અગત્યનો ભાગ કેવી રીતે ભજવે છે ?

પ્રિય ભાષા-આંદોલનકારી દોસ્તો,

કારતક સુદ પૂનમની આપની પોતાની આગવી દિવાળીની શુભેચ્છાઓ. ભાષા આંદોલન થકી આપ 'નયા સમાજ'ના અભિયાનને બમણા વેગથી આગળ ધપાવો એવી અભ્યર્થના.

આદિવાસી અકાદમી, તેજગઢ ખાતે ૨૬.૧૦.૦૬ ના રોજ આપનામાંના કેટલાક સાથીઓની સાથે પ્રત્યક્ષ વાતચીત કરવાનો મોકો મળેલો. ત્યારે, 'વિચાર' કરતા થવા માટે કેવી રીતે વિચારી શકાય, આદિ સમાજવાદ (Primitive Socialism) નાં કેટલાંક લક્ષણો, આદિવાસીઓની જીવન શૈલીને લીધે તેમનામાં જળવાયેલી પ્રેમ; પારદર્શકતા; ખુલ્લાપણું; નિખાલસતા; સહજતા; સરળતા; સાદગી... જેવી ખાસિયતો.... વગેરે બાબતોનું ઝડપથી વિહંગાવલોકન કરેલું.

તે વખતે, હાજર હતા તે મિત્રો સામે, બે સવાલો મૂક્યા છે.

૧. આપ 'ભાષા'માં કેમ જોડાયા ?

૨. 'ભાષા' દ્વારા આપ શું હાંસલ કરવા માગો છો ?

તે મિત્રો ઉપરાંત 'ભાષા-પત્ર' વાંચનાર અન્ય મિત્રો ('ભાષા' સાથે જોડાયેલા)ને પણ વિનંતી છે કે સવાલોના 'સાચા જવાબો' મોકલી આપે. તટસ્થરીતે, કોઇપણ પ્રકારના ભયથી મુક્ત, પૂર્વગ્રહોથી પર, ટીકા-ટિપ્પણ થવાની કે ક્ષોભજનક સ્થિતિમાં મૂકાવાની સંભાવનાની પરવા વગર... ખરેખરી વાસ્તવિક હકીકત સાથેના, જે હોય તે સાચા જવાબો આપવાથી જ ભાષા-આંદોલનની સાચી સેવા થશે. ધારો કે કોઇ મિત્ર તેમની બેકારી દૂર કરવાના આશયથી જોડાયા હોય તો બેધડક જણાવે.

ભાષા-આંદોલનને વધારે નક્કર બનાવતા જઇને કેમ ઢાળતા રહેવું તે સમજવા, આપના જવાબો પ્રત્યક્ષ અને

પરોક્ષ રીતે ઘણા ઉપયોગી નિવડી શકે છે.

આદિવાસીઓ, વિચરતી જાતિઓ.. જેવાં માનવ સમૂહોમાં વધી રહેલી ચેતના અને ભાષા-આંદોલન જેવી પ્રવૃત્તિઓ દ્વારા સમગ્ર માનવ જાતની નવી જીવન શૈલી વિકસાવવા માટેના ચિંતનનો વિકાસ સાધતા જવાનો યોગ પાડતા જવાની સતત પ્રક્રિયાને આગળ વધારવી કઇ રીતે ?

'વિચાર' કોને કહેવાય ?

અહીં, મગજ સતત ચાલતું રહેવાથી આવતા સામાન્ય વિચારોની વાત નથી. વિશેષ વિચારો અંગે વિચારવાનું છે. દા.ત. ભૂખ લાગે એટલે ખાવાનો વિચાર આવે, તેને વિચારનું નામ આપવું યોગ્ય નથી. પરંતુ, દુનિયાના કરોડો ભૂખ્યા જનોના ભોજનની વ્યવસ્થા કઇ રીતે કરી શકાય ? તેના ઉપાય માટેના વિચારને 'વિચાર'કહી શકાય.. કે, અહિંસા દૂર કરીને શાંતિ સ્થાપવા શું કરવું ? તેનો 'વિચાર'... વગેરે...

જીવનના તત્ત્વજ્ઞાન-ચિંતનના સંદર્ભમાં 'વિચાર' કરવાનો છે.

નવા-નવા વિચારોના આધારે નવા-નવા કાર્યક્રમોનો ક્રમિક વિકાસ અને, શક્ય તેટલું મહત્તમ અમલીકરણ, સાથે-સાથે કાર્યક્ષેત્રના ક્રમિક વિસ્તારની પ્રક્રિયા, 'વિચાર'ને આગળ ને આગળ વધારે છે. હા, યાદ રાખવું ઘટે કે કાર્યક્ષેત્રને વિસ્તારવા જતાં કાર્યક્રમ-અમલીકરણની ગુણવત્તાને અસર થવી જોઇએ નહીં. જો ગુણવત્તા ના સચવાય તો, બહેતર છે કે વિસ્તાર વધારવો નહીં. બલ્કે, ગુણવત્તા સાચવવા માટે જરૂર પડે તો, વિસ્તાર ઘટાડવો. કોઇપણ ચોક્કસ વિચારને આધારે જેટલું પણ કાર્ય થાય તે ઠોસ, ઊંચી ગુણવત્તાવાળું અને યોગ્ય પરિણામ લક્ષી હોવું જોઇએ. જેમ સુદૃઢ માળખું વધતું જાય, તેના પ્રમાણમાં જ વિસ્તારને આવરી શકાય. આમ ના બને તો નાનું પણ નક્કર કામ કરવું સારું.

અમુક એક વિચાર આધારિત, પ્રવૃત્તિ જેમ-જેમ આગળ વધે છે તેમ-તેમ જે તે વિચારનું પીંડ બંધાતું જાય છે. તો વળી, એ વિકસતું વિચાર-પીંડ પ્રવૃત્તિને આગળ વધારે છે. આમ, એકબીજાની પૂરક એવી સમાંતર ચાલતી આ પ્રક્રિયા આગળ ઉપર એક નવી સમાજ વ્યવસ્થાનો વ્યાપક 'વિચાર' પ્રસ્તુત કરવામાં ઉપયોગી નિવડી શકે છે. આ માટે 'ભાષા' દ્વારા થઇ રહેલા પ્રયોગો હાથવગા છે.

આ દિશામાં એક અગત્યનું પગલું ભરવા, ભાષા-આંદોલન સાથે પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે જોડાયેલા કેટલાક પાયાના કાર્યકરો સાપુતારા ખાતે ચાલુ માસની ૪ થી ૫મી તારીખોએ બે દિવસો માટે મળી રહ્યા છે. તેઓ, ભાષા આંદોલન દ્વારા આવતાં ૧૦ વર્ષો માટેના સમયબદ્ધ કાર્યક્રમનો એક દસ્તાવેજ તૈયાર કરવાના છે. જાણે કે 'ભાષા' ની દસ વાર્ષિક યોજના. મને લાગે છે કે આ દસ્તાવેજમાં 'ભાષા' ની નીતિનું વિગતવાર ઘોષણા-પત્ર (Policy Statement) આમે જ કરવામાં આવશે તો સારું રહેશે.

એ મહત્ત્વકાંક્ષી ૧૦ વર્ષના આયોજનના આધારે આવતાં ૧૦ વર્ષમાં જે અમલીકરણ થશે અને તેમાંથી મળતા અનુભવના આધારે જે મંથન-ચિંતન ચાલતું રહેશે... તે 'સમગ્ર અનુભવ' એક સ્પષ્ટ 'વિચાર' આપવામાં ઠીક-ટીક મદદરૂપ થઇ શકે છે. આમ, ૧૦ વર્ષ પછી નવી 'માનવ સમાજ વ્યવસ્થા' ના લગભગ સર્વાંગ વિચારની નક્કર રૂપરેખા તૈયાર થઇ શકે છે. આ માટે 'ભાષા' (ભાષા-આંદોલન) એક પ્રયોગશાળાની ગરજ

સારવા માટેનું કૌવત ધરાવે છે.

સમગ્ર માનવ સમૂહને ધ્યાનમાં રાખીને આવતાં ૧૦ વર્ષ પછી માનવ જાત માટેની નવી વ્યવસ્થા માટેનો નવો વિચાર આપવાનું કાર્ય અશક્ય નહીં હોવા છતાં, ખૂબ-ખૂબ અઘરું તો છે જ.

માણસના સ્વભાવની જટિલતા અને કેટલાંક હજાર વર્ષોથી માણસે જે સમાજવ્યવસ્થા ઊભી કરી છે તેની જટિલતાનો વિચાર કરીએ તો જણાશે કે નવા વિચારની શોધની કામગીરી પણ ખૂબ જ અટપટી અને જટિલ રહેવાની.

બ્રહ્માંડ/ડો ને ધ્યાનમાં રાખીને પૃથ્વીનો ઇતિહાસ, વિશેષ કરીને આજની ભૌગોલિક પરિસ્થિતિ, પર્યાવરણ... માનવ ઉત્ક્રાંતિ.. જેવી ઘણી બાબતોનો વિચાર કરવાનો હોઇ 'વિચાર' ઉપરની ચિંતન-પ્રક્રિયા એકદમ સુરેખ હોઇ શકે નહીં. અંકગણિતની જેમ ૧, ૨, ૩, ૪.... ૫૨, ૫૩... ૮૫, ૮૬... એમ નહીં. પણ, માનવગણિતની માફક ૩, ૧૮, ૨, ૮૭.. વગેરે.

એટલે કે આજે માનવ સ્વભાવની વાત થાય, તો બે-ત્રણ દિવસો પછી પર્યાવરણની ચર્ચા. તો વળી પાંચેક દિવસો પછી ફરી માનવ સ્વભાવની છણાવટ. રમુજમાં કહી શકો કે વડોદરાથી મુંબઈ, મુંબઇથી દિલ્હી, ત્યાંથી કલકત્તા થઇ ભોપાલ થઇ કન્યાકુમારી... એમ, આમ-તેમ થતાં-થતાં... સંઘને કાશીએ પહોંચાડવાનો.

માનવ સમાજ વ્યવસ્થા માટેનો કોઇ સંપૂર્ણ, આખરી અને કાયમી વિચાર હોઇ શકે ? તો, એનો જવાબ 'ના' છે. એનું મુખ્ય કારણ એ છે કે માનવ સહિત કંઇ જ સંપૂર્ણ (Absolute) હોતું નથી. માટે, વધુ ને વધુ પૂર્ણતા (સંપૂર્ણતા નહીં) એટલે કે Perfection તરફ જતા વિચાર અને વ્યવસ્થા અને એના અનુસંધાનની કામગીરીના અમલીકરણ માટે સતત તાજગી સાથેના સતત પ્રયત્નો કરતા રહેવાથી માનવ જાતને સારા એવા પ્રમાણમાં / મોટી માત્રામાં તંદુરસ્ત, આનંદી-સુખી બનાવી શકાય.

આવી પૂર્વભૂમિકાના સંદર્ભમાં 'વિચાર' ને આગળ વધારવા અને સુસ્પષ્ટ કરતા જવા માટે માનવ સ્વભાવને સમજવો જરૂરી છે. લગભગ તમામ, ખાસ કરીને ઉત્ક્રાંતિમાં જે વિકસિત થતા રહ્યા છે તેવા જીવ-જંતુઓ, પક્ષીઓ અને પ્રાણીઓમાં, ખાસ તો માનવ-પ્રાણીમાં ઘણુંખરુ ત્રણ મૂળભૂત વૃત્તિઓ (Instincts) જોવા મળે છે. ભૂખ, ઊંઘ અને કામવૃત્તિ (Hunger, Sleep and Sex). આ વૃત્તિઓને અમુક પ્રમાણમાં કાબૂમાં રાખી શકાય પણ, સદંતર નાબૂદ કરી શકાય નહીં. આ ત્રણ વૃત્તિઓ ઉપરાંત, સમયની સાથે-સાથે મનુષ્ય સ્વભાવમાં કેટલાંક અન્ય લક્ષણો (Impulses) નો ઉમેરો થયો છે. આમાં, અમુક હકારાત્મક છે તો અન્ય નકારાત્મક પણ છે. જેમ કે હકારાત્મક એવાં પ્રેમ, શાંતિ, વિશ્વાસ, સત્યપ્રિયતા, આનંદ..વગેરે. જે, માનવનાં સુખમય વિકાસ માટે સહાયાભૂત છે. તો, નકારાત્મક એવાં સ્વાર્થ, લોભ-લાલચ, ગુસ્સો, હિંસાત્મકતા, દ્વેષ.. વગેરે સુખમય સમાજ માટે અવરોધક છે.

Insticts ને માનવ સમૂહના સુખ માટે કેમ, કેવી રીતે, કેટલા પ્રમાણમાં સહજ રીતે કાબૂમાં રાખવાં ? હકારાત્મક લક્ષણોનો વિકાસ કરવા શું કરવું ? નકારાત્મક Impulses ને સદંતર નહીં તો લગભગ નાબૂદ કરવાં કઇ રીતે ?

આ પ્રશ્નોના એકદંર જે જવાબો મળે તે, આપણી નવી સમાજ વ્યવસ્થાના નવા વિચાર માટેના અભિયાનમાં ઉપયોગી નિવડી શકે છે.

માણસના વ્યક્તિગત સ્વાતંત્ર્ય અને સમૂહમાં રહેવામાં તેના વ્યક્તિગત સ્વાતંત્ર્ય પર આવતા અંકુશનો સમન્વય સાધવાનું કામ ઘણું જ કપરું છે. માટે, સમૂહ જીવનની કોઇ એવી વ્યવસ્થાનો વિચાર થઇ શકે કે જેમાં માણસના સમૂહમાંના અધિકારો અને ફરજો તેમજ સમૂહ જીવનમાં એના વ્યક્તિગત અધિકારોની-સ્વાતંત્ર્યની મહત્તમ જાળવણીનું સમતોલન ઊભું કરવું કઇ રીતે ?

'નવા વિચાર' માટેની આપણી ખોજ માટે જે ચર્ચા માંડી છે તેમાં આપ પણ આપના વિચારો જણાવતા રહેશો તો, ઘણી મદદ મળશે.

આપની અભિવ્યક્તિ માટે ભાષા-પત્ર તો છે જ.

આ લખી રહ્યો છું ત્યારે, ૩૧મી ઓક્ટોબરની રાત્રીએ ભારતનાં બે આગેવાનો સર્વશ્રી સરદાર વલ્લભભાઇ પટેલ અને ઇન્દીરા ગાંધીને જુદાં-જુદાં કારણોસર પણ, યાદ કરવા જેવાં ખરા. સરદારનાં તેઓના સેવા માટે સત્તા, સાદગી, સરળતા (સ્ટ્રેઇટ ફોરવર્ડનેસ), દ્રઢતા, કુનેહ.. વગેરે ગુણો સમજવા-શીખવા જેવાં છે. તો, ઇન્દિરા ગાંધીના હિંમતના ગુણને દાદ આપવી પડે.. પરંતુ, તેમના આપખુદ વળણને ભૂલથી પણ, જરાય નજીકમાં ફરકવા દેવાય નહીં.

મુખ્યત્ત્વે તો હું ખેડૂત છું. ખેડૂતને કેટલીક અણધારી કામગીરી આવી પડતી હોય છે. કામનું ઓચિંતું વધારાનું ભારણ આવી પડ્યું છે, તેથી, સાપુતારા આવી શકાશે નહીં. એમાં આપની ક્ષમા યાચના કરતાં વધારે તો મારે મારી જાતને જ દરગુજર કરવાની છે. કેમકે એમાં નુકસાન તો મને જ થશે ને !

સાપુતારા ખાતે મળનાર ચિંતન-મિલનની સફળતા ઇચ્છતો આપનો દોસ્ત,

જશવંતસિંહ.

જશવંતસિંહ ચૌહાણ

૩૧ ઑક્ટોબર, ૨૦૦૬

## વસંત રાઠવા, તેજગઢ

આદરણીય

ડૉ. દેવીસર

આપની સાથે આટલા વર્ષોથી ક્યારે પણ પત્ર મારફતે ચર્ચા કે સંવાદ કરી શક્યા નહીં પણ આપે શરૂઆત કરેલ 'ભાષા પત્ર' મારફતે આજે એ તક સાપડી છે. એ તક ઝડપીને પહેલીવાર આપની સમક્ષ પત્ર લખવાની કોશિશ કરી રહ્યો છું. આમ તો સંવાદની શરૂઆત તો ત્યારે જ શરૂ થઇ જ્યારે અમારી જેવા પોતાના સમાજથી વિમુખ થયેલા યુવાનોને સમાજ વિશે સભાન કર્યો તથા તેમને અલગ-અલગ વિષયોનું જ્ઞાન આપીને તેમને પોતાના વિચારોને અનુકુળ કાર્ય કરવાની છૂટ તથા તેમાં માર્ગદર્શન આપતા રહ્યા છે. તે સંવાદમાં 'ભાષા' ક્યારે બની તેનો ખ્યાલ જ ન રહ્યો. એ ખૂબ જ જરૂરી પણ છે, કારણ કે શરૂઆતના કાર્યમાં ગણતરીના સહકાર્ય હતા. આજે આ કાર્યમાં આપણા સહભાગીઓની દિન-પ્રતિદિન સંખ્યામાં વધારો થતો રહ્યો છે. આ દરેક સહભાગી સાથે અંગત સંવાદ કે ચર્ચાઓ શક્ય નથી. જેથી આપણા મનમાં કે આપણા કાર્યમાં થઇ રહેલ નવા અનુભવો આપ 'ભાષા પત્ર' મારફતે આપનાથી દૂર એવા પહાડો કે જંગલમાં રહેતા આપણા સહભાગીઓ સુધી આપનો સંવાદ પહોંચી રહ્યો છે, તે આનંદની વાત છે. પણ આપણા કાર્યમાં જોડાયેલ દરેક સહભાગીઓની ક્યારેક આપને રૂબરૂ મળીને આપણા કાર્ય તથા દેશ દુનિયામાં આદિવાસીઓની નવી મુશ્કેલીઓ કે તેમના વિકાસ માટે નવા માપદંડની ચર્ચાની ઇચ્છાઓ હોય, કારણ કે આપનો સંવાદ એ લેખિત સ્વરૂપમાં છે જ્યારે આદિવાસી સમાજ અત્યાર સુધી મૌખિક પરંપરાથી ટેવાયેલ સમાજ છે. એટલે ક્યારેક સમયની ભાગદોડમાંથી થોડો સમય અમારી જેવા પહાડો કે જંગલમાં રહેતા યુવાન આદિવાસીઓ સાથે મૌખિક ચર્ચા કે સંવાદ માટે સમય આપવો પણ જરૂરી બને છે.

મનુષ્ય જ્યાં સુધી જીવિત રહે છે, ત્યાં સુધી સતત વિચારતો રહે છે. વિચારવા માટેનો વિચાર કદાચ અલગ-અલગ દિશાઓ તરફ ફંટાતો હશે. પણ તે વિચારે છે તે વાત નક્કી છે. આપણે જે પણ વિચારી છે. એ વિચારોમાં આપણે કોને કેન્દ્રબિંદુ રાખીને વિચારીએ છે, એના ઊપર નિરભર કરે છે. આપણા વિચારોમાં આદિવાસી કેન્દ્રબિંદુ છે, જેમાં આદિવાસી આત્મનિર્ભર બને, દૂનિયાને ઓલ્ટરનેટીવ સમાજ આપવો, સાહિત્ય જગતમાં આદિવાસી સાહિત્યને સ્થાન આપવું તથા આદિવાસી વિકાસના અત્યાર સુધીના માપદંડ તોડીને નવા માપદંડ સ્થાપવા જેવા વિવિધ વિચારો. આ વિચારો ક્યાથી આવ્યા એવા વિવિધ પ્રશ્નો થયા કરે પણ આ તો સતત ચિંતન અને મનન કરેલા વિચારોને પ્રત્યક્ષ જીવનમાં મૂકીને તેનો અમલ કરેલ વ્યક્તિ કે સમાજમાં નવો વળાંક આવી શકે. જેવી રીતે અત્યારે ભારતભર 'લગે રહો મુન્નાભાઈ' ચલચિત્ર એ ગાંધીગીરીનો નવો વિચાર મુક્યો. જે કામ આટલા વર્ષોમાં મોટા-મોટા મ્યુઝિયમ કે પુસ્તકો ન કરી શક્યા એ કામ ત્રણ કલાકની ફિલ્મ કરી રહી છે.

એ જેના માટે સમાજવિદ્ એવા શિવ વિશ્વનાથન જેવા લેખકો, કર્મશીલ લોકોએ લખવું પડે છે, કારણ કે એક વિચારને ચલચિત્ર મારફતે સમાજમાં મૂકીને વ્યક્તિ કે સમાજને નવો વિચાર આવ્યો, એવી જ રીતે આદિવાસી સમાજ માટે પણ નવા વિચારોની જરૂર છે, કારણ કે આજે ચારો તરફથી આદિવાસી સમાજ ઉપર અલગ-અલગ રાજકીય પક્ષો, ધાર્મિક સંગઠનો અને હવે નવી નવી આવી રહેલ ઔદ્યોગિક કંપનીઓ પોતપોતાના વિચારો મૂકીને આદિવાસીને પોતાના પક્ષમાં લઇને તેમના વિચારોનો ગુલામ બનાવીને તેમને પોતાની સંખ્યાબળમાં વધારો કરી રહ્યા છે, જેની સમાજમાં તેમજ દેશમાં પોતાનું વર્ચસ્વ સ્થાપી શકે. આમ થવાથી આપણી સમક્ષ મૂશ્કેલીઓમાં વધારો થતો જતો રહે છે. પહેલા ચોક્કસ વર્ગ સમક્ષ સંઘર્ષ હતું હવે આપણા જ સમાજમાંથી અંગત સ્વાર્થ સાંધિને વિખૂટા પડેલા આપણા લોકો સમક્ષ પણ સંઘર્ષ કરવાનું છે, જેથી આપણા વિચારોને સતત સંવર્ધન થાય. તેમજ તેને વેગ મળતો રહે એ માટે 'ભાષા-પત્ર' થી વિચારોનો પ્રચાર-પ્રસાર થતો રહેશે પણ એથી પણ વધુ આપણા વિચારોનું સંખ્યાબળ વધે એ માટે ક્યારેક-ક્યારેક મૌખિક સંવાદ પણ જરૂરી છે.

અંતમાં નવા વર્ષની આપને શુભકામના, આપણા કાર્યમાં યશસ્વી થઇએ તથા આપણું સ્વાસ્થ્ય તંદુરસ્ત રહે એ માટે નવા વર્ષમાં કુદરત સમક્ષ પ્રાર્થના કરુ છું. તેમજ 'ભાષા-પત્ર' મારફતે આદિવાસી હિતેચ્છુ એવા મારા સર્વ સાથીઓને નવા વર્ષની શુભકામના.

પ્રિય ભાષાસેવક મિત્રો,

ભાષા આંદોલનના સક્રિય જનોને કયા નામે સંબોધવા ?

ભાષામિત્ર, ભાષાસાથી, ભાષાસખી/સખા, ભાષાભગિની/બંધુ, ભાષાજન, ભાષાબિરાદર, ભાષાભાઈબંધ... પ્રેમથી કંઇપણ કહો.

એક કહેતાં અનેક મિત્રો સાથે સંવાદ સાધવાનો છે. ભાષા-પત્ર દ્વારા સામૂહિક સંવાદ. આપણા બધાં વચ્ચે માહિતી અને વિચારોની આપ-લે એ ભાષા-પત્રનો એક હેતુ છે. સાથી શ્રી ગણેશ દેવી હોય, આપમાંના કોઇપણ હોય કે મારા જેવાઓ, *संवाद आगे बढाना है ।*

ભાષા-પત્ર બરાબર ચાલે તો 'ભાષા'નું મુખપત્ર બનવાની સાથે-સાથે, નવા-નવા વિચારોનું વાહક બનવાની સંભાવના-શક્યતા છે.

ભાષાના આરંભથી, વચ્ચે કે તાજેતરમાં જોડાયા હોય, છેલ્લાં ૧૦ વર્ષમાં આપના બધાંના ઓછા-વત્તા સહિયારા પુરુષાર્થથી ભાષાનાં સપનાં સાકાર થવા માંડયાં છે. 'ભાષા' ની ભાષા ફેલાવા માંડી છે. નવરચના થકી માનવ સમાજને નવી વ્યવસ્થામાં ઢાળવા માટેનાં ઢોલ વાગવા માંડયાં છે. ઢોલનો અવાજ તેજગઢના ડુંગરની તળેટીએથી આગળ વધવા માંડયો છે. આગળ ને આગળ વધતો આ અવાજ ક્યારેક વિશ્વનાદ પણ બની શકે છે.

મને યાદ છે ત્યાં સુધી ૧૯૯૯ના ઉત્તરાર્ધના મધ્યના ગાળામાં શ્રી ગણેશ દેવી સાથે પહેલીવાર તેજગઢ જવાનું થયેલું. હાલ જ્યાં આદિવાસી અકાદમી છે ત્યાંની વેરાન જગા બતાવીને તેઓએ ત્યાં શું શું કરવા ધાર્યું છે તેની વાતો મને કરેલી. ખરેખર ! તે વખતે તેમણે કરેલી વાતો કરતાં તો અનેક ગણું કામ થયું છે ! ભાષા સંશોધન પ્રકાશનનું જે કામ કરવાનું હતું તે એવી રીતે આગળ વધ્યું કે 'ભાષા' ના જાણે કે અનેક અર્થો રચાવા માંડયાં. કહી શકાય કે ભાષા દ્વારા ગ્રામ્ય વિકાસ, ભાષાનું ભંડોળ ફળીયું... એમ કહેતાં ભાષા જળ સંચય (ભંડોળ) યોજના... જેવા અર્થપૂર્ણ કાયક્રમો દ્વારા.... ભાષા આંદોલન.

જો આમ ચાલે તો, ભાષા આંદોલન થકી આવતાં ૧૦ વર્ષ પછી, વિશ્વમાનવના સાચા સુખની સાચી વ્યવસ્થા કેવી હોઈ શકે ? એનો નમૂના સાથેનો એક વૈકલ્પિક વિચાર વિશ્વ સામે પ્રસ્તુત કરી શકાશે.

૧૯૯૬માં 'ભાષા' સંસ્થાના જનમ પછી માત્ર ૧૦ વર્ષના ગાળામાં એવી તો ચળવળ ચાલી કે ભાષા-આંદોલન અણધારી ઝડપે આગળ વધવા માંડ્યું. નાનાં નાણાં ભંડોળ, અન્ન ભંડોળ, પાણી ભંડોળ જેવી સ્વસંચાલિત સહકારી વ્યવસ્થાઓ દ્વારા ગ્રામ વિકાસ, હુન્નર ઉદ્યોગ તાલિમ, સ્વરોજગાર, સ્વાસ્થ્ય... વગેરે કામગીરીનો તીવ્ર ગતિ સાથે વધતો વ્યાપ, અને વધતો વિસ્તાર ! બધું એવું તો આગળ વધી રહ્યું છે કે બીજા તો ઠીક, ખુદ શ્રી ગણેશ દેવીને થતું હશે, *यह क्या हो रहा है !*

૧૦ વર્ષે કિશોરાવસ્થા આવે. 'ભાષા' ને જાણે કે વહેલા પુખ્ત થઇ જવાની એવી ઉતાવળ આવી કે ૧૦ વર્ષમાં તો બાળપણ અને કિશોરાવસ્થા વટાવી યુવાનીના ઉંબરે આવી ગઈ ! 'ભાષા' ઉદ્ગમ વેળાની ધીમી મધુર ચાલ, ઝડપ વધવા સાથેનો ખળખળાટ, અને હવે જોવા મળશે 'ભાષા'એ પકડેલા ભારે વેગનો ઝંઝાવાત. કેટલીક જગ્યાઓથી ઉદ્ભવેલાં અને અનેક સ્થળોએથી આવનારાં આવાં ઝરણાં મળીને-ભળીને સરિતા બનશે. ભાષા સરિતા. જે છેવટે, સમગ્ર માનવ જાત રૂપી મહાસાગરને મળશે.

વહેલી તરૂણી બનવા જઇ રહેલી ભાષાને જેમ-જેમ લોકો જોતા-જાણતા થાય છે તેમ-તેમ તેઓ તેને ગમાડવા માંડે છે. દીકરી ભાષા માટે બધાંને ચાહત થાય તે ભારે આનંદની વાત છે. આપણે ઈર્ષા રાખતા નથી, ઇજારો પણ ઊભો કરવા માગતા નથી. જે કોઇ માનવ માનવ વચ્ચેની સમતામાં માનતું હોય, કોઇપણ પ્રકારના શોષણનું વિરોધી હોય, હર અન્યાય-જુલ્મનો સામનો કરવા તૈયાર હોય તે આવે. પ્રેમ, સત્ય, વિશ્વાસ, પ્રામાણિકતા જેવાં માનવ મૂલ્યો પાળવા માટે પ્રતિબદ્ધ હોય તે બધાં આવો. બધાં એક થઇને ભાષા આંદોલનને એવું વિરાટ સ્વરૂપ આપો કે 'ભાષા' માનવ પ્રાણીને સાચા અર્થમાં 'માણસ' બનાવવાનું માધ્યમ બની જાય.

છેલ્લાં કેટલાંક વર્ષોથી કોઇક-કોઇક વાર ભાષા આંદોલનામાં સક્રિય સાથીઓ સાથે વાતચીત કરવાનો મોકો મળ્યો છે/મળતો રહે છે. સપ્ટેમ્બર ૨૦૦૬નું ભાષા-પત્ર જોઇને મને વિશેષ આનંદ થયો. કેમ કે : ઓગસ્ટ ૨૦૦૬ ના ભાષા-પત્રમાંના શ્રી ગણેશભાઇ (ગણેશ દેવી) ના સાદના, ત્રણ મિત્રોએ પ્રતિસાદ પાઠવ્યા છે. એ ત્રણ પત્રો પાઠવનારા સાથીઓની વિચારક્ષમતા, સમજ અને 'ભાષા' માટેની નિસબત તેમજ સમર્પિતતાની ઝલક જોવા મળી. એથી, મારા ઉત્સાહમાં થયેલા અનેરા વધારા સાથે આગળની વાત...

ભાષાનો અભિગમ હકારાત્મક-રચનાત્મક-સર્જનાત્મક હોવાથી ધીમે-ધીમે એવું પિંડ બંધાવા માંડયું છે કે

એની સાથે જોડાયેલા સાથીઓમાં પણ આપોઆપ જ, સહજ રીતે, જાણે-અજાણ્યે સર્જનાત્મકતા વિકસતી જાય છે. શ્રી ગણેશભાઇએ NGO (બિન સરકારી સંસ્થા) ને બદલે NSO (નવી સામાજિક સંસ્થા) એવા પર્યાયનો ઉલ્લેખ કર્યો છે. જેમાં સર્જનાત્મકતા જણાઇ આવે છે.

અન્ય NGO કરતાં 'ભાષા' NSO ઘણી રીતે અલગ પડે છે. આદિવાસી સમાજ માટે બીજી જે સંસ્થાઓ-સંગઠનો કામ કરે છે તેમાંની મોટા ભાગની કલ્યાણ પ્રવૃત્તિઓ ચલાવે છે, કેટલીક કોઇ કોઇ વાર તેઓના અન્યાય સામેની લડતો પણ ચલાવતી જોવા મળે છે. વળી, નક્સલવાદી સંગઠનો હિંસાનો આશરો લઇ આંતક પણ ફેલાવે છે. લગભગ એ બધાં જ સંગઠનો, પોતાને સુધરેલા ગણાવતાં અન્ય માનવ સમૂહો; વિશેષ કરીને સદીઓથી શોષણ કરનાર; અન્યાય આચરનાર; પરોક્ષ કે પ્રત્યક્ષ રીતે સત્તા ભોગવનાર વર્ગો સામે ઓછાવત્તા અંશે; દેખીતી કે સુષુપ્ત અવસ્થામાં, બદલાની ભાવના રાખતા હોય એમ જણાય છે. વેરથી વેર શમતું નથી. માટે, 'ભાષા'ની ભાષા પ્રેમની છે. અહીં જ વિચાર, કાર્યક્રમ અને કાર્યશૈલીનો તફાવત દેખાઇ આવે છે. 'ભાષા'ના અભિગમ ની આ મૂળભૂત અને મહત્ત્વની બાબત છે.

વિચરતી અને વિમુક્ત જાતિઓ જેવા સમૂહો, દલીતો કે ગરીબો સાથે સદીઓથી આદિવાસી (આદિજાતિ) સમૂહ અન્યાયનો-અત્યાચારનો ભોગ બનતો આવ્યો છે. આ સમૂહોએ જે અન્યાય-શોષણ-યાતનાઓ ભોગવી છે, તે યાદ કરતાંની સાથે જ લોહી ઉકળી ઊઠે છે. થાય છે કે અન્યાયકર્તાઓ-શોષણખોરો-અત્યાચારીઓનો ખાત્મો બોલાવી દઇએ... પણ, ના. મોટું મન રાખીને માફ કરવામાં મહાનતા છે. શ્રી ગણેશ દેવીએ પણ આ અહિંસાના અભિગમને અગ્ર સ્થાન આપ્યું છે.

પ્રેમ છે ત્યાં અહિંસા છે. અને, અહિંસા છે ત્યાં પ્રેમ છે. 'ભાષા' ની કામગીરીમાં પ્રેમ, સત્ય, અહિંસા, પ્રામાણિકતા વગેરે મૂલ્યો એટલી સહજતાથી વણાઇ રહ્યાં છે કે એમાં જોડાનાર પણ એનાથી જાણે-અજાણ્યે રંગાવા માંડે છે. વિગતે વિચારતાં સમજાય છે કે આ મૂલ્યોનો રંગ આદિજાતિ સમૂહમાં સ્થાયી છે-કાયમી છે. અને માટે જ એ મૂળ મૂલ્યોનો અમલ સહજ રીતે થઇ રહ્યો છે. આગળ જતાં એ રંગ એવો તો ઘેરો બનશે કે આદિજાતિ નવી સમાજ વ્યવસ્થાના નિર્માણની રાહબર બનશે.

આદિવાસી સાચું બોલતો હોય અને એને કોઇ ખોટો કહે, પ્રામાણિક આદિવાસીને અપ્રામાણિક ઠરાવવાનો પ્રયત્ન થાય, એણે ચોરી ના કરી હોય અને એના પર ચોરીનું આળ ચડાવવામાં આવે.. તો ? આપણો સાચો આદિવાસી સ્વાભાવિક જ આવેશમાં આવી જાય છે. એવે સમયે, ઝનૂની બની જાય છે. એવા નાના-મોટા, છૂટા-છવાયા બનાવોને આધારે આદિવાસીને હિંસક માનવાની ભૂલ કરવામાં આવે છે. હકીકતમાં તો આદિજાતિ જેવી આનંદી જાત બીજી કોઇ નથી. એમની તો સંસ્કૃતિ અને સ્વભાવમાં જ આનંદ છે. સપ્તરંગી આનંદ.

પોતાને જે સુધરેલો સમાજ કહેવડાવે છે તેના દંભના પડદાને હટાવવામાં આવે તો માલુમ પડે છે કે તેઓની પ્રગતિના મૂળમાં પરસ્પર નફરત, અવિશ્વાસ, અસત્ય અને હિંસા રહેલાં છે. બારીકાઇથી જોઇએ તો આવાં અમાનવિય દુર્ગુણો આદિજાતિમાં જવલ્લે જ જોવા મળશે. આદિવાસી ભૂલ કરશે તો લગભગ તરત જ કબૂલ કરશે. કારણ કે, એનામાં દંભ નથી. ખુલ્લાપણું, પારદર્શકતા અને માનવમૂલ્યોની હાજરી, આદિજાતિની

મહામુલી ધરોહર છે. અને માટે જ ! આદિજાતિ પાસેથી, પોતાને સુધરેલા; આગળ વધેલા; પ્રગતિ પામેલા સમજતા, માનવ સમૂહો માટે ઘણું શીખવાનું છે. માટે, આદિજાતિને શીખવાડવાનો વિચાર માંડી વાળી, એમની પાસેથી શીખવાનું શરૂ કરવું જોઇએ.

'ભાષા'દ્વારા જાગૃત થયેલા આદિવાસી ભાંડુઓ પોતાનું શક્તિકરણ પોતે જ કરવા માંડ્યા છે. આપણા ઘડવૈયા બાંધવ આપણે. અને એ શક્તિકરણ જ્યારે એની ચરમ સીમાએ પહોંચશે, ત્યારે, માનવ સમાજને એક નવી વ્યવસ્થાનો વિચાર મળી ચૂક્યો હશે.

સમગ્ર માનવ સમાજના આનંદ અને સુખ-શાંતિ માટેની એ વૈકલ્પિક વ્યવસ્થા કેવી હશે તેનો આપણે બધાં ('ભાષા'વાળાઓ) વિચાર કરીએ/કરતા જઇએ/કરતા રહીએ...

હિંસા-અહિંસા, પ્રેમ-નફરત વગેરેના સંદર્ભમાં નક્સલવાદી ચળવળ અને ભાષા આંદોલનનો તફાવત સમજવા જેવો છે. શ્રી ગણેશભાઇએ પણ નક્સલવાદી ચળવળમાંની હિંસાને દૂર કરી, એમાં અહિંસાના તત્ત્વને દાખલ કરી, એ ચળવળને નવો, અર્થપૂર્ણ વળાંક આપી શકાય તેવો વિચાર વહેતો મૂક્યો છે. આવું શક્ય બને તો ! નક્સલવાદ અને ભાષાવાદ વચ્ચે સંવાદ ઊભો થાય... આવી શક્તિઓનો સમન્વય થાય તો સમસ્ત માનવ જાતિને પથદર્શક એવી નવી શક્તિ પેદા થઇ શકે છે.

નક્સલવાદી, ગાંધીવાદી, ભાષાવાદી... નક્સલવાદ, ગાંધીવાદ, ભાષાવાદ... શબ્દો કેવા લાગે છે !

આવતી કાલે ૨ ઓક્ટોબર. ગાંધીજીના સત્યના પ્રયોગો યાદ કરવાની ભલામણ સાથે,

જશવંતસિંહ.

જશવંતસિંહ ચૌહાણ

૧ ઑક્ટોબરની સવારે

# ભાષા-પત્ર
## સપ્ટેમ્બર ૨૦૦૬

### ભારત એમ. સલાટ, ઝોઝ

આ. સાહેબ,

આપ સ્વસ્થચિરાવરદા ભોગવો તેવી શુભેચ્છા.

આપશ્રી નો ઓગષ્ટ ૨૦૦૬-ભાષા પત્ર વાંચ્યો. એવું લાગ્યું જાણે કોઇ વડીલ સ્વજન વેદનાવશ થઇને સહાનુભૂતિ પૂર્વક ઠપકો આપી રહ્યા હોય.

એક ગુજરાતી કવિની પંક્તિ છે, ''હું માનવી માનવ થાઉં તોયે ઘણું.'' આપ ને માનવીથી ઓછા હોવાની લાગણી થાય છે, કારણ કે તમે માનવ છો, માનવતાના દૂત છો. હું જ્યારે જ્યારે તમારા વિચારો અને તમારા વિશે વિચારું છું ત્યારે આભા પ્રસરાવતી તમારી પ્રતિકૃતિ મારા મનોજગતમાં ઉત્પન્ન થાય છે.

પ્રેમવશ અવિવેક થતો હોય તો ક્ષમાપ્રાર્થીછું.

લોભી લાલચી, જેટલું હોય તેટલું ઘરમાં ભર્યે રાખનારા પ્રમુખ સમાજે ખરે જ જરૂરિયાત આધારિત જીવન જીવનારાઓનું જીવવું દોહ્યલું કરી દીધું છે. નીતિમત્તા અને મૂલ્યોની રીતે શ્રેષ્ઠ એવા જરૂરિયાત આધારિત જીવન ગુજારતા જન અવાક્ છે. તેઓ માટે 'ભાષા' બનાવવા, અમને સંવાદ કરતા કરવા બદલ અમે આપ અને સમગ્ર 'ભાષા' પર ગર્વ કરીએ છીએ.

અત્રે એન.એન.એસ. (રાષ્ટ્રીય સર્વે) ના અભ્યાસ અહેવાલ નાં તથ્યો રજૂ કરવા યોગ્ય સમજું છું. તે મુજબ ૬% મોટા ખેડૂતો પાસે ખેતીલાયક ૩૦% જમીન છે, જ્યારે કુલ જમીનના માત્ર ૧૧% જમીન ૭૧% ખેડૂતો પાસે છે.

દેશના ૫૧% લોકો પાસે કુલ સંપત્તિના માત્ર ૮% જ સંપત્તિ છે, જ્યારે ૧૫% લોકો પાસે ૬૧% સંપત્તિ છે.

શું આ તથ્યો આપણને ચક્રમ (પાગલ) બનાવવા માટે પૂરતાં નથી ? જમીન અને સંપત્તિની અસમાન વહેંચણી નકસલીઝમ અને વર્ગવિગ્રહને ફેલાવવા માટે જ તો નથી ને ? વૈશ્વીકરણ ધનવાનને વધુ ધનવાન બનાવે છે, અને ગરીબોને વધુ ગરીબ બનાવવા ઉપરાંત ગરીબોની સંખ્યામાં પણ વધારો કરે છે.

પણ, પ્રશ્ન થાય છે, પ્રાથમિક શાળામાં વિદ્યાર્થી પ્રથમ વર્ગ (ધોરણ)માં દાખલ થાય, ત્યારે બાળસહજ વૃત્તિઓને વિકસવા દેવી, એમ કહેવાય છે કે સંગ્રહખોરી એ બાળસહજવૃત્તિ છે, તો શું બાળકને પ્રથમ થી જ સંગ્રહખોરી કરવા દેવી ? આજે એ ભલે કચુકા, લખોટી, દિવાસળીની છાપો જ ભેગા કરે, પણ શું સંગ્રહ કરવાની એની ગ્રંથી નથી બંધાતી ?

બીજું, કથિત પ્રમુખ સમાજની પ્રીતિ પણ સંગ્રહખોરી છે, તો શું તેઓ હજી બાલ્યાવસ્થામાં છે ?

આજકાલ, તમે કહો છો તેમ, સમાજ વ્યવસ્થાનાં કેવળ લક્ષણોનું મહત્વ વધી ગયું છે. 'જેટલું હોય તેટલું લાવો' એ આજના માનવીનો જીવનમંત્ર બની રહ્યો છે, જે ખરેખર લોભ છે, ચોરી, લૂટફાંટ, છેતરપિંડી, યુદ્ધ

આ બધા અનિષ્ટો લોભની આસપાસ જ ફરતા રહે છે. સઘળા કથિત સુધારા ગાંધીજીની ભાષામાં કહીએ તો, અમુક સમુદાય માટે હળહળતા કુધારા સાબિત થયા છે; તેવા સમયે, આપણે બધા સાથે મળી નવી 'ભાષા' ની શોધ – રચના કરીએ અને તેને બુલંદ બનાવીએ તે આ સમયની માંગ છે !

પણ, તે પહેલાં 'ભાષા' ના દૂતોએ જ 'ભાષા' ને પ્રથમ સમજવી પડશે. કારણ કે, ભાષાના અજ્ઞાની કરતાં, ભાષાના અધુરા જ્ઞાનીઓ ભાષાને વધુ નુકસાન કરશે. એવા કેટલાયે કાર્યકર્તા મિત્રોને હુ જાણું છું, જેઓ કહે છે, 'આપણે આપણી આદિવાસી સંસ્કૃતિને જીવતી રાખવી પડશે, આપણ બાપ-દાદા કુકડી ખાતેલા, દારૂ-તાડી પીતેલા, આપણે પણ પીવું પડશે !' આમ, કહેતા ભી દિવાના, સૂનતા ભી દિવાના જેવો ઘાટ થાય.

આપણે મૂલ્યોને જીવંત રાખવા 'ભાષા' જોઇએ છે, ઉપર મુજબનું વલણ સંસ્કૃતિને મારી શકે, જીવાડી ન શકે. આપણે મૂલ્યો આધારિત એવા સમાજની, એવી સંસ્કૃતિની રચના કરવી જોઇએ, જેમાં દરેકને પોતાના માનવ્યનો અહેસાસ થાય, જ્યાં કોઇપણ પ્રકારના ભેદ કે વર્ગને સ્થાન હોય, દરેક પોતાપોતાના સ્વાભિમાન સાથે સન્માનપૂર્વક, પોતાની આગવી ઓળખ સાથે જીવી શકે.

એન.જી.ઓ. તરફ મીટ માંડી શકાય, પણ 'ભાષા' જેવી કેટલી ? એન.જી.ઓ. માં પણ હવે કોર્પોરેટ કલ્ચર પ્રવેશી ચૂક્યું છે. 'ભાષા' નો દરેક દૂત કાર્યકર મટી 'કર્મચારી' ન બની જાય એ જોવું તે જરૂરી છે.

અંતે, વિચારો અસ્ત-વ્યસ્ત લાગશે, કદાચ 'બુદ્ધિનું પ્રદર્શન' લાગશે. પણ આપની સાથે સંવાદ સ્થાપિત થવાનો અહદ આનંદ છે.

આપની અતિ વ્યસ્તતા વચ્ચે પત્ર લખશો (વ્યક્તિગત) એવી આશા તો કેમ રખાય ?

આ પત્ર, હું 'ભાષા આંદોલન' માં જોડાયેલો છું, એવું મને પોતાની જાતને ભાન રહે તેથી લખ્યો છે.

## રાઠવા ઉમેશકુમાર આર

આદરણીય

ડૉ. દેવી સર

કુશળ છુ. હશો.

સાચે જ પાછલા ઘણા સમયથી આપણી સાથે સંપર્કમાં આવવાનું ઓછું બન્યું છે. પરંતુ આપે જે પત્ર દ્વારા મળવાની પધ્ધતિ રાખી છે તે અમને મદદરૂપ થશે. આપના પત્રો વાંચ્યા છે અને ગમ્યા પણ છે પરંતુ છેલ્લો પત્ર ખરે જ અર્થપૂર્ણ લાગ્યો. દેશ અને દુનિયાને આપણે જે કહેવું છે, આપવું છે એનો આભાસ એમાં જોઇ શકાય છે. આપના પત્રનો એક ફકરો અહિં ટાંકી ને વાત કરૂ છું...

''તો પછી મને એવું લાગે છે હું જે ભાષા બનાવી રહ્યો છું એ ભાષા અધુરી છે, અડધી છે. એની અંદર અવાજ છે, શબ્દો છે, પણ એ શબ્દોનો અર્થ નક્કી થયો નથી. અથવા એ શબ્દોનો અર્થ મારા દિમાગમાં જે છે તેથી ખુબ અલગ અર્થ તમારા દિમાગમાં છે. અથવા તમારા દિમાગમાં અમુક અર્થ છે, પણ એ હું સાંભળી, સમજી નથી

શકતો. દોસ્તો, આવી પરિસ્થિતિમાં આપણે બધા એક કુટુંબના છીએ અને એક જ સમાજના છીએ એવું મારે માનવું પણ હોય તો કયા આધારે ?''

સર, આપે જે વૈકલ્પિક સમાજ નિર્માણનું એક વિશાળ ભગીરથકાર્ય ઉપાડયું છે. એ હું વ્યક્તિગત રૂપે સારી રીતે સમજ્યો છું, અને મને લાગે છે કે મોટા ભાગના આપણી સાથે જોડાયેલા મિત્રો પણ સારી રીતે સમજી શક્યા છે. આપ આ કાર્યમાં જોડાયેલ દરેક વ્યક્તિના કાર્ય, કૌશલ્યનો ઉપયોગ કઇ રીતે કરવો તે આપ સારી રીતે જાણો છો. આપ મારે લાયક જે પણ કામ આપશો તે ક્યારે પણ કરવા વ્યક્તિગત તૈયાર છું. આપે આખું એન્જીન બનાવ્યું છે. ક્યાં એક્સીલરેટર આપવું તે આપ જાણો છો.

હું વ્યક્તિગત એ આશા રાખું છું કે આપણે વધારે સંપર્કમાં રહીએ, ક્યારે ખુબ લાંબો સમય થઇ જાય છે. અંતમાં હું આપણી સાથે છું, દુનિયા આપણી પાસે ખુબ મોટી આશા રાખી રહી છે. મારી કોઇ ભુલ થઇ હોય તો માફ કરશો. તબિયત સાચવજો.

## નારણ યુ. રાઠવા, હરદાસપુર

નમસ્તે

આદરણીય ડૉ. ગણેશ દેવી સાહેબ

છેલ્લા ચાર માસથી આપનું ભાષા પત્ર વાંચીને નવા શબ્દોમાં, નવાં વાક્યોમાં, નવા વિચારોમાં નવું જાણવામાં દિલમાં આનંદ આવે છે. પણ

નથી રે રહેવાતું
નથી રે કહેવાતું
કોને કહું રે મારા દિલડાંની વાતો
સામે આવું તો બીક રે લાગે
કહેવા આવું તો દિલડાં દુભાય રે
કોને કહું રે મારા દિલડાંની વાતો

સર આપણે ૯૮માં મળ્યા એ પહેલા હું ૨૧ વર્ષનો હતો. એમાં શરમ લાગતી હતી. એમાં મને ફળિયાની, ગામની ખબર હતી અને ગામના તહેવારો, રીત-રિવાજો વિષે ખબર હતી. આપની સાથે મળવાનું થયું અને દુનિયાભરના આદિવાસીઓની વાતો સાંભળતો થયો. વિચારતો થયો. આદિવાસીના આર્થિક-સામાજિક અને સાંસ્કૃતિક વિશે જાણતો થયો. ત્યારબાદ હું અને નગીન બન્ને આપની વાત સાંભળ્યા બાદ વાતો (ચર્ચા) કરતા રહ્યા મિત્રો સાથે પણ મને લાગતા પ્રશ્નો ઉકેલ લેતો રહ્યો. ગ્રંથાલયના પુસ્તકોને પૂછતો રહ્યો. તે પણ મને અમુક જવાબ આપી દેતા હતા. એ વાતને હું ''ભાષા'' માનતો રહ્યો.

પરંતુ જ્યારે મ્યુઝિયમ વિભાગમાં કામ કરવા લાગ્યો ત્યારે દરરોજ મારા પાંચ મિત્રો સાથે મારો આખો દિવસ વીતી જાય પણ આ ભાષાની વાત તો ખૂટતી નથી. આજે પણ એ જ ચાલે છે. અમુક સમયે મિત્રો પણ મને ચિંતનમાં મૂકી દેતા હતા. પરંતુ હું ગ્રંથાલયના પુસ્તકો સાથે વાત કરતો હતો. અને અમુક પ્રશ્નમાં તમે એક લીટીમાં, એક વાક્યમાં જવાબ મળતો અને મિત્રોને જવાબ આપતો રહ્યો. ઓગષ્ટ ૦૬ ના ભાષા પત્રમાં લખેલ છે કે,

મારી જાતને હું માનવીથી થોડો ઓછો છું એવી લાગણી મને થાય છે. બીજું લખેલ છે દોસ્તો, આવી પરિસ્થિતિમાં આપણે બધા એક કુટુંબના છીએ અને એક જ સમાજના છીએ. એવું મારે માનવું પણ હોય તો ક્યાં આધારે ?

ઉપરના બન્ને વાક્યોથી મને ખુબ દુઃખ થાય છે. એના આધાર હું ક્યાં વાક્યોથી આપી શકું. એનો ઉત્તર મને મળતો નથી. પરંતુ એક વાક્ય છે. કુટુંબના વડા તરીકેનો વિશ્વાસ.

હવે થોડા ભાષા પત્રના પ્રશ્નો

૧. તમે ખરેખર ભાષા એટલે શું કહેવા માંગો છો. તે મને ગુંચવણમાં મુકે છે ?

૨. અવાજ ની ભાષા એટલે શું ?

૩. આપની નજર સામે ઉપસ્થિત ન હોય એવી વસ્તુને પણ શબ્દ દ્વારા બીજી વ્યક્તિ સુધી પહોંચાડવાની તાકાત જે ધ્વનિમાં હોય છે. માત્ર એવા જ ધ્વનિ ને ભાષા કહેવામાં આવે છે. એ મને વિસ્તૃત સમજવું હતું.

૪. ''વાચા'' શબ્દનો ઉદ્‌ભવ ક્યાં-કેવી રીતે થયો હતો ?

સર, છેલ્લા બે વર્ષથી મ્યુઝિયમના વિચારોમાં ખોવાયેલ આપના વિચારોને આધારે મ્યુઝિયમના વિચારો, નવી કલ્પનાઓમાં, નવા પ્રદર્શનોમાં ખોવાયેલ છે. તેમાં પણ ભાષા, અવાજ, મ્યુઝિયમ એ આવ્યા કરે છે. તે દરરોજ આ જ ચિંતનમાં છે. એ વાત હું તમને નથી કરી શકતો.

નવા નવા મ્યુઝિયમોની વાતો-ચર્ચાઓ સાંભળું છું. પણ ભાષા પત્રમાં કાંઇ નથી વાંચતો.

ઉપર આપેલા ત્રણ પત્રો ગયા મહિનામાં મને મળ્યા. એ પત્ર વાંચ્યા પછી, પત્રોમાં જે પશ્નો ઉઠાવેલા છે તે વિશે વિચાર કરવા લાગ્યો. આમાંથી દરેક પશ્નનો નક્કર ઉત્તર આપવો શક્ય છે, અને જ્યારે આ ત્રણ પત્ર લેખકોને મળવાનું થશે ત્યારે એના જવાબ હું એમને ચોક્કસ આપીશ. પણ અહિં મહત્વની વાત એ છે કે આ ત્રણ પત્રો મને મળ્યા, એનો આનંદ થાય છે. પછી પત્રોમાં માત્ર સ્તુતિ, માત્ર પ્રશંસા નથી પણ પશ્નો છે એનો ખાસ આનંદ થયો. યુવાનો પ્રશ્નો વિચારતા થાય, એ પશ્નોના જવાબ મેળવવા માટે વાંચન કરતા થયા, એ વાંચનના તારણો

વિશે ચિંતન કરતા થયા, તો સમાજમાં બદલાવ આવવાનો સમય પાકી ગયો છે એ વાત નિશ્ચિત છે. આ ત્રણ પત્રોમાં જે પ્રશ્નો આવ્યા છે તે આપનું ધ્યાન વ્યક્તિગત ખામીઓ તરફ ખેંચે છે તેમજ જ્ઞાન પ્રક્રિયાના વિવિધ પાસાં તરફ પણ ધ્યાન ખેચે છે.

જ્યારે કોઇક મોટું આંદોલન શરૂ થાય છે, જ્યારે પણ સમાજનો અમુક હિસ્સો નવા વિચારથી પ્રેરીત થાય છે, ત્યારે આ પ્રકારે પ્રેરીત થયેલા વર્ગના દરેક વ્યક્તિમાં એક સરખીજ ગુણવત્તા હોતી નથી. આવા પ્રકારના જુથોમાં અથવા તો સંગઠનોમાં જાત જાતના વ્યક્તિઓ સામિલ થયેલા હોય છે. તેમાંથી અમુક ને જાતની આર્થિક વિવંચના કે ચિંતા રહેલી હોય છે, કેટલાંક વ્યક્તિગત વિકાસ ના નામ હેઠળ અધિકાર મેળવવા અથવા વધારે કીર્તિ મેળવવામાં માટે પણ એમા શામેલ થયેલા હોય છે. અમુક વ્યક્તિ વિચાર ધારાનું પુરતું આકલન થયા વગરના જ રહે છે. કેટલાંક જે પ્રયોગ હાથમાં લીધો છે એ પ્રયોગના યશ વિશે મનમાં સંદેહ રાખી એ વિચારધારા સાથે જોડાઈ જાય છે. આવું દરેક આંદોલનમાં બને છે. અને આંદોલન સાથે જોડાયેલી દરેક વ્યક્તિ પાસેથી કોઇક સૈનિક જેવી વિચાર અને આચારની સો ટકા ખાતરી રાખી શકાય, અપેક્ષી શકાય એ પણ યોગ્ય નથી. એ પ્રકારે અપેક્ષા રહે તો તેને અંગ્રેજીમાં રેજીમેન્ટેશન કહેવામાં આવે છે. રેજીમેન્ટેશન એટલે સંઘટન નો દરેક વ્યક્તિ બિલકુલ એક બીજા જેવા જ વિચારો રાખતો થઇ જાય છે. રેજીમેન્ટેશન દરમ્યાન દરેક વ્યક્તિનું આગળું વ્યક્તિત્વ મારી નાખવામાં આવે છે. ભાષા આંદોલન રેજીમેન્ટેશન માટે ઉભું કરવામાં આવ્યું નથી. એ આંદોલનમાં જોડાયેલા કાર્યકર્તા પાસેથી સમજ્યા વિનાજ બ્લાઈન્ડ ફોલોઈંગ અથવા સમજ્યા વીના વિચારોનું અનુકરણ કરવાની અપેક્ષા રાખવામાં આવેલ નથી. ભાષા આંદોલનમાં જોડાયેલા દરેક વ્યક્તિ પાસેથી આત્મશુધ્ધિની અપેક્ષા રાખવામાં આવેલી છે. આત્મશુધ્ધિ એટલે સતતના ચિંતનના આધારે જાતને સુધારવી, પોતાનું અંતરંગ સાફસુતરું કરવું, તેમાંથી સ્વાર્થ ની લાગણી ઓછી કરતા રહેવું, અને જાતને અન્ય વ્યક્તિની સેવામાટે, અન્ય જનોના હિતમાટે સક્ષમ બનાવવું. આ કામ આપનામાંથી કેટલાક જણા મ્યુઝિયમ કે લાયબ્રેરીમાં રહીને કરશે, કેટલાક પ્રત્યક્ષ ગામડામાં પરિશ્રમ કરીને કરતા રહેશે, કેટલાક પુસ્તકો કે લેખ લખીને કરતા રહેશે. આપણામાંથી દરેકે કોઇપણ બાહ્ય માર્ગદર્શન વગર કામ કરવાની ક્ષમતા કેળવવી જોઈએ. આપની અંદરનો અવાજ આપણને રોજે જણાવે જ છે કે દિવસ દરમ્યાન આપણાથી જે કામગીરી થઇ એ આદિવાસીના હિતમાં હતી કે નહી, એ કામગીરીથી અન્ય કોઈકનો લાભ થયો કે નહિ? આપણે જે કામ કરીએ, એ કામથી આદિવાસીની આત્મનિર્ભરતા વધે છે કે પછી સ્વાર્થ વધે છે એ આપણે પોતે નક્કી કરવાનું રહેશે. આ પ્રકારે આપણા અંદરનો અવાજ સાંભળતા થઇએ તો લાંબા સમયગાળા સુધી આપણું કામ સારી રીતે ચાલશે. અને જો કોઇના ક્હેવાથી, માત્ર આપવામાં આવેલાં કામ પુરાં કરવાના હેતુથી, જો આપનો સમય પસાર થતો હશે તો સમજી લેવાનું કે જ્યારે બાહ્ય માર્ગદર્શન આવવાનું બંધ થશે ત્યારે ફરી એકવાર આપનું જીવન દિશાહીન બની જવાનું. આ દિશાહીનતાથી મુક્તિ મેળવીએ. આપણા સમાજમાટે, અને ખાસ કરીને આદિવાસી સમાજ માટે ખુબ જ જરૂરી છે. અને આપણામાંથી દરેક જણ એ પ્રકારે દિશાહીનતા થી મુક્તી મેળવતો વ્યક્તિ બનવો જોઈએ. એવા વિમુક્તોની ભાષા એ ભાષા આંદોલન છે. એ ભાષા શબ્દોમાં, કૃતિમાં, વિચારોમાં અને આચરણમાં પ્રકટ થાય છે.

જ્યારે વ્યક્તિ પરનિર્ભરતામાંથી મુક્તિ મેળવે છે ત્યારે એના આચરણમાં સત્ય આવતું હોય છે અને વિચારોમાં સ્પષ્ટતા. એવા વ્યક્તિને સત્ય કહેવાની તાકાત અને ધીરજ પણ સિદ્ધ થાય છે. એ વ્યક્તિ નિર્ભય બને છે. આપણે આદિવાસી સમાજને નિર્ભય બનાવવાનો છે. તે માટે એ સમાજ આત્મનિર્ભર હોવો જોઈએ. અને આપણામાંથી દરેક જણ એ સમાજ સામેનો આદર્શ હોવો બનવો જોઇએ. આ કામ ખરેખર ''એકલા ચલો રે'' વાળું કામ છે. પણ સંગઠિત રીતે કરીએ તો એ કામ વધારે સુકર અને સહેલું બનશે. તે માટે આપના વચ્ચે સંવાદ હોવો જોઇએ. ભાષા પત્ર એ સંવાદ માટે નિર્માણ કરેલી જગ્યા છે. આ ત્રણ યુવા સાથીદારોએ પત્ર લખ્યા તેથી આનંદિત થવાનું કારણ કે પહેલી જ વાર ભાષા પત્રનો હેતુ થોડો સફળ થતો જોવા મળે છે. એને વધારે સફળતા આપવી આપણા બધાના હાથમાં છે. વધારે સાથીદારો પત્ર લખતા થશે એવું હું માનું છું.

દશેરા માટેની શુભકામના સાથે,

ગણેશ દેવી

ગણેશ દેવી

# ભાષા-પત્ર
**ઓગષ્ટ ૨૦૦૬**

ભાષા આંદોલનમાં જોડાયેલ પ્રિય મિત્ર,

આ પત્ર વાંચવાનું શરૂ કરો ત્યારે સાથે કાગળ અને પેન રાખજો. પત્ર વાંચતાં વાંચતાં તમારા મનમાં પ્રશ્ન જાગે તો એની નોંધ કરજો. મારૂં સરનામુ છે : ૬૨ શ્રીનાથધામ સોસાયટી, દિનેશ મીલ પાછળ, વડોદરા-૭. તમારા વિચાર મને પોસ્ટ દ્વારા મોકલજો. એ વાંચીને મને કઇ નવું જાણવા શિખવા મળશે, પછી તમારો પત્ર આવ્યો એનો આનંદ પણ થશે. પાછલા ચાર મહિનાથી આ ભાષા પત્ર હું તમને મોકલી રહ્યો છું, અને વડોદરામાં ભાષા ઓફિસમાં રોજ ટપાલ લઇને જ્યારે પોસ્ટમેન આવે છે ત્યારે રાહ જોયા કરું છું કે તમારો ઉત્તર આવશે અને મને વાંચવા મળશે. ગયા ૪ મહિનામાં કુલ ૬ જણાપાસેથી ઉત્તર વાંચવા મળ્યા. વધારે મિત્રો લખતા થાય તો આનંદ થશે.

એક વ્યક્તિ પત્ર લખે અને, બીજી વ્યક્તિ એનો ઉત્તર મોકલે ત્યારે સંવાદ શરૂ થાય છે. એક વ્યક્તિ બોલે અને સામેથી બીજી વ્યક્તિ એને પ્રતિસાદ આપે તો ભાષા થાય. તમને ખબર છે કે અન્ય પ્રાણી અને માનવી વચ્ચે મુખ્ય તફાવત શું છે ? તમે કહેશો કે માનવીને અન્ય પ્રાણીઓથી બુધ્ધિ વધારે હોય છે. આધુનિક શાસ્ત્રો આ વાતનો અસ્વીકાર કરે છે. અન્ય પ્રાણીઓમાંથી ઘણાં બધાં એવાં હોય છે કે જેઓમાં માનવી કરતાં પણ વધારે બુધ્ધિ હોય છે. બુધ્ધિનું સ્તર મગજના આકાર પર હોય છે એવું માનવામાં આવે છે. તો કેટલાંક અન્ય પ્રાણીઓના મગજનો આકાર માનવીના મગજ થી પણ મોટો હોય છે. સાથે સાથે જ અમુક પ્રાણીઓમાં અમુક ગુણ વધારે વિકસિત હોય છે. જેથી માનવી સૌથી બુદ્ધિમાન પ્રાણી છે એવું માનવું યોગ્ય ગણાશે નહી. તો પછી અન્ય પ્રાણી અને આપણી વચ્ચે શું ફેર છે ? કોઇ કહેશે કે આપણે બધાં કપડાં પહેરીએ છીએ અને અન્ય પાણીઓ કપડાં વગર ફરે છે. પણ એ પાયાની વાત નથી. કારણ કે કપડાં, મકાન, આપણે બનાવેલી અન્ય વસ્તુ એ બધા સમાજની રચનાનું પરિણામ હોય છે. આપણા આદિવાસી ગામડાઓમાં જોઈએ તો પુરાણા જમાનામાં ઓછાં વસ્ત્રો પહેરવાની રીત હતી તે હવે બદલાઈ છે અને વધારે વસ્ત્રો પહેરવાનું શરૂ થયું છે. એનો અર્થ આપની સામાજિક રચના બદલાઈ છે. જેથી કપડાં અને મકાન એ માનવી અન્ય પ્રાણીઓ વચ્ચેના ફેરનાં લક્ષણો નહીં ગણાશે. માનવી અને પ્રાણીઓ વચ્ચે સૌથી પાયાનો ફેર એટલે ભાષા. અહી હું રાઠવી કે કુંકણા ભાષાની વાત નથી કરતો. હું ભાષા એક સામાજિક વ્યવસ્થા, જેને અંગ્રેજીમાં સોશીયલ સીસ્ટીમ કહેવામાં આવે છે એની વાત કરી રહ્યો છું, પછી એ ગમે તે નામથી ઓળખાતી ભાષા હોય. આપણા જેવી ભાષા અન્ય પ્રાણીઓ બોલી નથી શકતાં. એનો અર્થ એ અવાજ નથી કરી શકતાં એવો નથી. એ અવાજ જરૂર કરે છે. કૂતરો ભસે છે, ગાય ભાંભરે છે, ઘોડો હસે છે, પક્ષી કિલકિલાટ કરે છે. પણ માત્ર અવાજથી ભાષા બનતી નથી. ભાષા ક્યારે બને છે. તો, જ્યારે આપની નજર સામે ઉપસ્થિત ન હોય એવી વસ્તુને પણ શબ્દ દ્વારા બીજી વ્યક્તિ સુધી પહોંચાડવાની તાકાત જે ધ્વનિમાં હોય છે માત્ર એવા જ ધ્વનિને ભાષા કહેવામા આવે છે. દાખલા તરીકે કૂતરા સામે રોટલી મુકો તો એ ભસશે અને આપણને થેંક્યૂ કહેશે. અથવા રોટલી એની સામેથી ખેંચી લો, તો એ ભસશે

અને આપણા પરનો ગુસ્સો વ્યક્ત કરશે. પણ ત્યાં રોટલી ન જ હોય તો એ ભસીને આપણને કહી નહીં શકે કે મારે આજે રોટલી ખાવી છે. પણ માનવી એવું કહી શકે છે કે ''તમે દિલ્લી નથી ગયા પણ દિલ્લી મોટું ગામ છે.'' એટલે દિલ્લી શબ્દ જે સાંભળનારાએ ક્યારેય જોયું નથી એવું ગામ આપણી નજર સામે ઉભું કરી શકે છે. એવા શબ્દને , અવાજને ભાષા કહેવામાં આવે છે. જે માત્ર માનવી પાસે જ છે.

જ્યારે પ્રાણીઓની ઉત્ક્રાંતિ થઇ ત્યારે ધીમે ધીમે માનવી એ પોતાના સ્વરક્ષણના ગુણ ધીમે ધીમે ગુમાવ્યા. એના દાંત વાઘ જેવા નથી. એના નખ સિંહ જેવા નથી. એની જીભ સાપ જેવી નથી. એ સસલા જેવું ઝડપથી ભાગી નથી શકતો. એ વાંદરા જેવું કૂદી નથી શકતો. એ મગર જેવો સહજતાથી તરી નથી શકતો. એવા માનવીએ સ્વરક્ષણ માટે ભાષા તૈયાર કરી. પુરાણા સમયમાં, એટલે ખુબ જ પુરાણા સમયની વાત છે, એક માનવીએ અન્યને કહેવાની શરૂઆત કરી હશે, 'સાપ, સાપ' , 'વાઘ, વાઘ', 'આગ, આગ', 'ઠંડક, ઠંડક'. હવે આવા માનવીને ભયનો અનુભવ સૌથી વધારે તીવ્રતાથી થતો હશે. તેથી એની સ્મરણશક્તિનો વિકાસ થયો. એ કહેવા માંડ્યો ''ગઇ કાલે આગ, આજે ઠંડક, આવતી કાલે વાઘ'' એટલે ભુતકાળ અને ભવિષ્યકાળ શબ્દો દ્વારા જોડાવા લાગ્યા. ટુંકમાં વિવિધ સ્થળ અને વિવિધ કાળ શબ્દોથી જોડવાની તાકાત માનવીએ મેળવી લીધી. એ તાકાતનું નામ છે ભાષા.

માનવી એકઠા રહેવા લાગ્યા, તેઓએ કુટુંબો બનાવ્યાં, તેઓએ સમાજ બનાવ્યો. તેઓએ નિયમ બનાવ્યો કે બધાં જ એકઠાં રહેતાં કુટુંબો અને બધા જ એક સમાજમાં એકઠા રહેવાવાળા માત્ર એક જ પ્રકારના શબ્દો વાપરશે. એટલે એક માનવી કહે કે ''હું દિલ્લી ગયો હતો'' તો સામે વાળાએ કહેવું પડશે કે '' હા ભાઈ તું દિલ્લી ગયો હતો'' ''અને કેવું છે એ શહેર ?'' પણ સામેવાળો કહે કે, ''તુ બિલ્લી ગયો હતો અથવા તું ચિલ્લી ગયો હતો'' તો બે વચ્ચે વાતચીત થઇ શકે નહીં. નક્કી કરેલા શબ્દો અને તેના દ્વારા નક્કી કરેલો અર્થ આ બન્નેનું ચલણવલણ જ્યારે શરૂ થાય છે, ત્યારે જ માનવસમાજ નિર્માણ થાય છે. ત્યાર સુધી ભલે આકારમાં માનવી હોય પણ નક્કી કરેલા શબ્દો અને નક્કી કરેલા અર્થો સિવાયના માનવી અન્ય પ્રાણીઓથી ખાસ અલગ હોતા નથી.

હવે આપણી વાત કરીશું : હું પત્ર લખું છું અને એ પત્રનો મને જવાબ ન મળ્યો, તો મારી જાતને હું માનવીથી થોડો ઓછો છું એવી લાગણી મને થાય છે. હું કહું કે આપણું કામ પ્રગતિનું છે. અને તમારામાંથી કોઇ મને કશો જવાબ ન આપે; અથવા હું કહું કે કોમવાદ ખરાબ છે, અને તમારામાંથી કોઈ કશો જ જવાબ નહીં આપે; અથવા હું કહું કે નકસાલિઝમનો ફેલાવો અટકાવવો જોઇએ, અને તમારામાંથી મને કોઈ કશો જ જવાબ ન આપે; હું કહું કે યંત્રવાદી આર્થિક રચના ખોટાં મૂલ્યો ઉભાં કરે છે, અને તમારામાંથી મને કોઈ કશો જ જવાબ ન આપે; હું કહું કે આદિવાસી સમાજ જ દુનિયામાટેનું નવું આશાસ્થાન છે, અને તમારામાંથી કોઈ જ જવાબ ન મળે; તો પછી મને એવું લાગે છે હું જે ભાષા બનાવી રહ્યો છું એ ભાષા અધુરી છે અડધી છે. એની અંદર અવાજ છે, શબ્દો છે, પણ એ શબ્દોનો અર્થ નક્કી થયો નથી. અથવા એ શબ્દોનો અર્થ મારા દિમાગમાં જે છે તેથી ખુબ અલગ અર્થ તમારા દિમાગમાં છે. અથવા તમારા દિમાગમાં અમુક અર્થ છે, પણ એ હું સાંભળી, સમજી નથી શકતો. દોસ્તો, આવી પરિસ્થિતિમાં આપણે બધા એક કુટુંબના છીએ અને એક જ સમાજના છીએ એવું મારે માનવું

પણ હોય તો કયા આધારે ?

આ પહેલાં કપડાંની અને મકાનોની વાત કરી. અને મેં કીધું કે એ તો સમાજવ્યવસ્થાનાં કેવળ લક્ષણો છે. માનવીના ઇતિહાસમાં ક્યારેક ક્યારેક એવું બને છે કે લક્ષણોનું મહત્ત્વ વધી જાય છે. ત્યારે દુનિયામાં જે સમાજ તૈયાર થયો છે તેની અંદર વસ્તુ મેળવવી, ગમે તે માર્ગથી, ગમે તે રીતે, અને એનો સંગ્રહ કરવો. આ બન્નેને યશ માનવામાં આવે છે. માનવીની બુધ્ધિનો વપરાશ નિર્બલ સમાજનું શોષણ કરવામાટે થઇ રહ્યો છે. એ શોષણના નવા નવા રસ્તાઓ નિર્માણ કરવામાટે જ તંત્રજ્ઞાનનો વપરાશ થઇ રહ્યો છે. આથી એક માનવીનું માનવી તરીકે જે મહત્ત્વ હોવું જોઈએ તે લગભગ નહીંવત થઇ ગયું છે. આ પરિસ્થિતિ બદલવી પડશે. નહી બદલીએ તો આપણામાંથી જેટલા આર્થિક અને સામાજિક રીતે છેડા પર ખસેડવામાં આવ્યા છે તેઓને આપણો પ્રમુખ સમાજ જીવવાની કોઈ તક આપશે નહીં. આપણા જેવા દેશોને અન્ય વધારે બલવાન દેશો જીવવાની તક આપશે નહીં. અને છેવટે માત્ર એક જ દેશ, માત્ર એક પ્રકારની સંસ્કૃતિ, માત્ર એક જ પ્રકારના વિચાર તમામ દુનિયાપર ઠોકી બેસાડશે. આ પ્રકારની આજે દુનિયા છે. એની સામે પડકાર ઉભો કરવો હશે, એને પ્રતિકાર કરવો હશે તો આપણને ભાષા વિશે સજાગતા રાખવી જરૂરી છે. અહી હું રાઠવી કે કુંકણા ભાષાની વાત નથી કરતો. ગમે તે નામથી ઓળખાતી ભાષા હોય પણ જે કોઇ ભાષા સમાજવ્યવસ્થા બનાવે છે, જેને મેં આ પહેલાં કીધું તે પ્રમાણે સોશીઅલ સીસ્ટીમ કહેવામાં આવે છે, એવા ભાષાની વાત હું કરી રહ્યો છું. ભાષા એટલે શબ્દ દ્વારા અર્થ વ્યક્ત કરવો. તમારા અને મારા વિચારોમાં કોઇ ફેર હોય તો તે વ્યક્ત કરવો. અને તમે પત્ર લખશો નહીં અથવા મારી સાથે વાત કરશો નહીં તો એ અર્થ કઇ રીતે વ્યક્ત થશે. અને આપણી વચ્ચે અર્થનો વ્યવહાર નહીં રહે અને માત્ર વ્યહવાર ખાતરનો જ વ્યવહાર રહે તો આપણી વચ્ચે એક નવી ભાષા કઇ રીતે બનશે ? અને એ પ્રકારની નવી ભાષા, નવો સંવાદ આપણે બધા મળીને ઉભો નહી કરીએ તો દુનિયાને કયું આશાસ્થાન રહેશે?

તમે કહેશો કે ''સર, આ બધી વાતો અમારા ગળે નથી ઉતરતી. તમે ભાષા એટલે શું કહો છો એની સમજણ નથી પડતી. ક્યારેક તમે કહો છો કે, આદિવાસીની ભાષા ટકાવવી જોઇએ. ક્યારેક તમે કહો છો કે, આપણી સંસ્થાનું નામ જ ભાષા છે. પછી તમે કહો છો કે આપણું મ્યુઝીયમ પણ ભાષા મ્યુઝીયમ છે. હવે તમે કહો છો કે આપણી વચ્ચે નવી ભાષા બનાવવાની છે. તો તમને પોતાને તો ભાષા એટલે શું એ ખરેખર ખબર છે કે ?'' એવા પ્રશ્નો કરશો તો ખુબ સારું લાગશે. એના ઉત્તરો મારી પાસે છે. પણ પ્રશ્ન જ નહી આવે તો કઇ રીતે હું ઉત્તર આપું ? પત્રનો ઉત્તર આપશો એવી આશા રાખું છું.

તમારા કાર્યમાં તમને યશ મળતો રહે એવી ઇચ્છા સાથે,

ગણેશ દેવી

ગણેશ દેવી

# ભાષા-પત્ર
## જુલાઈ ૨૦૦૬

ભાષા આંદોલનમાં જોડાયેલ પ્રિય મિત્ર,

આ પત્ર તમે વાંચશો ત્યારે હું પરદેશમાં હોઈશ. યુરોપમાં હૉલેન્ડ નામનો દેશ છે. જેને નેધરલેન્ડ્સના નામે પણ ઓળખવામાં આવે છે. તમને કદાચ યાદ હશે કે ત્યાંના એલચી શ્રી નીહે આપણી આદિવાસી અકાદમીની મુલાકાતે આવ્યા હતા. એમના દેશમાં લેઇડન નામની યુનિવર્સિટી છે. ત્યાં દક્ષિણ એશિયાના સામાજિક પ્રશ્નો વિશે ચર્ચાસત્ર યોજવામાં આવ્યું છે. જેમાં મારે ગુજરાતમાં થઇ રહેલા ભંડોળવાદના આક્રમણ વિશે લેખ વાંચવાનો છે. ત્યાર પછી હું ઓસ્ટ્રેલિયાની મુલાકાતે જવાનો છું. ત્યાંના ૩૦૦ જેટલા યુવા દાક્તરો ભેગા થઇને દુનિયાનાં પ્રકૃતિ અને સ્વાસ્થ્ય વિશે વિચારણા કરવાના છે. તેઓને માર્ગદર્શનરૂપી ભાષણ આપવા માટે મને નિમંત્રણ મળ્યું છે. ૭ જુલાઇના રોજ ઓસ્ટ્રેલિયાના પર્થ શહેરમાં મારે આ ભાષણ આપવાનું છે. ત્યાંથી પરત ફર્યા બાદ હું, એ ભાષણનો ગુજરાતી અનુવાદ તમને વાંચવા માટે જરૂરથી મોકલીશ પર્થમાં યોજાયેલ સંમેલન પછી મારે મેલબોર્ન શહેરમાં ઓસ્ટ્રેલિયાના મૂળ નિવાસીઓની મુલાકાત લેવાની છે. મેં સાંભળ્યું છે કે ત્યાંના ઘણાબધા પ્રશ્નો અને આપણી ત્યાંના ઘણાબધા પ્રશ્નો લગભગ સમાન જ છે. ખાસ કરીને ભણતરના ક્ષેત્રમાં ત્યાં અને આપણે ત્યાં વસતી આદિવાસી પ્રજાની પછાતપણાની પરિસ્થિતિ, તેમજ ભૂમંડલીકરણના કારણે થતાં નવાં નવાં આર્થિક આક્રમણોની સમાનતાને વધુ સારી રીતે સમજવાનો પ્રયત્ન કરવાની ઇચ્છાથી મેં મેલબોર્નની મુલાકાત ગોઠવી છે.

જૂન મહિનાની ૧૦મી તારીખે તેજગઢમાં બિરસા મુંડાના જીવન પર રચાયેલા નાટકનો પ્રયોગ આપણામાંથી ઘણાબધાએ જોયો. એ પ્રયોગ કરનાર સંસ્થાનું નામ છે 'ભારતીય જનનાટ્ય મંચ', અંગ્રેજીમાં 'ઇન્ડિયન પીપલ્સ થીયેટર એસોશિએશન'. આ મંચની સ્થાપના લગભગ ૬૦ વર્ષ પહેલાં મુંબઈમાં થઇ હતી, જેમાં પૃથ્વીરાજ કપૂર, રાજ કપૂર, કૈફી આઝમી, એ.કે. હંગલ અને હબીબ તનવીર જેવા વિખ્યાત નાટ્યકર્મીઓ સામેલ થયા હતા. દેશની ગરીબ અને શોષિત જનતાની સમસ્યાઓ વિશે સભાનતા ફેલાવવાનું કાર્ય આ મંચ કરતો હતો. આ મંચમાં સામેલ દરેક કલાકારે પોતાનો આર્થિક ફાળો આપી આ નાટ્યમંચને જીવંત રાખ્યો. આ મંચ દ્વારા અનેક શહેરોમાં હજારો નાટ્યપ્રયોગો રજૂ કરવામાં આવ્યા છે. એક સમયે કામદાર યુનિયન દ્વારા ચલાવાયેલું આંદોલન જોર પકડતું હતું ત્યારે આ નાટ્ય મંચે નાટકો દ્વારા એ આંદોલનને વેગ આપવાનું કાર્ય કર્યું હતું.

ઇતિહાસ વિશે વિચાર કરવા બેસીએ ત્યારે કેવા કેવા સામાજિક પ્રયોગો નજર સામે તરવરે છે ! જેઓના નામનો એક અક્ષર પણ ઇતિહાસમાં જોવા મળતો નથી એવી એવી વ્યક્તિઓ અને સંસ્થાઓએ નાનાં નાનાં પગલાં ભરી ઇતિહાસની રચના કરી હોય એવું જોવા મળે છે. આપણે વિચારીએ કે, અત્યારે આપણું જે જીવન છે એની અંદર આવતા દરેક અનુભવો પાછળ એક લાંબો ઇતિહાસ હશે. દાખલા તરીકે જે બિયારણ આપણે વાપરીએ છીએ તે કોઇકે ક્યારેક બનાવ્યું હશે. આપણે જે વસ્તુઓ વાપરીએ છીએ તેનું ઘડતર કરવા માટે કોઇક મથ્યું

હશે. આપણને જે સ્કૂલ કે કોલેજ જેવા સંસ્થાનોનો લાભ મળે છે, તેને ઘડવા પાછળ કોઇ અજાણી વ્યક્તિએ મહેનત કરી હશે. જે પુસ્તકો આપણને વાંચન માટે ઉપલબ્ધ છે તેને લખવા પાછળ કોઇકે આખી જિંદગી ખર્ચીહશે. તેઓનાં નામ ક્યાં છે? કોણ એમની સ્મૃતિને જીવંત રાખશે? આવા બધા વિચારો કરી તેઓએ કામ કરવાનું બંધ નથી કર્યું.

આપણે વિચારીએ, દુનિયામાં રોજેરોજ જાતજાતનું ઉત્પાદન થતું રહે છે. એક વ્યક્તિ વસ્તુનું ઉત્પાદન કરે છે, બીજી વ્યક્તિ વિચારોનું ઉત્પાદન કરે છે તો ત્રીજી વ્યક્તિ ઐતિહાસિક ઘટનાઓનું સર્જન કરી રહી છે. આ બધા જ મળીને દુનિયાનો રથખેંચી રહ્યા છે. એમના પરિશ્રમના આધારે આપણામાંના દરેકનું જીવન ચાલે છે. આવા પરિશ્રમી જીવોનાં સારાં કાર્યમાં વિઘ્ન નાખવાનું કામ પણ અમુક વ્યક્તિ કરતી રહે છે. એવી વ્યક્તિઓમાં, બીજાઓનું શોષણ કરવાવાળા, પોતાના પરિશ્રમની જવાબદારી બીજાઓ પર ધકેલવાવાળા, બીજા કશુંક પ્રાપ્ત કરે તો તેઓનો દ્વેષ કરવાવાળા પણ આ સમાજમાં જોવા મળે છે. આવા લોકો સમાજનો રથવિરુદ્ધ દિશામાં ખેંચવાનું કામ કરે છે. તેઓને શું આનંદ મળતો હશે, હું જાણતો નથી. પણ આવા પ્રકારની વ્યક્તિઓ હોય છે ખરી.

હવે આપણી જવાબદારી એ નક્કી કરવાની છે કે આપણે સમાજનો રથઆગળ ખેંચવો છે કે પાછળ ખેંચવો છે ? ઇતિહાસની ગાડી પાટા પરથી ઊતારવી છે કે પછી પાટા પરથી ખસી ગયેલી ગાડી ફરીથી પાટા ઉપર ચડાવવી છે? બીજા શબ્દોમાં કહું તો આપણે બધા ઇતિહાસની તરફેણમાં છીએ કે ઇતિહાસની વિરુદ્ધમાં છીએ ? એ નક્કી કરવાનું રહ્યું. આપણે પ્રગતીની તરફેણમાં છીએ કે અપ્રગતીની તરફેણમાં છીએ ? એ પણ નક્કી કરવાનું રહ્યું.

તમે પૂછશો કે પ્રગતીની તરફેણમાં રહેવું એટલે શું ? મારા એક ઓળખીતાં બહેન એક દિવસ મારી પાસે આવ્યાં. એ ખૂબ આનંદમાં હતાં. તેઓએ કહ્યું કે મારા દીકરાએ ખૂબ સારી પ્રગતી કરી છે. મેં પૂછ્યું કે, તમારો દીકરો શું કરે છે ? તેઓનો જવાબ હતો કે, એ હાઇસ્કૂલમાં શિક્ષક બની ગયો છે. એને સારો પગાર મળવાની શરૂઆત થઇ છે. બહેને એવું પણ કહ્યું કે નોકરી મેળવતાં બહુ જ મુશ્કેલી પડેલી. અમુક મોટી રકમ પણ ચૂકવવી પડેલી. મેં પૂછ્યું કે એટલા નાણાં ક્યાંથી આવ્યાં ? બહેને જવાબ આપ્યો, હાલ પૂરતા ઉછીના લાવ્યા છીએ. પણ હવે દીકરો ધીમે ધીમે ટ્યૂશન પણ કરશે. જેથી ૫-૬ વરસમાં આ નાણા પરત આપી શકાશે. મેં પૂછ્યું કે ટ્યૂશન માટે કેવા વિદ્યાર્થીઓ આવશે ? એ બહેને તરત જ જવાબ આપ્યો કે હવે પરીક્ષાના પેપર્સ તપાસવાનું કામ તો મારો દીકરો જ કરશે ને ?અને બાળકોને અને તેના વાલીઓને ખબર પડી જાય તો એ ટ્યૂશન કરવા માટે મારા દીકરાં પાસે જ આવવાનાને? પ્રગતી! આને એ બહેન પ્રગતી માને છે !

થોડું વિચારીએ કે સ્કૂલમાં ભણાવવા માટે જે શિક્ષકની નિમણૂક કરવામાં આવી છે એ સ્કૂલના સમયમાં બાળકોને નહીં ભણાવે અને એ જ ભણતર સ્કૂલ ઉપરાંતના સમયમાં આપે એવા શિક્ષકને પરિશ્રમી શિક્ષક કહીશું કે સ્વાર્થીશિક્ષક ? અને જે બાળકો એમની પાસે ભણે છે એ પ્રામાણિકતાથી પરીક્ષા પાસ કરશે ખરાં ? અને અપ્રામાણિકતાથી પરીક્ષા પાસ કરી હોય એવાં બાળકો સમાજને ઉપયોગી કામ કરી શકશે ? આ પ્રશ્નોના ઉત્તર આપવાની જરૂર નથી. આ બહેને જેને પ્રગતી ગણી છે એ ખરેખર તો એમણે અપ્રગતીની દિશામાં લીધેલું મોટું પગલું છે. સમાજમાં ચારે બાજુ અપ્રગતીની દિશામાં નીકળેલા ઇતિહાસ વિરોધી વ્યક્તિઓની ભીડ છે.

એમાંથી ભાગ્યે જ થોડાઘણા પ્રગતીનો સાચો વિચાર કરી રહ્યા છે. આ થોડાઘણા પણ સમાજમાં જે દુષિત વિચારો ફેલાયેલા છે તેથી નાઉમેદ બની જાય છે અને તેઓની ધીરજ ખૂટી પડે છે. પછી ધીમે ધીમે એ પણ અપ્રગતિના પ્રવાહમાં જોડાઈ જાય છે. એવા અપ્રગતીશીલ લોકોનો સમુહ વધતો જાય છે ત્યારે સમાજહીત, દેશહીત અને વિશ્વહીતના વિચારો બાજુ પર મૂકવામાં આવે છે.

વૈશ્વિકરણમાં થતા નવા આર્થિક પ્રયોગો આ પ્રકારે અપ્રગતીના પ્રયોગો છે. આપણને વૈશ્વિકરણના પ્રભાવ હેઠળ વિશાળ રસ્તાઓ અને રૂપરંગવાળાં મકાનો જોવા મળે છે. એવા પણ સમાચાર સાંભળવા મળે છે કે શેર બજારમાં મોટો ઉછાળો આવ્યો. પરંતુ આવા ઉછાળાને પ્રત્યક્ષ ઉત્પાદન સાથે કોઇ સીધો સંબંધ હોતો નથી. નાના ભંડોળવાદીઓ એકઠા થઇ મોટા ભંડોળવાદીઓ થવાની હરિફાઇનું નામ છે શેર બજાર. પરિશ્રમ વગર પૈસા કમાવાનો સિદ્ધાંત આ બજારે સ્વીકારેલો છે. આપણું હાટ, જે શનિવારે છોટા ઉદેપુરમાં જોવા મળે છે, ત્યાં દરેક વ્યક્તિ પોતે ઉત્પાદન કરે છે અને તે સામગ્રીનું વેચાણ કરે છે. એ હાટ અને આજના વૈશ્વિકરણની અસરમાં ફેલાતા જતા માર્કેટ વચ્ચે ઘણો મોટો તફાવત છે. આ નવા માર્કેટમાં ઉત્પાદકને સ્થાન નથી, એની કશી કિંમત નથી. તેથી જ તો આંધ્રપ્રદેશ અને મહારાષ્ટ્રમાં ખેડૂતો ગળાફાંસો ખાઇને આત્મહત્યા કરી રહ્યા છે.

આ નવા માર્કેટનાં મૂલ્યો છે : નફો, સૌથી મોટું મૂળ. આળસ, એ પણ એટલું જ મોટું મૂળ. શોષણને આ માર્કેટ ગુણ માને છે અને પરિશ્રમને આ માર્કેટ અપ્રગતી માને છે.

પ્રગતીનો રસ્તો કયો છે અને અપ્રગતીનો રસ્તો કયો છે, તેનો વિચાર હું તમારા ઉપર છોડું છું. આપણે જે અનાજ બેંકોની રચના કરી છે તે ગામની બહેનો સુધી પ્રગતીનો વિચાર પહોંચાડવાનો સૌથી અસરકારક રસ્તો છે. બહેનો પરિશ્રમનું મૂલ્ય સમજવા લાગે અને પછી એ પોતાના બાળકોને સમજાવે તો એવા, પરિશ્રમનું મૂલ્ય સમજેલાં બાળકો પોતાનું તેજ ટકાવી શકશે. બહેનો પોતાના પતિને અપ્રગતીના રસ્તે નહીં દોરે તો તે કદાચ ખોટા રસ્તે નીકળ્યા હોય તો પાછા વળશે. હું માનું છું કે વૈશ્વિકરણમાં તૈયાર થતાં માર્કેટ મૂલ્યો સામે સંઘર્ષ કરવો હોય તો તે ભારતમાં માત્ર સ્ત્રીઓ જ કરી શકશે. તેઓમાં હજી પણ સચ્ચાઇ જીવે છે. તેઓમાં આત્મબળ પણ છે. એટલે આપણામાં આત્મનિર્ભરતા લાવવા માટે આપણે બહેનો પાસેથી કશુંક શીખવું પડશે. અને અનાજ બેંકના છોકરાં પણ આપણને શક્ય બનશે. આપણી સંસ્થામાં બહેનોની સંખ્યા વધારવી જોઇએ. ખાસ કરીને મારે લખવું છે કે અનાજ બેંક એ મુખ્ય રૂપમાં આર્થિક પ્રયોગ નથી. એ સામાજિક પ્રયોગ છે અને એ પ્રયોગનું પૂરતું રહસ્ય જાણવા માટે આપણે સાચી પ્રગતી શું છે તે જાણવું ખૂબ જ જરૂરી છે.

તમારા કાર્યમાં તમને યશ મળતો રહે એવી ઇચ્છા સાથે,

ગણેશ દેવી

ગણેશ દેવી

# ભાષા-પત્ર

## જૂન ૨૦૦૬

ભાષા આંદોલનમાં જોડાયેલ પ્રિય મિત્ર,

૨૨ અને ૨૩ મેના રોજે આદિવાસી અકાદમી ખાતે બે દિવસનું ચર્ચાસત્ર રાખવામાં આવ્યું હતું. ચર્ચાસત્રના આયોજન માટે હું જે પત્ર લખ્યો હતો તે નીચે મુજબ હતો :

ભાષા કેન્દ્ર, આદિવાસી અકાદમી, માઇક્રોક્રેડીટ ફેડરેશન અને આદિવાસી ચૈતન્ય ટ્રસ્ટ દ્વારા ચલાવવામાં આવતા વિવિધ શૈક્ષણિક કાર્યક્રમો અને વિકાસલક્ષી યોજનાઓના વધારે અસરકારક અમલ અને સંયોજન માટે વિચારણા કરવા માટે તેમજ આવતા ૩ થી ૫ વર્ષ દરમ્યાનની કામગીરીનો નક્શો બનાવવાના હેતુથી આ પ્રકલ્પો સાથે જોડાયેલા મહત્વના વ્યક્તિઓની ત્રણ દિવસની કાર્યશિબિર તારીખ ૨૨, ૨૩ અને ૨૪મી મે ના રોજ આદિવાસી અકાદમી, તેજગઢ ખાતે યોજવાનું વિચારી રહ્યો છું.

આ શિબિર દરમ્યાન આપના કાર્યનું સંપૂર્ણ અવલોકન અને પરિક્ષણ કરવું, કાર્ય યોગ્ય દિશામાં આગળ વધે તે માટેના નિર્ણય લેવા, કાર્ય સાથે લાંબા ગાળા સુધી જોડાયેલ વ્યક્તિઓના અંગત ભાવિ વિશે વિચાર કરવા, તેમજ આજના દેશ અને દુનિયાના સંદર્ભમાં આદિવાસીઓની પરિસ્થિતિ વિશે ઉંડાણથી વિચાર, જેવાં કાર્યો ખૂબજ અગત્યના બન્યાં છે અને તેના વિશે વિચાર કરીશું.

ચર્ચાસત્રમાં માયક્રોક્રેડીટ ફેડરેશનનના પદાધિકારી, ગ્રામવિકાસ કેન્દ્રના પ્રમુખ કાર્યકર્તાઓ, આદિવાસી અકાદમીના અધ્યાપકો તેમજ લાયબ્રરી, મ્યુઝીયમ, કમ્પ્યુટર વગેરેના પ્રમુખ વ્યક્તિ, એ રીતે આશરે ૨૫ જણા ઉપસ્થિત રહ્યા હતા. ચર્ચાસત્રની ચાર હિસ્સામાં વહેંચણી કરવામાં આવી હતી. પહેલા સત્રમાં દેશ અને દુનિયામાં ઝડપથી બદલાઇ રહેલી પરિસ્થિતિ વિશે ચર્ચા થઇ. તે સત્રની અધ્યક્ષતા પ્રાધ્યાપક અર્જુનભાઈ રાઠવાએ કરેલી હતી. બીજા સત્રમાં આપના સંસ્થાનાં આવતાં દસ વર્ષ માટેની કામગીરી વિશેનો વિચાર કરવામાં આવ્યો જેની અધ્યક્ષતા શ્રી નગીનભાઇ રાઠવાએ કરેલી હતી. બીજા દિવસે આપના અત્યાર સુધીના કામ વિશે ચર્ચા શ્રીમતી મનીષાબેન વરીયાની અધ્યક્ષતા હેઠળ કરવામાં આવી. અને છેલ્લા સત્રમાં આપના સંસ્થામાં જોડાયેલા દરેક વ્યક્તિના અંગત ભાવિ વિશે વિચારણા થઇ. જેનું અધ્યક્ષસ્થાન શ્રી વિપુલભાઇ કાપડિયાએ નિભાવ્યું હતું. આ ચારે સત્રમાં થયેલ ચર્ચાની નોંધ દરેક સત્રના અધ્યક્ષે કરેલી હતી. મારો વિચાર હતો કે એ નોંધ આ પત્ર સાથે હું આપી શકીશ પણ આ પત્ર લખુ છું ત્યાં સુધી મારા હાથમાં એની નકલ નહીં આવી હોવાથી આ પત્રમાં તે બધી જ નોંધ વિગત વાર આપી શકતો નથી. પણ આટલું કહી શકીશ કે મારા માટે એ ખૂબ સારો અનુભવ હતો અને દરેક વિષય પર ચર્ચા પણ ખૂબ ગંભીરતાથી કરવામાં આવી. આપણા માંથી દરેકને એ ચર્ચામાં સામિલ નહીં કરી શક્યો જેથી આ પત્ર દ્વારા એ ચર્ચામાં આવેલા મુદ્દા લખી રહ્યો છું.

૧૦ વરસ પહેલાં ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર સંસ્થાની સ્થાપના કરવામાં આવી હતી. ૧૨ એપ્રિલ ૧૯૯૬ આપણી સંસ્થાનો સ્થાપના દિવસ છે. જ્યારે સંસ્થાની સ્થાપના થઇ ત્યારે આપણા દેશમાં આદિવાસીઓના જે પ્રશ્નો હતા તેથી આજે અલગ પ્રકારના પ્રશ્નો સામે આવી રહ્યા છે. ૧૯૯૬ પછી દેશમાં આદિવાસી માટે નવા રાજ્યોની રચના કરવામાં આવી. આદિવાસીઓ માટે ઝારખંડ અને છત્તીસગઢ જેવા નવા રાજ્યોની રચના કરવામાં આવી. તે સમયે આદિવાસીઓનું સ્થળાંતર ગામડેથી શહેર તરફ થવા લાગ્યું હતું, અને સતત અછતના

કારણે ખેતીના ખૂબ મોટા પ્રશ્નો ઊભા થયા હતા. અત્યારે જે પ્રશ્નો સામે આવી રહ્યા છે તેનું સ્વરૂપ અલગ છે. તમે જાણો જ છો કે થોડા દિવસ પહેલા કલીંગનગર ગામમાં ટાટા કંપનીના ઔદ્યોગિક પ્રકલ્પની સ્થાપના કરવાના કામમાં આદિવાસીઓએ વિરોધ દર્શાવ્યો હતો જેથી ત્યાં કેટલાક આદિવાસીઓને પોલિસ ગોળીબારમાં મરણ સ્વિકારવું પડ્યું હતું. તેઓના શબની ઓળખાણ થઇ નથી જેથી તેઓના હાથકાપી પોલિસ સ્ટેશનમાં મૂકવામાં આવ્યા હતા. ત્યાંના આદિવાસીઓનું કહેવું એવું છે કે તેઓની જમીન સરકારે ઓછી કિંમતમાં ખરીદી લીધી અને ખૂબ મોટી કિંમતમાં ટાટા કંપનીને તે વેચવામાં આવી, જે અયોગ્ય છે અને અન્યાયકારક છે. ત્યાંના આદિવાસી ટાટા કંપનીએ આપેલી પૂર્ણ કિંમત પોતાને મળવી જોઇએ એવું માને છે. પણ એ ન્યાયની વ્યાજબી માગણી પૂરી કરવાના બદલે સરકારે તેમના પર આતંક ગુજાર્યો હતો.

આંદામાનમાં જારોઆ આદિવાસી વસે છે. એવું માનવામાં આવે છે કે જારોઆ લગભગ ૬૦ હજાર વર્ષથી આંદામાનમાં વસેલા છે. ૧૧ મી સદીમાં ત્યાં પહોંચી ગયેલા ખલાસીઓએ તેમનું વર્ણન ગ્રંથોમાં લખ્યું હતું. ૧૫ મી સદીમાં પણ અન્ય મુસાફરોએ તેઓનું વર્ણન લખેલું હતું. એવું કહેવામાં આવતું કે આંદામાનમાં બહારથી કોઇ જઈ શકતું નથી. જારોઆ આઝાદ વૃત્તિના મૂળ નિવાસી રહેલા છે. બીજા વિશ્વ યુદ્ધ દરમ્યાન જાપાન સરકારે આંદામાનનો કબજો કરી લીધો હતો અને મોટી સંખ્યામાં જારોઆને ગુલામ બનાવી તેઓનું વેચાણ બીજા દેશોમાં કરવામાં આવ્યુ હતું. હવે જારોઆની સંખ્યા માત્ર ૮૦૦ જેટલી બચી છે. હાલમાં ત્યા રોગચાળો ફાટી નિકળવાથી મૃત્યુનું પ્રમાણ ખૂબ વધી ગયું છે અને ૬૦ હજાર વર્ષો જૂના આદિવાસી સંસ્કૃતિનો મૂળિયાંથી વિનાશ થવા લાગ્યો છે. મહારાષ્ટ્રના મેળઘાટમાં ૧૯૯૪-૯૫માં સીકલસેલ નો ફેલાવો વધારે થવાથી, ત્યાં મૃત્યુનું પ્રમાણ વધી ગયું હતું. પાછલા ૧૨ વર્ષોમાં ત્યાં ભૂખમરાથી મૃત્યુ પામેલા બાળકોની સંખ્યા ખૂબ જ વધી ગઈ છે.

પહેલાં જે રીતે નેપાળની આદિવાસી બાળકીઓનું વેચાણ થવાથી કલકત્તામાં વૈશ્યાગૃહ ભરાઈ ગયાં તે રીતે હવે ઉત્તર ગુજરાત અને પંચમહાલમાંથી આદિવાસી છોકરીઓની 'વેચાણ' થવાની મોટા પ્રમાણમાં શરૂવાત થઇ છે. બે-ત્રણ મહિના પહેલાં જ્યારે મુંબઈમાં શરાબખાનામાં નૃત્ય કરવાવાળી છોકરીઓ ઉપર બંધી મૂકવામાં આવી ત્યારે તેમને નેતૃત્વ આપવાવાળાં બહેન શ્રીમતી આશા કાળે મને મળવા માટે વડોદરામાં આવ્યાં હતાં. એ દિવસ શિયાળાના હતા અને વહેલી સવારે આશાબેન મારા ઘરે આવી પહોંચ્યા. તેઓએ મને મુંબઈની નૃત્ય કરવાવાળી છોકરીઓના આંકડા જણાવ્યા તે પરથી ખૂબ સ્પષ્ટ હતું કે મોટા ભાગની આ છોકરીઓ મધ્યપ્રદેશ, છત્તીસગઢ અને ઝારખંડના આદિવાસીઓની છે. એમની વાત સાંભળતાં એ શિયાળાની ઠંડીમાં પણ મારું લોહી ગરમ થઇ ઊઠ્યું હતું.

ગયા વરસે મણિપુરની આદિવાસી બહેનોએ ત્યાં હંમેશાં માટે યાતના આપવાવાળા સૈન્યના જુવાનો સામે બળવો પોકાર્યો હતો. એ બહેનો ખૂબ ગુસ્સે થઇને સૈન્યદળ સામે લડવા માટે તૈયાર થઇ ગયેલી કારણ કે ત્યાં જુવાનોએ બહેનો ઉપર અત્યાચાર કરેલા હતા. બે-ત્રણ મહિના પહેલાં વિવિધ પ્રકલ્પોથી અસરગ્રસ્ત થઇ વિસ્થાપિત થયેલા આદિવાસીઓને ન્યાય અપાવવા માટે આંદોલન ચલાવવામાં આવ્યું હતું, જે વિશે તમે વાચ્યુ હશે જ.

પણ જે કદાચ તમે નહીં વાચ્યું હશે, એ ખાસ નોંધપાત્ર વિગત એવી છે કે અવૈધાનિક માર્ગથી પણ દેશના વિવિધ વિસ્તારોમાં આદિવાસીઓ સરકાર સામેના પ્રતિકાર માટે ઊભા થઇ ગયા છે. કેટલાક માથાભારે તત્વોએ દેશના વિવિધ આદિવાસી વિસ્તારોમાં નકસલવાદના નામથી પોતાનો સ્વતંત્ર વ્યવહાર શરૂ કર્યો છે. ગયા વરસે જંગલ-જમીનના પ્રશ્ન ના સંદર્ભમાં જ્યારે ભારતના વડાપ્રધાનના મંત્રાલયમાં ચર્ચા થઇ હતી ત્યારે મને એવું સાંભળવામાં મળ્યું કે દેશના આશરે ૮૭ જિલ્લામાં નકસલવાદનો ફેલાવો થયો છે. ત્યાર પછી આ સંખ્યામાં વધારો થઇ રહ્યો છે

એવા સમાચાર છાપાઓમાં વાંચવા મળતા રહ્યા છે. આ બધી પરિસ્થિતિ ચિંતાજનક છે. એક તરફ આદિવાસીની કથળતી જતી આર્થિક સ્થિતિ અને બીજી તરફ આદિવાસીના નામ પર હિંસક રાજકીય પ્રવૃત્તિનો ફેલાવો. આ બંને માંથી આપણ બચી રહેવાનું છે અને આદિવાસીઓના વિકાસ માટે નવા અહિંસક અને વૈધાનિક ચીલા પાડવા છે. આપની સામે આ એક મોટો પડકાર રહેવાનો છે.

આદિવાસીઓની પરિસ્થિતિ આટલી ખરાબ થવાનાં કારણો શું રહ્યાં છે ? હાલની પરિસ્થિતિનો વિચાર કરીશું તો વૈશ્વિકરણનાં પરીબળો એ સૌથી મોટું કારણ જોવા મળે છે. વૈશ્વિકરણનાં વાવાઝોડાંમાં આદિવાસીની જમીન અને જમીન ઉપર આવેલું જંગલ, તેમજ જમીનના પેટમાં રહેલ ખનીજો મેળવવા માટે મૂડીવાદીઓની હરિફાઈ શરૂ થઇ છે. હવે તો આપણાં જમીન, જંગલ અને ખનીજો કેવી રીતે બચાવી રખાવાં એજ મોટી સમસ્યા આપણી સામે નિર્માણ થયેલી છે. સાથે સાથે આટલા વર્ષો સુધી શહેર તરફ સ્થળાંતર કરવાવાળા આદિવાસીઓ હવે ગામડા તરફ ફરીથી વળવા લાગ્યા છે, કારણ કે શહેરોમાંથી દબાણ હટાવવાના નામથી મોટા ભાગની ગરીબ વસ્તીઓને નાબૂદ કરવાનું શરૂ થયું છે. અને એ નાબૂદીકરણને ન્યાયતંત્ર અને સરકાર બંન્ને ટેકો આપી રહ્યાં છે. આપણા સમયમાં ગરીબાઈ એ શબ્દ એક ગાળ બની ગયો છે, અને ગરીબ વ્યક્તિ એટલે સમાજને શાપ જેવો માનવામાં આવી રહ્યો છે. તે ઉપરાંત આપણા સમયમાં ભારતમાં આદિવાસીઓ તરફ જોવાની દષ્ટિ ખૂબ જ અસહિષ્ણુતાની બની ગઈ છે. જે રીતે શૈક્ષણિક સંસ્થામાં અનામત જગ્યા રાખવાનો વિરોધ ઉભો રહ્યો છે અને શહેરમાં રહેતા શિક્ષિત અને સધન વ્યક્તિનો વિચાર સંયમ ભાંગી પડયો છે તે જોતાં આદિવાસીઓ પ્રત્યે સહાનુભૂતિનું વલણ ફરીથી આપણા સમાજમાં નજીકના ભવિષ્યમાં આવી શકશે એવી આશા રાખવી પણ મુશ્કેલ બની ગઈ છે.

આ બધી ચર્ચા જ્યારે તેજગઢમાં થઇ ત્યારે એ ચર્ચામાં ભાગ લેતા દરેકના મનમાં ચિંતા ઉત્પન્ન થઇ હતી. પણ ત્યાર પછી આપણા કામગીરી વિશેની વાત નીકળી તો દરેકને એવું પણ લાગ્યું કે જે કાર્ય આપણે બધાએ હાથમાં લીધું છે તે કાર્ય ખૂબ નિષ્ઠાથી કરીશું તો નક્કી જ આદિવાસી આ સામાજિક વાવાઝોડામાંથી બચશે અને પોતાની સાંસ્કૃતિક અને ઐતિહાસિક ઓળખાણ જાળવી રાખી શકશે. તે કરવા માટે નિષ્ઠાથી કામ કરવું જોઇએ, પણ તેથી પણ મહત્વનું છે કે વિચારથી કામ કરવું જોઈએ. સારી રીતે વિચારતા નહીં બનીશું, તો પેહલાથી જ આપણને ગેરમાર્ગે દોરવાવાળા ઘણાં બધાં તત્ત્વો આપના સમાજમાં કાર્યરત થઇ ચૂક્યાં છે. આપનામાંથી દરેક માટે ત્રણ શબ્દ ખૂબ અગત્યના છે. પહેલો શબ્દ છે. 'આત્મનિર્ભરતા', જે દરેકના જીવનમાં પણ જોવા મળવો જોઇએ. બીજો શબ્દ છે 'અહિંસા', જે આપણા વિચારના દરેક પાસા સાથે એકરૂપ થવી જોઈએ, અને ત્રીજો શબ્દ છે 'સહિષ્ણુતા', જેનો અર્થ છે સહાનુભૂતિ, સંવેદનશીલતા, સૌજન્ય. સહિષ્ણુતા એટલે એક બીજાના મતો વિશે આદર રાખવો, એકબીજાને જીવવાની તક આપવી. આત્મનિર્ભરતા, અહિંસા અને સહિષ્ણુતા આ ત્રણે તત્ત્વો ખૂબ પ્રાચીન સમયથી વિચારકોને પ્રકાશ આપતાં રહેલા છે. આપના સમયમાં આપણને આદિવાસી તેમજ ગેર આદિવાસી સમાજના દરેક નબળા વ્યક્તિને પ્રકાશ આપવો હોય તો ફરી એક વાર આ ત્રણ તત્ત્વોને ઉજળા કરવા પડશે. અને આપણે એ નહીં કરીશું તો બીજા કોણ કરશે ?

તમે જ્યાં પણ છો ત્યાં સારી સ્થિતિમાં હશો એવી આશા સાથે,

ગણેશ દેવી

# ભાષા-પત્ર
**મે ૨૦૦૬**

ભાષા આંદોલનમાં જોડાયેલ પ્રિય મિત્ર,

૯, ૧૦ અને ૧૧ એપ્રિલના રોજ ભાષાકેન્દ્રની દશાબ્દિની ઉજવણી થઇ હતી. ૧૦મી તારીખે કેન્દ્ર સરકાર તરફથી, અધિકારીઓની એક ટુકડી આદિવાસી અકાદમી અને ગ્રામવિકાસ કેન્દ્રનું કાર્ય જોવા અને જોખવાના હેતુથી તેજગઢ પધારી હતી. તે દિવસે મેં તમને બધાને ખાદીનાં સફેદ કપડામાં જોયા. આમ તો આદિવાસીની સાંસ્કૃતિક ઓળખાણ રંગોથી થાય છે. આદિવાસી સંસ્કૃતિ એટલે વિવિધ રંગોનો ઉત્સવ. સફેદ રંગની ખાદીથી આદિવાસીની ઓળખાણ થતી નથી. તો પણ મેં આગ્રહ રાખ્યો હતો કે બધાંએ સફેદ ખાદીના કપડા પહેરવા. ખાદીનો એક ઇતિહાસ છે જે આપણા માટે ખાસ જાણવા જેવો છે.

ગયાં ત્રણ-ચાર હજાર વર્ષોમાં ભારતનાં ગામડાં આત્મનિર્ભર રહ્યાં હતાં. અંગ્રેજો ભારતમાં આવ્યા ત્યાં સુધી ગામડાઓ પોતાની શાન સાચવીને જીવંત હતાં. પોતાની મસ્તીમાં આનંદિત રહેતાં હતાં. અંગ્રેજોના આવવાથી ગામડાઓનું મહત્વ ઘટતું ગયું. કારણ કે અંગ્રેજોના પોતાના દેશમાં એ સમયે ગામડાં મોટી સંખ્યામાં ઘટતાં જતાં હતાં અને શહેરોની સંખ્યા વધતી જતી હતી. કારખાનાઓ, કોલેજો, વિદ્યાપીઠો તેમજ અન્ય મોટા પ્રકલ્પો માત્ર શહેરોમાં જ સ્થાપવાની પ્રણાલિ અંગ્રેજોએ સ્વીકારી હતી. જે તે પ્રદેશના અધિકારીઓની અને સરકારના અમલીકરણની કચેરીઓ શહેરમાં જ સ્થાપવાની પદ્ધતિ અંગ્રેજોએ સ્વીકારેલી હતી. અને એ જ પ્રમાણે કચેરીઓ ઊભી કરી. અંગ્રજોના શાસન દરમિયાન ભારતમાં શહેરોનું જે પહેલાં મહત્વ હતું એ પ્રમાણમાં વધી ગયું. અને કારણે ગામડાઓનું મહત્વ ઓછું થતું ગયું. શહેર અને ગામડું - એ બન્ને વચ્ચે વિરોધ છે એવું અંગ્રેજો માનતા હતા. એક અંગ્રેજ કવિએ લખ્યું છે : ''કુદરતે ગામડાંનું નિર્માણ કર્યું, પણ માનવીય પ્રયત્નોથી શહેરો ઉત્પન્ન થયાં.'' (God made country, man made the city) આપણે ત્યાં આવો વિરોધાભાસ પહેલાં હતો નહીં. પણ અંગ્રેજોના જમાનામાં એ જન્મ્યો. અને ત્યાર પછી અર્થવ્યવસ્થાનાં દરેક પાસાઓમાં એ વિરોધાભાસ વધતો ગયો. એનો અર્થ એ થયો કે, ગામડું ભલે ઉત્પાદન કરતું હોય પણ સરકારનાં નાણાં સૌથી વધારે નગરો પાછળ ખર્ચાવાં જોઇએ એવી ભૂમિકા સ્વીકારવામાં આવી. આ નવા અર્થતંત્રની ભીંસમાં ભારતનાં ગામડાં પોતાની અસ્મિતા, પોતાનું ગૌરવ ગુમાવી બેઠાં.

જ્યારે મહાત્મા ગાંધીએ જોયું કે ભારતનાં ગામડાં મૃતપ્રાય થઇ રહ્યાં છે, ત્યારે એમણે નક્કી કર્યું કે, ભારતનાં ગામડાઓને સજીવ કરવા એ ખૂબ મહત્વનું કાર્ય છે. ગાંધી એવું પણ માનતા હતા કે ગામડાંને સજીવ કરવાં એ જ અંગ્રેજો સાથે લડવાનો સૌથી અસરકારક માર્ગ છે. તમારામાંથી ઘણા બધાએ ગાંધીજીના 'હિંદસ્વરાજ' નું વાચન કરેલું છે. એટલે તમે જાણો જ છો કે અંગ્રેજોને ભારતમાંથી હાંકી કાઢવા એ ગાંધીના સમાજકાર્યનો મુખ્ય ઉદ્દેશ નહોતો. પરંતુ એમનાં વિચાર અને કાર્યનો મુખ્ય હેતુ, આપણામાં અંગ્રેજોના લીધે જ ખોટા વિચારો પ્રવેશી ગયા છે એને હાંકી કાઢવાનો, દૂર કરવાનો હતો. એટલે, દેશમાંથી અંગ્રેજોનું ચાલ્યા જવું એ માત્ર ઉપરછલ્લી આઝાદી છે. આપણા દિલ અને દિમાગમાંથી પરાધીનતા દૂર કરવી એ જ સાચું સ્વરાજ છે. એવું ગાંધી માનતા હતા અને આ માટે એમણે ગ્રામસ્વરાજનો વિચાર કર્યો.

ગાંધી ચિંતક હતા, સંત હતા અને સ્વાતંત્ર્યસેનાની હતા. પરંતુ એમને અર્થશાસ્ત્રની પૂર્ણ માહિતી નહોતી. એ

પોતે પણ આ ત્રુટિ પ્રત્યે સભાન હતા. આથી ગાંધીજીએ ગામડાંના આર્થિક વિકાસ માટે એમના જાણિતા સલાહકાર શ્રી કુમારપ્પા પાસેથી અમુક કલ્પનાઓનો સ્વીકાર કર્યો હતો. આપણા માટે અને ખાસ કરીને આજના ભારતનાં આદિવાસી ગામડાઓ માટે કુમારપ્પાનું મહત્વનું સ્થાન છે. કુમારપ્પાએ એવો સિદ્ધાંત ગાંધી સામે મૂક્યો કે, ગામડાંનો આર્થિક વિકાસ એટલે ગામમાંથી કોઈનો વ્યક્તિગત આર્થિક વિકાસ નહીં, પરંતુ ગામના વિકાસ માટે ગ્રામજનો એકઠા થઇ કામ કરતાં થાય તો એ ગામનો વિકાસ છે. એ હેતુથી કુમારપ્પાએ ગ્રામિણ ઉદ્યોગોને વેગ મળે એવા પ્રયત્નો કરેલા અને ગાંધીએ એમના પ્રયત્નોને પૂરેપૂરો ટેકો આપ્યો હતો. એ પ્રકારે ગામડામાં કામ કરી શકે એવા યુવાનો તૈયાર કરવા માટે ગાંધીએ ગૂજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી.

કુમારપ્પાના વિચારમાં ખાદી કેન્દ્ર સ્થાને રહી હતી. દરેક વ્યક્તિ ઘરે બેઠા નાનકડો ઉદ્યોગ શરૂ કરશે તો ધીમે ધીમે ગ્રામોદ્યોગ માટેનું વાતાવરણ ઊભું થશે એ એમનો વિચાર હતો. કપડાં દરેકની પ્રાથમિક જરૂરિયાત છે. દરેક વ્યક્તિ પોતાના હાથે જ પોતાના માટે કપડાં બનાવશે તો ઇગ્લેંડમાંથી આવતાં કપડાં ખરીદવાની જરૂર નહીં રહે, એવો વિચાર ખાદી પાછળ હતો. એટલે તે સમયે ખાદી બનાવવી અને વાપરવી એ આઝાદી માટે ખૂબ જરૂરી બાબત હતી. આપણા જમાનામાં ફરી એકવાર કુમારપ્પાનો અર્થવિચાર અને મહાત્મા ગાંધીનો સ્વરાજનો સિદ્ધાંત, આપણા માટે ખૂબ ઉપયોગી રહેવાનો છે. પણ એનો અર્થ એવો નથી કે એની આપણે નકલ કરવી. એનો અર્થ એવો પણ નથી કે ખાદીથી શરીર ઢાંકવું અને મગજમાં સ્વાર્થના વિચારો રાખવા. આપણા માટે, ગામડાંને સજીવ કરવાની અને આપણા દેશનાં ગામડાંની આઝાદીનું રક્ષણ કરવાની પધ્ધતિ જરૂરી છે. જે આપણા જમાનામાં અસરકારક હોવી જોઇએ. છેલ્લા દસેક વર્ષોથી હું આ પ્રશ્નો પર સતત વિચારતો રહ્યો છું. અને એક તારણ પર પહોંચ્યો છું. એ તારણ છે : **ગામડાંની આઝાદી અને આત્મનિર્ભરતા = સજીવ ખેતી.**

આપણામાંના દરેકને પોતપોતાનું નામ છે. જેમ કે, વસંત, હેમસિંગ, મનહર, નગીન, ચંપા ઇત્યાદિ. ત્યાર પછી આપણને આપણા કુટુંબ કે સમાજનું નામ પણ મળ્યું હોય છે. જેમ કે, રાઠવા, તડવી, વસાવા ઇત્યાદિ. અથવા વરિયા, પટેલ, કાપડિયા ઇ. ત્યાર પછી આપણો એક જિલ્લો હોય છે. જેમ કે, વડોદરા, પંચમહાલ, નર્મદા ઇ. તે ઉપરાંત આપણો પ્રાંત હોય છે, મહારાષ્ટ્ર, રાજસ્થાન, ઝારખંડ વગેરે. અને દેશ પણ હોય છે. મલેશિયા, અફઘાનીસ્થાન, ભારત વગેરે. આ સિવાય આપણામાંથી ઘણાને ધર્મ હોય છે. મુસલમાન, યહુદી, હિન્દુ વગેરે. આ બધા માટે અથવા તો આમાંથી ગમે તે માટે બલિદાન આપવાની આપણી તૈયારી પણ હોવી જોઈએ. આ માટે, આમાંની દરેક વસ્તુ માટે આપણે ઝઘડો કરવા તત્પર રહીએ છીએ. આ પત્ર વાચતા તમે એકાદ મિનિટ આંખ બંધ કરી કલ્પના કરશો કે તમારા પગ જ્યાં ટકેલા છે એ વસ્તુનું નામ પૃથ્વી છે. એ પૃથ્વી માત્ર એક જ છે. એનો નાશ થશે તો ફરીથી એનું નિર્માણ થશે નહીં. એ નિર્જીવ બને તો એને ફરીથી સજીવ કરવી આપણા હાથનો ખેલ નથી.

આપણામાંથી બધા જ ખેતી કરે છે અથવા ખેતીકામથી પરિચિત છે. ગયાં ૨૦-૨૫ વર્ષોથી આપણે ખેતી માટે રાસાયનિક ખાતરનો વપરાશ શરૂ કર્યો. શરૂઆતમાં ખાતર વાપરવા માટે કંપનીઓ રાહત દર (સબસીડી) આપતી હતી. ધીમે ધીમે તેઓએ સબસીડી પાછી ખેંચી લીધી. ત્યાં સુધીમાં આપણે બધા જ રાસાયણિક ખાતરોથી એટલા ટેવાઇ ગયા છીએ કે રાસાયણિક ખાતર વગર ખેતી થઇ શકે છે એવું આપણે સ્વીકારતા નથી. એટલે ખાતર ખરીદવા માટે આપણી પાસે નાણા ન હોય તો ઉછીના લઇને ખાતર ખરીદવાનું વલણ આપણે રાખ્યું છે. ખાતર માટે રૂ.૪૦૦૦ નો ખર્ચો થાય અને તેની સામે રૂ.૭૦૦૦નો પાક આવે તો ૩૦૦૦ રૂપિયા ખેતીનો

નફો થશે. રાસાયણિક ખાતર વગર ખેતી કરીશું અને ૭૦૦૦ રૂપિયા નહીં પણ માત્ર ૪૦૦૦ રૂપિયાનો જ પાક આવે તો આપણને લાગે છે કે નુકસાન થયું. પણ તમે સાચો હિસાબ કરી જોશો તો સમજશે કે નુકસાન ક્યાં છે ? અને નફો ક્યાં છે ? એ સમજવા માટે તમને બે મિનિટનોય સમય લાગશે નહીં. આની સામે જો આપણે રાસાયણિક ખાતરનો ઉપયોગ બંધ કરીશું તો જે જમીન નિર્જીવ છે એ ફરી એકવાર સજીવ બનશે. ખાતરનાં રસાયણોને લીધે જમીનમાં જે સજીવ કૃમિ અને કીટક હતાં એ મરતાં ગયાં, એમનો નાશ થયો. એ વળી એટલી હદ સુધી કે આપણા વિસ્તારમાં હવે રાસાયણિક ખાતરોથી પોષાયેલા પાકની નજીક મધમાખી પણ જોવા નથી મળતી. તમને યાદ હશે કે બાળપણમાં કેટલાં બધાં પતંગિયાં જોવા મળતાં હતા ! એ હવે ક્યાં ગયાં ? સજીવ ખેતી કરવાથી જમીનમાં ફરી એકવાર જીવનનું નિર્માણ થશે. પૃથ્વી ટકી રહેશે. સજીવ ખેતીથી હદ બહારના કરજના બોજ નીચે કચડાયેલો ખેડૂત ફરીથી આઝાદ થશે.

ગણતરી કરો : એક ગામમાં સો ખેડૂત છે. તેમાંથી દરેક ખેડૂત ખાતર માટે દર વરસે ૩૦૦૦ રૂપિયા ખર્ચીરહ્યો છે. એટલે આખા ગામનો ખર્ચો ૩ લાખ થયો. રાસાયણિક ખાતરની ખરીદી નહીં કરીએ અને માત્ર છાણિયા ખાતર અને અળસિયાંની મદદથી બનાવેલું, આપણે ત્યાં કચરો ભેગો થયો છે એમાંથી બનાવેલું ખાતર વાપરીએ તો ગામના ૩ લાખ રૂપિયા બહાર નહીં મોકલવા પડે. આ ત્રણ લાખમાંથી તો મોટાભાગના રૂપિયા દેવું કરીને લીધેલા હોય છે. જેની ઉપર બમણું કે ત્રણ ગણું વ્યાજ આપવાથી વધારાના ત્રણેક લાખ રૂપિયા આપણા ગામ બહાર જતા રહે છે. સજીવ ખેતીથી એ રૂપિયા પણ ગામ બહાર ન જાય એવી વ્યવસ્થા શક્ય બનશે. એટલે ૩ + ૩ = ૬ લાખ રૂપિયાની કિંમત નહીં ચુકવવી પડે અને એ નાણાં ગામની અંદર જ રહેશે. હવે તમે વિચારો, આપણી જ જમીન નિર્જીવ કરવા માટે, તેને મારી નાખવા માટે, આ પૃથ્વીનો વિનાશ કરવા માટે દર વરસે આપણા ગામને ૬ લાખ રૂપિયા કિંમત ચુકવવી પડે છે. એની સામે, જમીન સજીવ રાખવા માટે, દેવામાંથી મુક્ત થવા માટે, આપણા જ ગામમાંથી ૬ લાખ રૂપિયા ભેગા કરવાની અને ગામમાં જ રોકી રાખવાની તક મળે છે. આપણે આ હિસાબ સમજવાનો સમય આવી ગયો છે. ક્યારેક મને એવું લાગે છે કે આપણી પૃથ્વી માતા આપણાં દરેક ગામને જાણે કહી રહી છે કે મને નિર્જીવ બનાવશો તો દર વરસે તમારા ગામને ૬ લાખ રૂપિયાની ખોટ ભોગવવી પડશે, અને મને સજીવ રાખશો તો તમારા ગામને હું ૬ લાખ રૂપિયાનું વળતર આપીશ.

આપણા આ સમયમાં સ્વરાજ માટેનો રસ્તો ખાદીનો નથી, સત્યાગ્રહનો નથી, સંઘર્ષનો નથી, હિંસક કાર્યોનો નથી, રાજકીય હુલ્લડબાજીનો નથી. **આપણા માટે એક જ માર્ગ છે, આઝાદીનો અને આત્મનિર્ભરતાનો, વિકાસનો અને શાંતિનો. અને એ માર્ગ છે સજીવ ખેતી.**

ગાંધી અને કુમારપ્પા આજે આપણી સાથે હોત તો તેઓ આ વાત આપણને વધુ અસરકારક રીતે સમજાવી શક્યા હોત. પણ એ આપણી વચ્ચે નથી. એટલે આપણે જ હવે આ વાત જાતે સમજવી જોઇએ અને આપણે જ ગ્રામજનોને સમજાવવી જોઈએ. જીંજરવાણીમાં ૨૧ એપ્રિલના રોજ ગ્રામજનોની એક સભા ભરાયેલી. તેમાં આ વાત ખૂબ સ્પષ્ટતાથી સામે આવી. આ બાબતે તમે જરૂરથી વિચારજો.

ગણેશ દેવી

**ગણેશ દેવી**

# ભાષા-પત્ર
**એપ્રિલ ૨૦૦૬**

ભાષા આંદોલનમાં જોડાયેલ પ્રિય મિત્ર,

આપણા સંસ્થાની સ્થાપના થયે આવતા મહિને ૧૦ વર્ષ પુરાં થશે. આ ૧૦ વર્ષ દરમ્યાન ઘણાં બધાં સપનાં હૈયે લઇ આપણી સંસ્થાએ ખૂબ જ પ્રશંસનીય પ્રગતિ કરેલ છે. એ પ્રગતિમાં આપણાંથી દરેકનો મોટો ફાળો રહેલો છે. આ ૧૦ વર્ષ દરમ્યાન આપનામાંથી ઘણાં બધાં સાથે મારી ચર્ચા થયેલ છે. તેમજ દરેક કાર્યમાં વિવિધ સહકારીઓનો વિચાર લઈને કાર્યનુ આયોજન કરવામાં આવ્યું છે. પણ હવે સહકારીની સંખ્યા ખુબ જ વધી ગઈ છે અને આપણા કાર્યનો પ્રાદેશિક વિસ્તાર પણ વધ્યો છે જેથી દરેક સાથે મળવું, ચર્ચા કરવી, શક્ય નથી બનતું. આ પરિસ્થિતિ ધ્યાનમાં લઈને હું આજે તમને પત્ર લખી રહ્યો છું. જેથી કમસે કમ પત્ર દ્વારા તમારી સાથે વાત કરી શકું. પત્ર જરૂર વાંચશો, તે ઉપર મનન પણ કરજો અને જવાબ મોકલશો તો ખુબ આનંદ અનુભવીશ. હું પ્રયત્ન કરીશ કે મહિનામાં એકાદવાર તમને ભાષા-પત્ર મોકલતો રહું.

'ભાષા'ની સ્થાપના કરવાનું નક્કી કર્યું ત્યારે માત્ર મૌખિક પરંપરાનું દસ્તાવેજીકરણ કરવાનો હેતુ સામે રાખ્યો હતો. આદિવાસીની સાંસ્કૃતિક ઓળખ ટકી રહે અને આદિવાસીના જ્ઞાનનો વારસો ભૂંસાઇ ન જાય તે માટેનું દસ્તાવેજીકરણ કરવાનું. તે માટે મેં 'કેન્દ્રીય સાહિત્ય અકાદમી' પાસેથી આદિવાસી સાહિત્યનાં પુસ્તકો પ્રકટ કરવાની અનુમતિ મેળવેલી હતી. આશરે ૫૦ જેટલાં પુસ્તકો પ્રકટ થશે એવું મેં ધારેલું. પણ ધીમે ધીમે પ્રકાશન કાર્યની સાથે સાથે જ પ્રકૃતિ, વિદ્યા અને ભંડોળ ફળિયા જેવા નવા કાર્યક્રમ હાથમાં લેવાનું થયું. એની શરૂઆત એકદમ નાના પાયા પર થયેલ હતી. આજે એ બધી પ્રવૃત્તિએ એક વિરાટ સ્વરૂપ ધારણ કર્યું છે.

તમને કલ્પના આવે તે માટે થોડા આંકડા સામે મૂકુ છું. આ આકડામાં દરેક પ્રવૃત્તિમાં કેટલા વ્યક્તિ પૂર્ણ સમય માટે સાંકળાયેલા છે તે જોવા મળે છે : વિદ્યાશિક્ષક-૬૪, પ્રકૃતિ કાર્યકર્તા -૧૭, ભંડોળ ફળિયા કાર્યકર્તા-૨૩, વિવિધ પ્રકલ્પના સંયોજક તેમજ ગ્રામ વિકાસ કેન્દ્રના પ્રમુખ-૧૫, ગ્રામ વિકાસ કેન્દ્રમાં અન્ય કામગીરી બજાવતા-૪૦, પરેવેક્ષક-૧૪, ગ્રામ વિકાસ કેન્દ્રના ઓફિસની જવાબદારી સાંકળી લેતા-૩, લાયબ્રેરી સાંભાળવાવાળા-૩, મ્યુઝિયમ કામગીરી બજાવતા-૯, પ્રકાશન વિભાગની જવાબદારી સંભાળતા-૩, એકેડમીના શૈક્ષણિક કાર્ય માટે-૭, એકેડેમીના બગીચા, સફાઈ અને દેખરેખ માટે-૧૩, સંસ્થાના હિસાબનું કામ કરવા માટે-૫, આરોગ્ય પ્રકલ્પમાં (જેમાં વિદ્યાર્થી નથી ગણેલા)-૫, 'ભાષા ટ્રસ્ટ' ની જવાબદારી સાંભાળતા-૪ અને વડોદરા જિલ્લા બહાર ભાષા ફેલોશિપ ધરાવતા -૪, આમ કરીને આપણે બધાં ૨૩૯ વ્યક્તિઓ છીએ. આની અંદર 'ઢોલ' સામયિકના તંત્રીજનો તેમજ એકેડમીના એડવાઈઝર્સ, 'ભાષા' ના ટ્રસ્ટી, પરદેશથી આવતા અભ્યાસકો અને ભાષામાં ભણવવા માટે આવતા અન્ય તજજ્ઞો, એવાઓની સંખ્યા ઉમેરીએ તો આપણે બધા મળીને આશરે ૩૦૦ જણા થઇએ છીએ. ૧૦ વર્ષમાં એક થી ૩૦૦ સુધી પૂર્ણ સમય 'ભાષા' સાથે જોડાયેલા વ્યક્તિની સંખ્યા થઇ એ એક મોટી ગજબની સિદ્ધિ છે.

આ ૧૦ વર્ષ દરમ્યાન તેજગઢમાં 'ટ્રાયબલ એકેડમી'ની નિર્મિતિ થઈ. જે ગામમાં માત્ર હાઇસ્કૂલ સુધી

ભણવાની વ્યવસ્થા હતી તે ગામમાં હવે સ્નાતકોત્તર ભણતર પણ મળતું રહેશે.વળી 'ઇન્દિરા ગાંધી ઓપન યુનિવર્સિટી' દ્વારા ચલાવેલા અભ્યાસક્રમનો લાભ આપણાંમાંથી દરેક જણ લઈ શકશે. આ બધા અભ્યાસક્રમની માહિતી શ્રીમતી સોનલબેન રાઠવા પાસે ઉપલબ્ધ છે તે જરૂર મેળવજો. અને તમને જે પણ ડિગ્રી કોર્સ અનુકૂળ નીવડશે એવા કોર્સ માટે નામની નોંધણી જરૂર કરાવજો. ઘર બેઠા ઓરસંગ આવે અને એ પાણીનો લાભ નહી લઇએ એ યોગ્ય નથી. ૪ વર્ષ પહેલાં ગ્રામ વિકાસ કેન્દ્રની સ્થાપના કરવામાં આવી. એકેડમીમાંથી અભ્યાસક્રમ પૂરા કરેલા વિદ્યાર્થીઓએ આત્મનિર્ભરતાના રસ્તા પરનું લીધેલું પહેલું પગલું એટલે 'ગ્રામ વિકાસ કેન્દ્ર'. મને ખુબ સારી રીતે યાદ છે કે પહેલું 'ગ્રામ વિકાસ કેન્દ્ર' સ્થપાયેલુ ત્યારે આપણાંમાંથી કોઇકના આંખ સામે 'ગ્રામ વિકાસ કેન્દ્ર'ના કાર્યનો સ્પષ્ટ નકશો હતો નહીં. પણ આજે ગુજરાતની તમામ પૂર્વપટ્ટીને આવરી લઈ શકે છે એવાં 'ગ્રામ વિકાસ કેન્દ્રો' જગ્યા જગ્યા પર ઉભાં થયાં છે. ૪ વરસ પહેલાં આપણામાંથી કોઇકને કલ્પના હતી કે નિઝર, સેલંબા, કંતાર, નાનાવાટ, રંગપૂર, ઉમરાલી, વેડછી, કડાણા, બલૈયા, નરોડા, ભિલોડા એવા અંતરિયાળ વિસ્તારમાં ગ્રામ વિકાસ કેન્દ્રોની નિર્મિતી થશે ? પણ આ બધું ખરેખરમાં થયું છે, આજે મારી પાસે જે માહિતી છે એ જણાવે છે કે ૧૧૦૦ થી વધારે ભંડોળ ફળિયાનાં જુથ બનેલાં છે. અત્યારે 'ગ્રામ વિકાસ કેન્દ્ર'ના કામનો સીધો લાભ આશરે ૮૦ હજાર લોકો સુધી પહોંચે છે. આવતાં ૨-૩ વર્ષમાં આ સંખ્યા વધશે અને આશરે ૫ લાખ લોકો સુધી આ કાર્યનો લાભ પહોંચતો હશે એવી મને ખાતરી છે.

આટલું બધું કરવું કઇ રીતે સંભવ બન્યુ ? નથી આપણી પાસે કોઇ જાદુ કે મંત્રવિદ્યા. આપણે કોઈ ધર્મપીઠનું કે રાજકીય પક્ષોનું સમર્થન પણ લેતા નથી, કે પછી આપણાંમાંથી કોઇ ખૂબ ધનાઢ્ય અમીરપુત્ર પણ નથી. આપણે બધાં જ અત્યંત સામાન્ય વ્યક્તિઓ છીએ અને માત્ર સામાન્ય રીતે જીવીએ છીએ. તો પણ આટલી બધી મુશ્કિલીઓનો સામનો કરી આપણું આ કામ આજે એક વિશાળ રૂપ ધારણ કરી રહ્યું છે. એનું રહસ્ય શું છે? ખૂબ ઓછા શબ્દોમાં કહીશ તો, 'સાતત્યથી કોઇપણ કામગીરી કરવાથી એ અંત સુધી પહોંચે છે અને એ કામમાં યશ પ્રાપ્ત થાય છે. વળી સચ્ચાઇ અને પ્રામાણિકતાથી એ કામ થાય તો એ યશ દૈદિપ્યમાન પણ બને છે.' આટલાં વર્ષોથી આપણે બધા સતત કામ કરતા રહ્યાં, ના આપણાંમાંથી કોઇએ રવિવાર કે રજાના દિવસનો વિચાર કર્યો, ના કોઇએ રાત છે કે દિવસ છે એ જોયું, અને માત્ર જે જરૂરી પરિશ્રમ હતો એ આપણે કરતા ગયા. વળી, આપણે બધા પ્રામાણિકતાથી અને સચ્ચાઈ ભૂલ્યા વગર કામ કરતા ગયા. આ કામ કરવામાં આપણને આનંદ રહ્યો છે. બીજાઓની આંખના આસુ લૂંછવા એ આપણને ધન્યતાની લાગણી આપે છે.

મને લાગે છે કે આપણે બધા વધારે માત્ર ૧૦ વર્ષ સુધી પુષ્કળ પરિશ્રમ કરીશું તો ગુજરાત, મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ અને રાજસ્થાનના આદિવાસીઓને વિકાસના પંથે આપણે નક્કી જ લાવી શકીશું. ૧૦ વર્ષ કોઇ વ્યક્તિના જીવનમાં ખૂબ મોટો સમયગાળો નથી હોતો, અને કોઇ સમાજ કે દેશના જીવનમાં તો ૧૦ વરસનો સમયગાળો એટલે કે લગભગ નહિવત કહેવાય. એટલે, માત્ર ટૂંકા સમયમાં આપણે બધાં આપણા સમાજનો પૂરો વિકાસ સાધી શકીશું, અને તે માટે કોઇ ખાસ ત્યાગ કે બલિદાન કરવાની જરૂરિયાત નથી. તે માટે કોઇ રાજકારણ કરવાની જરૂરિયાત નથી.

ગયાં ૧૦ વર્ષમાં મારા માટે જે ખાસ આનંદનો અનુભવ રહ્યો એ એ હતો કે આપણામાંથી ઘણાંબધાં પુસ્તકો વાંચવાનું શીખ્યાં. આપણી સંસ્થા પાસે આશરે ૨૫૦૦૦ મૂલ્યવાન ગ્રંથોનો સંચય છે. આવતાં ૧૦ વર્ષમાં આ ૨૫૦૦૦ પુસ્તકોમાંથી દરેક જણે માત્ર ૧૦૦ ગ્રંથોનું વાંચન કરેલું હશે અને તે વિશે મનન કરેલું હશે તો પણ આપણે બધા એક શક્તિશાળી અને અસરકારક એવા વિચારકોના સમુહ તરીકે ઉભરી આવીશું. સમાજના વિકાસ માટે આપણાંમાંથી દરેક જણે આખરે તો વિચારવંત બનવાની જવાબદારી સ્વીકારવી પડશે. તે માટે વધારે પરિશ્રમ, ખર્ચો કે મહેનત કરવાની નથી, માત્ર આપણે સંસ્થામાં ઉપલબ્ધ એવા ગ્રંથોનું વાંચન અને મનન કરવાનું છે, ઉપર કહ્યું એમ, આપણાં બારણે આવેલા ઓરસંગને અભિવાદન કરવાનું અને એને પાછા નહીં મોકલવાનું.

હું જાણું છું કે, આપણા કામમાં ઘણીવાર મુશ્કેલીઓ ઊભી થાય છે, ખાસ કરીને વ્યક્તિ અને વ્યક્તિ વચ્ચેનો સંવાદ તૂટી જાય છે, એકબીજા વિશેનો સંશય અને અવિશ્વાસનું વાતાવરણ ઊભું થાય છે. આવા સંજોગોમાં કુદરત પાસેથી શીખેલ એક નિયમ તમને ઉપયોગી નિવડશે. એ નિયમ છે કે, જ્યારે વાવોઝોડું આવે ત્યારે જે ઝૂકી નથી જતાં એવા વૃક્ષોનાં મુળિયાં ઉખડી પડે છે. અને જે ઝૂકવામાં શરમ નથી માનતાં એવા ઘાસ-ચારાના ક્ષીણ પાનપણ જીવતાં રહે છે. ખોટું અભિમાન વ્યક્તિને, જાતને નુકસાન પહોંચાડે છે, પણ એ વ્યક્તિના ચારે બાજુ રહેલાં અન્યને પણ નુકસાન પહોંચાડે છે. આપણે બધા સંગઠિત થઇને કામ કરવાની વાત થઇ, અને સંગઠિત રહેવું જ હોય તો ગેરસમજ પર આધારિત એવા સંબંધો બીજા કાર્યકર્તા સાથે આપણા તો નહીં હોવા જોઈએ. એટલે લીનતા સ્વીકારવી.

પત્ર લખી રહ્યો છું તો શું લખું અને કેટલું લખુ એવું થાય છે, પણ સમયની મર્યાદા અને જે કાગળ પર લખી રહ્યો છું તે કાગળની મર્યાદા ધ્યાનમાં લઇ આ ભાષા પત્ર પુરો કરું છું. પણ પત્ર પૂરો કરતાં પહેલાં ફરી એકવાર કહેવાનું મન થાય છે કે, ગયા મહિનામાં લુણાવાડાનો વિકાસ હાટ, કલેશ્વરી મેળો અને તેજગઢનો વિકાસ હાટ જોયાનો આનંદ ખૂબ અદ્‌ભુત હતો, જે કોઇ એ કાર્ય માટે મથ્યા છે તેઓને મારા ધન્યવાદ. એપ્રિલ મહિનામાં તેજગઢમાં કાર્યક્રમ યોજવો છે તેમજ ૧લી મે ના રોજે દાંડી ખાતે પણ કાર્યક્રમનું આયોજન કરી રહ્યાં છીએ. આ બંન્ને કાર્યક્રમ પણ એટલા જ ભવ્યતાથી અને ઉત્સાહથી કરવામાં આવશે, તે વિશે જરાય સંદેહ મનમાં નથી.

૨૦૦૬ ના જાન્યુઆરી મહિનામાં મારા એક અંગ્રેજી ગ્રંથનો ગુજરાતી અનુવાદ 'સ્મૃતિભ્રંશના પગલે પગલે' નામથી પ્રકટ થયો. અનુવાદ ડૉ. ત્રિદીપભાઈએ કરેલો છે, પછી બીજા મહિનામાં મારું મરાઠીમાં લખાયેલુ પુસ્તક 'વાનપ્રસ્થ' પૂનામાં પદ્મગંધા પ્રકાશન મારફતે પ્રકટ થયું, અને માર્ચ મહિનામાં અંગ્રેજીમાં લખાયેલું મારું પુસ્તક 'ખોટી રીતે ચોર ઠરાવવામાં આવેલી વિચરતી જાતિ' (For Nomad Called a Thief) એક દિલ્હી અંગ્રેજી પ્રકાશનગૃહમાંથી પ્રકટ થયેલું છે. એક રીતે આ મારા માટે ક્રિકેટમાં જેને હેટ્રીક કહેવામાં આવે છે એવી એક આનંદની સિદ્ધિ છે. આ અંગત આનંદને વ્યક્ત કરી પત્ર પૂરો કરું છું. તમારાં કુટુંબીજનોને અને સ્વજનનોને મારા નમસ્કાર આપશો અને બધા કુશળ રહો એવી આશા રાખું છું.

ગણેશ દેવી